# ॥ સનાતન ધર્મ ॥

## હિન્દુ ધર્મ અને નીતિશાસ્ત્ર વિષયક પુસ્તક



અનુવાદ
નીના ભાવનગરી

# ॥ સનાતન ધર્મ ॥

## હિન્દુ ધર્મ અને નીતિશાસ્ત્ર વિષયક પુસ્તક



**અનુવાદ**

**નીના ભાવનગરી**

મૂળ અંગ્રેજી

સેન્ટ્રલ હિન્દુ કૉલેજ, બનારસની

સંચાલકીય સમિતિ દ્વારા પ્રકાશિત-૧૯૧૬

# || સનાતન ધર્મ ||

**મૂળ પુસ્તક**

પંડ્યા ગુલાબશંકર દ્વારા તારા પ્રિન્ટિંગ વર્ક્સ

બનારસમાં મુદ્રિત, સન ૧૯૧૬

અનુવાદ

**નીના ભાવનગરી, સુરત**

**પ્રથમ આવૃત્તિ : ૨૦૨૧**

**મૂલ્ય : નિઃશુલ્ક**

**પ્રકાશક :**
**રોહિત મારફતિઆ**
પારિજાત બંગલો, સ્ટેટબેંક સોસાયટી
આઠવા લાઈન્સ, સુરત
મો. ૯૮૨૪૧ ૫૧૧૪૪

**ગ્રંથસજ્જા :**
**લજ્જા કોમ્યુનિકેશન્સ**
બીજો માળ, સુપર માર્કેટ, રાજેન્દ્ર માર્ગ, નાના બજાર,
વલ્લભ વિદ્યાનગર-૩૮૮૧૨૦, જિ. આણંદ
મો. : ૯૫૭૪૨ ૩૩૮૬૪





મારા બહેન

**કૌશિકાબેન જગદીશભાઈ ક્લાર્ક**

(૨૩ નવેમ્બર ૧૯૩૦ - ૨૯ ઓગષ્ટ ૨૦૧૭)ના

**સ્મરણાર્થે**

કૌશિકાબેન એટલે અત્યંત સાદગીભર્યું જીવન જીવનારાં વિદુષી. એમનું વાચન ખુબજ વિશાળ. નવરાશની દરેક પળ તેઓ વાચનમાં વ્યતિત કરે. ઇતિહાસના એ અધિકૃત જ્ઞાતા. માત્ર ભારતનાજ નહિં પરંતુ વિશ્વ ઇતિહાસના જાણકાર. ત્રણ વખત કેદારનાથની યાત્રા પગપાળા માત્ર એક શાલ અને પગમાં ચંપલના સથવારે કરી. દેશ અને દુનિયા એક અભ્યાસીના કુતુહલથી ફર્યાં. વ્યવસાયે શિક્ષક. નિવૃત્તી પછી પણ અસંખ્ય વિદ્યાર્થીઓને કોઇ પણ જાતની અપેક્ષા વગર સાચું શિક્ષણ આપ્યું. એમની પાસે ભણેલા એમના વિદ્યાર્થીઓ સહિત એમના સંપર્કમાં આવેલ દરેક જણને એમને માટે, એમની લાગણી માટે, એમનાં જ્ઞાન માટે ખુબજ આદર.

દરેક માટે  કૌશિકાબેનને ખુબજ લાગણી. કોઇને પણ મદદ કરવા હંમેશા તત્પર. ખુબજ સંવેદનશીલ. અનેક દુ:ખો અને તક્લીફો વચ્ચે કોઇપણ જાતની ફરિયાદ વગર જીવન પ્રત્યે સમાધાનકારી વલણ રાખ્યું. ખુબજ શાલિનતાથી સ્વમાનભેર જીવન જીવ્યાં.

કૌશિકાબેનનાં મધુર સ્મરણ સાથે એમને ‘સનાતન ધર્મ’ અર્પણ.





# || આમુખ ||

સેન્ટ્રલ હિન્દુ કૉલેજના ટ્રસ્ટીમંડળે પોતાના સંચાલન હેઠળની સંસ્થાઓમાં વિતરિત કરવા માટેના ધાર્મિક તથા નૈતિક શિક્ષણ માટે નીચેના સિદ્ધાંતો પ્રસ્થાપિત કર્યા છે. સેન્ટ્રલ હિન્દુ કૉલેજનો ઉદ્દેશ હિન્દુ ધર્મ અને નૈતિક તાલીમને સમયની માગ અનુસાર પશ્ચિમના શિક્ષણ સાથે જોડવાનો છે, તેથી આ ધાર્મિક-નૈતિક તાલીમ વ્યાપક, ઉદારમતવાદી અને બિનસાંપ્રદાયિક પ્રકારની હોય અને સાથે સાથે નિયતપણે અને લાક્ષણિક દૃષ્ટિએ હિન્દુ પણ હોય એ અતિ આવશ્યક છે. તેમાં હિન્દુ વિચારધારાનાં વિવિધ સ્વરૂપો સંયોજાઇને સમાવિષ્ટ થતાં હોય, છતાં હિન્દુ ન હોય તેવી વિચારણાનું સ્વરૂપ એમાં સહેજપણ ન સમાયું હોય, એમાંથી બહાર રહેતું હોય એ પણ અનિવાર્ય છે. એમાં રૂઢિચુસ્ત ગણાય એવા સંપ્રદાયો વચ્ચે વિવાદનો વિષય બન્યા હોય એવા સિદ્ધાંતો અવશ્ય ટાળવામાં આવે. સમકાલીન સામાજિક કે રાજકીય પ્રશ્નોમાં આ ધાર્મિક-નૈતિક તાલીમે પડવાનું નથી જ નથી; સામાન્ય વાચક જેના આધારે વધારે વિશિષ્ટ સિદ્ધાંતો સર્જી શકે એવા ધર્મ અને નીતિશાસ્ત્રનો નક્કર પાયો આ તાલીમે નાખવાનો છે. એક પવિત્ર, કર્તવ્યિનિષ્ઠ, મજબૂત, આત્મનિર્ભર, ટટાર, પ્રામાણિક, વિનમ્ર અને સમતોલ ચારિત્રનું ઘડતર કરવાની દિશામાં એણે કામ કરવાનું છે; એક સજ્જન અને સારા નાગરિકનું ચારિત્ર્યઘડતર કરવાનું છે; જીવન પ્રત્યેના સામાન્ય દૃષ્ટિબિન્દુ અને જીવનનાં કર્તવ્યોને સંચાલિત કરનારા ધર્મના પાયાના સિદ્ધાંતો જ માત્ર એને માટે પર્યાપ્ત છે. હિન્દુઓને જે એકસૂત્રે બાંધી રાખે છે તે સર્વસામાન્ય શ્રદ્ધાની સ્પષ્ટ સાદી સમજ એણે આપવાની છે. જે કાંઇ એમને વિભાજિત કરવાનું કામ કરે છે તે સર્વની ઉપેક્ષા કરવાની છે, તે બધું ટાળવાનું છે અને છેલ્લે, જે હિન્દુઓમાં વિચારવ્યવહારના પારસ્પરિક ભેદનું સન્માન કરે છે, જે બિનહિન્દુઓમાં રહેલા ધાર્મિક ભેદનું પણ સન્માન જાળવે છે. એ પ્રકારની સહિષ્ણુતાનો મિજાજ સામાન્યજનોમાં કેળવવા માટેની કાળજી પણ લેવાની છે, કારણ કે બીજા ધર્મો પણ

એવા માર્ગો છે જેના દ્વારા મનુષ્યો પરમતત્ત્વ-સર્વશક્તિમાન તત્ત્વને પામવાનો પ્રયત્ન કરે છે તેમને માટે પણ સન્માનપૂર્વકની દૃષ્ટિ કેળવવાની છે.

તેથી :

ધાર્મિક અને નૈતિક શિક્ષણ બધા જ હિન્દુઓ માટે સ્વીકાર્ય બને તેવું હોવું જોઇએ.

તેમાં બીજા ધર્મો કરતાં હિન્દુ ધર્મને અલગ તારવતાં વિશિષ્ટ તત્ત્વોના શિક્ષણનો સમાવેશ થવો જોઇએ.

એમાં કોઇપણ પ્રકારે કોઇ ખાસ સંપ્રદાય કે ધર્મશાખાની વિશિષ્ટ વિચારણાનો સમાવેશ થવો જોઇએ નહિ.

આ પ્રકારના આયોજન સાથે લખાયેલું આ પ્રારંભિક પુસ્તક હિન્દુ અભ્યાસીઓના ઉપયોગ માટે તૈયાર કરવામાં આવ્યું છે અને એમાં તેમને પોતાના રાષ્ટ્રીય ધર્મનો સામાન્ય છતાં વાસ્તવિક ખ્યાલ આપવાનું આયોજન છે, આગળ ઉપર એનો વધુ વ્યાપક અભ્યાસ થઇ શકે, એમાં પૂર્તિ થાય પણ એમાંની મૂળભૂત, પાયાની બાબતોમાં પરિવર્તન કરવાની જરૂર ન રહે.

પુસ્તકમાં ધર્મનીતિ વિષેના સામાન્ય રીતે રૂઢિ-પરંપરાથી પ્રાપ્ત વિચારો અને સિદ્ધાંતોનું નિરૂપણ છે પણ સાંપ્રદાયિક કે વાડાબંધી-સર્જનારી વિગતો આપવામાં આવી નથી. એમ માની લેવામાં આવ્યું છે કે કોઇ સાંપ્રદાયિક વિચારધારા ધરાવતી વ્યક્તિ સંભવતઃ એમાં ઉમેરા કરશે તો પણ એને પોતાને માન્ય ન હોય એવી કોઇપણ વિગત કે બાબત તેને આ પુસ્તકમાં જડશે નહિ.

જ્યારે પુસ્તક સામાન્યજનોના અભ્યાસ માટે તેમના હાથમાં મૂકવામાં આવે ત્યારે એમાંની બાબતો સરળ ભાષામાં સમજાય એવા ઉદ્દેશથી તે રચાયું છે. પ્રત્યેક પ્રકરણ પર એક કે બે પાઠ આધારિત હોય એ રીતે એ લખવામાં આવ્યું છે.

પ્રકરણને અંતે આપેલા શ્લોકોનો મુખપાઠ થાય એવો ઉદ્દેશ છે. આ રીતે તેઓ પોતાના ધર્મ વિષેનાં પવિત્ર પ્રામાણિત વિધાનો-પદ્યોનો ઉપયોગી સંગ્રહ પ્રાપ્ત કરશે.

આ શ્રેણીનું નામાભિધાન પૂરેપૂરી ચર્ચાવિચારણા પછી સનાતન ધર્મ કરવામાં આવ્યું છે, કારણ કે તેમાં ધર્મનાં પાયાનાં મૂળભૂભ સત્યો ઉત્તમ રીતે નિરૂપિત થયાં છે. જોકે ભારતના કેટલાક ભાગોમાં એ એક સાંપ્રદાયિક નામ બની ગયું છે પરંતુ અહીં તો એનો અર્થ ‘શાશ્વત ધર્મ’ એવો જ કરવામાં આવ્યો છે.

સંપાદકો હિન્દુ યુવકોમાં અવશ્ય સાચી વિચારણાનો દૃઢ પાયો નાખવામાં ઉપયોગી નીવડશે અને તેમનું પવિત્ર, નૈતિક, વફાદાર અને માતૃભૂમિ-દેશને ઉપયોગી નાગરિકો તરીકે ઘડતર કરવામાં સહાયરૂપ થશે એવી અભ્યર્થના સાથે સમાજને આ પુસ્તક અર્પણ કરે છે.



અનુવાદક
**નીના ભાવનગરી**

# ॥'સનાતન ધર્મ' વિશે કિંચિત્ ॥

સાંપ્રત સમયમાં મોટા ભાગની પ્રવૃત્તિઓ કોઇક ને કોઇક સ્વકીય ભૌતિક, આર્થિક કે યશપ્રદ સંપ્રાપ્તિ માટે જ થતી હોય છે. અલબત્ત, આ વાસ્તવિક સત્યમાં કેટલાક સુખદ, સાનંદાશ્ચર્ય નિપજાવનારા અપવાદો તો હોવાના જ, કારણ કે અપવાદો નિયમને સાબિત કરતા હોય છે. કેવળ શુદ્ધ સામાજિક અને આધ્યાત્મિક નિસ્બતથી જ મારી પાસે 'સનાતન ધર્મ' જેવા જૂના ગ્રંથનો આગ્રહપૂર્વક ગુજરાતીમાં અનુવાદ કરાવનારા નખશિખ સજ્જન શ્રી રોહિતભાઇ મારફતિયાનો હું આવા એક સુખદ અપવાદમાં સમાવેશ કરું છું.

સેન્ટ્રલ હિન્દુ કૉલેજ, બનારસની સંચાલન સમિતિએ ૧૯૧૬માં 'સનાતન ધર્મ' શીર્ષકથી અંગ્રેજીમાં એક પુસ્તક પ્રકાશિત કર્યું હતું. પ્રકાશકોના નિવેદન અનુસાર આ પુસ્તકનો ઉદ્દેશ ઉચ્ચતર માધ્યમિક કક્ષા (જુનિયર કૉલેજ)ના અધ્યેતાઓને (સામાન્ય રીતે હિન્દુ ધર્મ તરીકે ઓળખાતા) સનાતન ધર્મના પાયાની બાબતો, સિદ્ધાન્તો અને તેના યથાર્થ સ્વરૂપનો ધર્મબોધિત નીતિશાસ્ત્રસહિત ખ્યાલ આપવાનો હતો. આ પુસ્તકની નોંધપાત્ર વિશેષતા એ છે કે એમાં સાંપ્રદાયિકતા અને વૈચારિક સંકુચિતતાનો સર્વથા અભાવ છે. સનાતન ધર્મના પ્રામાણિત શાસ્ત્રો ગણાતા ઉપનિષદો, પુરાણો, મહાભારત, મનૂસ્મૃતિ, ભગવદ્‌ગીતા-ઇત્યાદિના મંત્રો-શ્લોકોના પ્રમાણસહિત આ પુસ્તકમાં સનાતન ધર્મનું વૈચારિક, વ્યાવહારિક અને નીતિશાસ્ત્રીય સ્વરૂપ આધારભૂત રીતે નિરૂપવામાં આવ્યું છે. સામાન્ય વાચક માટે કશું જ અસ્વીકાર્ય કે વિવાદાસ્પદ લાગે એવું કોઇ તત્ત્વ એમાં નથી. એ રીતે મને પુસ્તકનું ઉપશીર્ષક 'An Elementary Textbook of Hindu Religion and Ethics' સાર્થક લાગે છે.

સાંપ્રત સમયમાં સનાતન ધર્મના પ્રામાણિત અને યથાર્થ સ્વરૂપ વિશે આધારભૂત માહિતી ગુજરાતીમાં સાંપડી શકે એવા ઉદ્દેશથી કરાવાયેલો આ અનુવાદ પ્રકાશકની સામાજિક ઉત્તરદાયિત્વની ભાવનાનો દ્યોતક છે, એમ હું માનું છું.

આપણા ધર્મ સાથે સંકળાયેલી લોકપ્રચલિત બાબતો અને તેના અર્થ વિશે જાણવાનું કુતૂહલ આ અનુવાદ સંતોષી શકશે એવી અપેક્ષા છે. માનવસમાજને ધારણ કરી રાખે, ટકાવી રાખે તે જ સાચો ધર્મ. धारणाद धर्मः। એ ધર્મની વ્યાખ્યા સનાતન ધર્મ સાથે બરાબર સંવાદિતા ધરાવે છે.

મૂળ પુસ્તકમાં સામગ્રીના સમર્થનરૂપે મુકાયેલા શ્લોકો અહીં અનુવાદસહિત યથાવત રાખ્યા છે, જેથી મૂળ ગ્રંથની પ્રામાણિતતાનો વાચકને ખ્યાલ આવે. મૂળ ગ્રંથમાં છેલ્લે શબ્દાનુકદમણી આપી છે પણ એમાંના બધા જ શબ્દોની સમજૂતી પુસ્તકની સામગ્રીમાંથી મહદંશે મળી જાય છે તેથી તેનો સમાવેશ અહીં કરવામાં આવ્યો નથી. ગ્રંથની અનુક્રમણિકા પર નજર ફેરવતાં જ પુસ્તકની સામગ્રીનો સામાન્ય ખ્યાલ વાચકને ત્વરિતપણે આવી જાય છે.

આ અનુવાદ નિમિત્તે શ્રી રોહિતભાઇએ મને મૂળ સરળ-પ્રાસાદિક અંગ્રેજી શૈલીમાં લખાયેલા સનાતન ધર્મ વિશેના ગ્રંથમાંથી પસાર થવાની તક પૂરી પાડી તે માટે હું અંતઃકરણપૂર્વક તેમના ઋણનો સ્વીકાર કરું છું.

આશા છે કે આ અનૂદિત પુસ્તક વાચકો માટે સનાતન ધર્મ વિશેની જિજ્ઞાસા સંતોષનારું નીવડશે.

અનુવાદક
**નીના ભાવનગરી**





## ॥ સનાતન ધર્મ – અમારી વાત ॥

થોડા સમય પર એક પુસ્તકની PDF ફાઇલ વોટસેપ્સ પર આવી. એ ૧૯૧૬નમાં પ્રગટ થયેલા પુસ્તકની PDF ફાઇલ હતી. નામ હતું 'સનાતન ધર્મ'. હિંદુ ઘર્મ અને નીતિશાસ્ત્ર પરના આ પુસ્તકનું પ્રકાશન મધ્યસ્થ હિંદુ કોલેજ Central Hindu College, બનારસ દ્વારા થયું હતું. મહામના પં. મદનમોહન માલાવિયા વડે સ્થપાયેલી એ કોલેજ હિન્દુ ધર્મ અને સંસ્કૃતિ વિશે પ્રમાણિત ગ્રંથ પગટ કરે એ સ્વાભાવિક હતું. એમાં સંસ્કૃત શ્લોકો અને એના પરની અંગ્રેજીમાં ટીપ્પણી હતી. આ પુસ્તક એ સનાતન ધર્મની સાચી વ્યાખ્યા કરે છે.

મુસ્લીમ અને વિદેશી ઇતિહાસકારોએ ભારતીય સંસ્કૃતિના અને એના ઇતિહાસને મરોડીને હિંદુઓને ઘણા નિમાણા બતાવ્યા છે. ભારતીય ઇતિહાસની અને ભારતિય સંસ્કૃતિને માટે ઘણી ગેરસમજ ફેલાવી છે. આ પુસ્તક કોઇ ખોટા ઉન્માદ, આવેશ વિના સ્વસ્થ રીતે સનાતન ધર્મના પાયાના સિધ્ધાંતો પ્રામાણિક રીતે પ્રમાણિત કરે છે. ખાસ તો વર્ણ વ્યવસ્થા અંગે મનુસ્મૃતિને લગતા ખોટા અપપ્રચારનો અહીં છેદ ઉડી જાય છે. વાસ્તવમાં મનુસ્મૃતિ માનવીના કર્મો ને કાર્યોને આધારે વર્ણો દર્શાવે છે.

એક વિચાર આવ્યો કે આ દુર્લભ પુસ્તકનો ગુજરાતીમાં ભાવાનુવાદ કરીયે તો ગુજરાતી જાણતી પ્રજાને ઘણું ઉપયોગી થઇ પડે. અમારા મિત્ર બકુલ ટેલરને વાત કરી. એમણે સૂચન કર્યું કે સુરતનાજ સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતીના સાક્ષર એવા વિદુષી પ્રોફેસર– ડો. નીનાબેન ભાવનગરી સુંદર ભાવાનુવાદ કરી આપશે. નીનાબેનને વાત કરી તો એમણે

સહર્ષ હા પાડી. એમણે કહ્યું કે લગભગ બે મહિના થશે. એમને આ ગ્રંથની સામગ્રી ખુબજ ઉત્સાહ જનક લાગી અને આ કાર્ય એમણે માત્ર દોઢજ મહિનામાં પુરું કર્યું. એમણે સરળ ગુજરાતી ભાષામાં અદ્ભુત ભાવાનુવાદ કર્યો. આ અનુવાદ એટલો સુંદર અને ઉત્તમ હતો કે જાણે મૂળ ગુજરાતીમાં જ પુસ્તક લખાયું હોય.

હવે એને પુસ્તક સ્વરૂપે પ્રગટ કરવાનું હતું. બકુલભાઇએ સૂચવ્યું કે આણંદમાં રહેતાં અભ્યાસુ અને ચિત્રકાર કનુભાઇ પટેલ સુંદર છાપકામ કરી આપશે. કનુભાઇ ઊંડો રસ લઇને પુસ્તકની ટાઇપોગ્રાફીથી માંડીને મુદ્રણ રૂપ-સંયોજના કરી આપી આ પુસ્તક સુંદર રીતે છાપી આપ્યું. કનુભાઇ એક ઉત્તમ ચિત્રકાર પણ છે. એમણે પુસ્તકમાં પ્રસંગ પ્રમાણે સુંદર સુરેખ રેખાચિત્રો પણ દોરી આપ્યા. આને કારણે પુસ્તકની શોભા ઘણી વધી ગઇ.

હવે યુનિવર્સિટી ગ્રાંટ કમિશને સનાતન ધર્મના ઇતિહાસની હકિકતોને ઉજાગર કરવા એને એક વિષય તરીકે સ્નાતકના કોર્સમાં સામેલ કરેલ છે. આ સંજોગોમાં આ પુસ્તકનું મહત્વ ઘણું વધી જશે.

**આ અમુલ્ય પુસ્તકની કોઇ પણ કિંમત રાખી નથી.**

**છેલ્લે અમારી વાત.**

અમારા કુટુંબમાં અમે કુલ છ જણા. મારા પિતા ઠાકોરલાલ મારફતિઆ, મારી માતા બાળાબેન, મારાં મોટાબેન ડો. ઊર્મિલાબેન વકીલ, ત્યાર પછી મારાં બીજા બહેન કૌશિકાબેન ક્લાર્ક અને ભાઇ ડો. રજનીકાંત મારફતિઆ. એ બધા હવે નથી. મારાં બહેન કૌશિકાબેન જે રકમ મુકી ગયા હતાં એમાંથી એક રકમ આ પુસ્તકના પ્રકાશનમાં વાપરી. આ અદ્ભૂત પુસ્તક મારા બહેન કૌશિકાબેનને અર્પણ કરું છું.

આશા છે કે આપને 'સનાતન ધર્મ' રસપ્રદ અને ઉપયોગી પુસ્તક લાગશે અને એની વાતોને આચરણમાં મુકવાનું ગમશે.

**રોહિત મારફતિઆ**

સુરત

૨૨ ઓગષ્ટ ૨૦૨૧

સંવત ૨૦૭૭, શ્રાવણ સુદ પુનમ-રક્ષા બંધન



# અનુક્રમણિકા

## વિભાગ-૧
## હિન્દુ ધર્મની પાયાની વિચારણાઓ



## વિભાગ-૨
## હિન્દુ ધર્મના સર્વસામાન્ય રીતિરિવાજો

## વિભાગ-૩
## નૈતિક ઉપદેશો



ॐ

**मंगलं दिशतु नो विनायको**
**मंगलं दिशतु नः सरस्वती।**
**मंगलं दिशतु नः समुद्रजा**
**मंगलं दिशतु नो महेश्वरी॥**

*ગણેશ અમારું-આપણા સૌનું કલ્યાણ કરો*
*સરસ્વતી અમારું-આપણા સૌનું કલ્યાણ કરો*
*લક્ષ્મી અમારું-આપણા સૌનું કલ્યાણ કરો*
*મહેશ્વરી અમારું-આપણા સૌનું કલ્યાણ કરો*

## પ્રસ્તાવના

સનાતન ધર્મ એટલે શાશ્વત ધર્મ, પુરાતન નિયમ-કાનૂન અને આ ધર્મ વેદો પર આધારિત છે. વેદો અનેક યુગો પૂર્વે મનુષ્યને પ્રાપ્ત થયેલી ભેટ છે, પવિત્ર ગ્રંથો છે. આ ધર્મને આર્યધર્મને નામે પણ ઓળખવામાં આવે છે, કારણ કે તે આર્ય પ્રજાના પ્રથમ રાષ્ટ્રનો ધર્મ છે; આર્ય એટલે સંસ્કારી. દુનિયાના ઇતિહાસમાં થઇ ગયેલી અન્ય જાતિઓ કરતાં તે ચારિત્ર્ય અને દેખાવની દૃષ્ટિએ ઉત્તમ હતી તેથી તે મહાન જાતિને 'આર્ય' કહેવામાં આવી. અત્યારે જેને ભારત કહેવામાં આવે છે તેના ઉત્તરીય પ્રદેશમાં આ પ્રજાનાં પ્રથમ કુળો સ્થાયી વસવાટ કરતાં હતાં અને જ્યાં તેઓ પ્રથમ વાર સ્થાયી થયાં તે પ્રદેશ આર્યાવર્તને નામે ઓળખાયો કારણ કે આ આર્ય જાતિ એમાં વસવાટ કરતી હતી.

“પૂર્વીય સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર વચ્ચેનો (હિમાલય અને વિન્ધ્ય પર્વતો વચ્ચેનો) પ્રદેશ આર્યાવર્ત તરીકે વિદ્વાનો દ્વારા ઓળખવામાં આવે છે.

પછીના સમયમાં (સનાતન) ધર્મ હિન્દુ ધર્મ તરીકે ઓળખાવા લાગ્યો અને આજે સામાન્ય રીતે તે એ જ નામે જાણીતો છે. આજે હયાત-પાળવામાં આવતા ધર્મોમાં તે સૌથી પ્રાચીન ધર્મ છે અને આ ધર્મમાં જેટલા મહાપુરુષો, આચાર્યો, મહાન લેખકો, મહાન સંતો, મહાત્માઓ, મહારાજાઓ, મહાન યોદ્ધાઓ, મહાન રાજપુરુષો, મહાન ઉદ્ધારકો, મહાન દેશભક્તો થયા છે તેટલા અન્ય કોઇ ધર્મમાં થયા નથી. જેમ જેમ તમે એના વિષે વધુ ને વધુ માહિતગાર થતા જાઓ તેમ તેમ તમારો તે ધર્મ પ્રત્યેનો આદર અને પ્રેમ વધતો જાય અને એ ધર્મમાં જન્મ લેવા માટે તમે વધુ ને વધુ કૃતજ્ઞતા અનુભવતા જાઓ. પરંતુ સનાતન ધર્મને યોગ્ય બનવા તરફ તમે વિકાસ ન સાધો તો આ મહાન પવિત્ર ધર્મ તમારું કલ્યાણ ન કરી શકે, હિત ન સાધી શકે.

## સનાતન ધર્મનો પાયો-આધાર

આ પુરાતન ધર્મ એક પ્રબળ-મજબૂત પાયા પર ઊભેલો છે જેના પર એની ઇમારતની દીવાલો ખડી છે.

એ આધાર-પાયાનું નામ છે શ્રુતિ. જેનું શ્રવણ કરવામાં આવ્યું છે તે શ્રુતિ. એના પર ખડી થયેલી દીવાલો છે સ્મૃતિ, જેનું સ્મરણ કરવામાં આવ્યું છે-આવે છે તે સ્મૃતિ.

શ્રુતિની ભેટ અનેક જ્ઞાની દાર્શનિક ઋષિઓની ભેટ છે. જે ઋષિઓએ એનું શ્રવણ કર્યું, દેવો પાસેથી એ શ્રવણ પ્રાપ્ત કર્યું. આ પવિત્ર (વેદમંત્રો) ઉપદેશો ઘણા અર્વાચીન કાળ સુધી લિખિત સ્વરૂપમાં નહોતા મુકાયા, એ મંત્રોનો કેવળ મુખપાઠ થતો, તે કંઠસ્થ કરવામાં આવતા અને મુખપરંપરાથી જ તેનું (ગુરુશિષ્ય પરંપરામાં) વહન થતું, વારંવાર તેનું પુનરાવર્તન કરવામાં આવતું.

ગુરુ શિષ્યો સમક્ષ વેદમંત્રોનું સસ્વર પઠન કરતા અને શિષ્યો ગુરુના તે પઠનનું અનુસરણ કરતા, એકી વખતે મર્યાદિત શબ્દોવાળા મંત્રોનું વારંવાર પુનરાવર્તન કરવામાં આવતું, જેથી શિષ્યોને તે મંત્ર કંઠસ્થ થઇ જાય. આજે પણ પ્રાચીન કાળની જેમ જ બટુકો વેદમંત્રો શ્રુતિપરંપરાથી જ શીખે છે અને આપણે વૈદિક પાઠશાળાઓમાં તેમને એ જ રીતે વેદમંત્રોનું સસ્વર ગાન કરતાં સાંભળીએ છીએ.

શ્રુતિ એટલે ચાર વેદો. વેદ અર્થાત્ જ્ઞાન, જે જાણવા યોગ્ય છે તે. જે જ્ઞાન ધર્મનો પાયો-આધાર છે તે મનુષ્યને વેદોમાંથી પ્રાપ્ત થાય છે. ચાર વેદો તે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને

અથર્વવેદ. પ્રત્યેક વેદ ત્રણ ખંડોમાં વિભાજિત છે : (૧) મંત્ર અથવા સંહિતા-મંત્રોનો સંચય, (૨) બ્રાહ્મણ અને (૩) ઉપનિષદ્-ઉપનિષત્.

મંત્ર વિભાગમાં એવા મંત્રો છે, વિધાનો છે, જે ચોક્કસ સ્વરોમાં નિબદ્ધ છે, મંત્રોના સસ્વર ગાનથી ચોક્કસ પ્રભાવ ઉત્પન્ન થાય છે. આ મંત્રોમાં દેવોની સ્તુતિઓ છે. દેવોના મનુષ્યો સાથેના સંબંધ વિષે આપણે પછીથી અભ્યાસ કરીશું. જ્યારે મંત્રોનું યોગ્ય શિક્ષા પામેલા ઋષિઓ દ્વારા ગાન થાય છે ત્યારે તેનું ચોક્કસ ફળ પ્રાપ્ત થાય છે. આ મંત્રોનો ધાર્મિક વિધિઓ-યજ્ઞયાગાદિમાં વિનિયોગ થાય છે. યજ્ઞયાગાદિના સાફલ્યનો આધાર પ્રધાનપણે મંત્રોના યથોચિત પુનરાવર્તન પર રહેલો હોય છે.

વેદોનો બ્રાહ્મણભાગ વિધિવિધાનો-યજ્ઞયાગાદિની વિધિઓના વર્ણનરૂપ અંશ છે. તેમાં પ્રથમ ખંડમાં આવેલા મંત્રોનો વિનિયોગ વિધિઓમાં-યજ્ઞોમાં શી રીતે કરવો તે વિષેની સમજૂતી-વિવરણ આપવામાં આવ્યું છે. યજ્ઞવિધિઓ સાથે સંકળાયેલા ઇતિહાસ=કથાઓ પણ એમાં વર્ણવાયેલી છે.

ઉપનિષત્(દ્) અંશમાં ગહન અધ્યાત્મજ્ઞાન છે. બ્રહ્મ, પરમતત્ત્વનું સ્વરૂપ, આત્માનું સ્વરૂપ, મનુષ્ય અને જગત, બંધન અને મોક્ષ ઇત્યાદિ પ્રશ્નોની એમાં ચર્ચા થયેલી છે. સમગ્ર તત્ત્વજ્ઞાનનો આધાર ઉપનિષત્ છે. તમે પુખ્ત વયે તેમનું અધ્યયન કરી શકો અને એનો આનંદ મેળવી શકો. ઉચ્ચતમ જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્યો ઉપનિષદ્નું અધ્યયન કરી શકે, અન્યોને માટે ઉપનિષદ્ સમજવાં મુશ્કેલ છે.

પ્રાચીન કાળમાં વેદોનો ચોથો વિભાગ પણ જાણીતો હતો. તેને ઉપવેદ કહેવાય છે. ઉપવેદ અથવા તંત્ર. તંત્ર એટલે વિજ્ઞાન અને વિજ્ઞાન પર આધારિત પ્રાયોગિકી વિદ્યા-ટેકનોલોજી. પરંતુ પ્રાચીન તંત્રવિજ્ઞાનમાંથી અલ્પ પ્રમાણમાં આજે ઉપલબ્ધ છે, કારણ ઋષિમુનિઓએ ઉપવેદોને અનુપયુક્ત ગણ્યા. જોકે કેટલીક તાંત્રિક વિધિઓ પૂજનઅર્ચનમાં પ્રયોજાય છે ખરી, વૈદિક વિધિવિધાનોને સ્થાને અથવા એની સાથે આ તંત્રવિધિઓ પ્રયુક્ત થાય છે. પણ હાલ જેમને તંત્રસાહિત્યને નામે ઓળખવામાં આવે છે તેનો સામાન્ય રીતે વેદોના અંશ તરીકે સમાવેશ કરવામાં આવતો નથી, તેને વેદનો ભાગ ગણવામાં આવતો નથી.

જે શ્રુતિસ્વરૂપે-વેદસ્વરૂપે ઉપલબ્ધ છે તે જ સર્વોચ્ચ પ્રમાણ મનાય છે અને સનાતન ધર્મનું અનુસરણ કરનાર પ્રત્યેક વ્યક્તિ તેનો પ્રમાણ-સત્ય તરીકે-સ્વીકાર કરે છે. બધા જ સંપ્રદાયો, બધાં જ દર્શનો કોઇપણ વિવાદના નિરાકરણ માટે શ્રુતિને અંતિમ પ્રમાણ માને છે.

સ્મૃતિ કે ધર્મશાસ્ત્ર શ્રુતિ પર આધારિત છે અને પ્રમાણ તરીકે તેનો ક્રમ શ્રુતિ પછી દ્વિતીય-બીજો ગણાય છે. સ્મૃતિમાં ચાર મહાન ઋષિઓ દ્વારા રચિત ગ્રંથોનો સમાવેશ થાય છે. આ

ગ્રંથોમાં વ્યક્તિ, સમાજ, સામાજિક અને રાષ્ટ્રીય જીવનને સંચાલિત કરનારા નીતિનિયમોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. હિન્દુ સમાજ સ્મૃતિનિહિત નીતિનિયમો પર ટકેલો છે અને એમના દ્વારા સંચાલિત થાય છે.

આ સ્મૃતિગ્રંથો છેઃ

1. મનૂસ્મૃતિ અથવા માનવધર્મશાસ્ત્ર
2. યાજ્ઞવલ્ક્યસ્મૃતિ
3. શંખલિખિત સ્મૃતિ
4. પરાશરસ્મૃતિ

આમાંનો પહેલો ગ્રંથ મનુસ્મૃતિ આર્ય પ્રજા-ધર્મ-નીતિનિયમોમાં મુખ્ય સારસંક્ષેપસ્વરૂપ છે. કારણ કે મનુ આર્યપ્રજાના મહાન ધર્મબોધક હતા. હિન્દુ કાળગણનાવિદ્યા વિશ્વના ઇતિહાસને સાત મહાન યુગોમાં-સમય-ચક્રમાં વિભાજિત કરે છે. આ દરેક યુગ મનુથી આરંભ પામે છે અને મનુથી અંત પામે છે, તેથી તે યુગોને મન્વન્તરોને નામે ઓળખવામાં આવે છે. મનુ + અન્તર = બે મનુઓની વચ્ચેનો સમયગાળો.

''સ્વયમ્ભૂના વંશજ આ મનુના વંશમાં થયેલા. મહાજ્ઞાની અને મહાતેજસ્વી છ મનુઓએ પ્રત્યેકે જીવોને ઉત્પન્ન કર્યા છે.'' પ્રત્યેક મન્વન્તરમાં બે મનુ થયા, એ રીતે આપણે ચોથા મન્વન્તરમાં સાતમા મનુના આધિપત્યમાં જીવીએ છીએ, આ મનુ વિવસ્વત્‌ના પુત્ર છે. એમણે બનાવેલા કેટલાક નીતિનિયમો મનુસ્મૃતિમાં પરંપરાથી ઊતરી આવ્યા છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પણ મનુસ્મૃતિના નીતિનિયમોને સામાન્યપણે અનુસરે છે, એનું મહત્ત્વ મનુસ્મૃતિથી બીજા ક્રમે આવે છે. બાકીની બે સ્મૃતિઓનો ઉલ્લેખ અથવા અભ્યાસ હાલ વધુ કરવામાં આવતો નથી, દક્ષિણ ભારતનાં કેટલાક રાજ્યોમાં એ પ્રચલિત છે ખરી.

શ્રુતિ અને સ્મૃતિ સનાતનધર્મના અનુક્રમે આધાર અને ઇમારતો છે, તે પ્રમાણે પુરાણો અને ઇતિહાસ-આ બંને ગ્રંથો પણ સનાતન ધર્મના આધારસ્વરૂપ મનાયા છે. પુરાણોમાં ઇતિહાસ, કથાઓ અને રૂપકો સંગ્રહ પામ્યાં છે અને તેમની રચના દેશના અલ્પશિક્ષિત વર્ગો માટે કરવામાં આવી છે, જેઓ વેદોનો અભ્યાસ ન કરી શકે તેમને માટે આ ગ્રંથો રચાયા છે. પુરાણોનું વાચન રસપ્રદ નીવડે તેવું છે અને તેમાં અનેક પ્રકારની માહિતી છે. એમાંનાં કેટલાંક રૂપકો સમજવાં મુશ્કેલ છે. એને માટે ગુરુની આવશ્યકતા રહે છે.

ઇતિહાસ એટલે બે મહાન વીરચરિત કાવ્યો. (૧) રામાયણ-દશરથપુત્ર રામનું ચરિત્ર એમાં વર્ણવાયું છે. રામભાર્યા સીતા રામના ભાઇઓ વગેરેની રસપ્રદ કથા રામાયણમાં નિરૂપાયેલી

છે એ સર્વવિદિત છે. (૨) મહાભારત-ઉત્તર ભારતના રાજપરિવાર કુરુવંશની ઇતિહાસકથા મહાભારતમાં વર્ણવાયેલી છે. આ પરિવાર કુરુઓ-કૌરવો અને પાંડવોમાં વિભાજિત થયો હતો. બંને વચ્ચે મહાયુદ્ધ થયું તેની આમાં કથા છે. મહાભારતમાં અનેક રસપ્રદ સુંદર કથાઓ પણ સંગ્રહ પામી છે. ઉમદા નૈતિક ઉપદેશો અને સર્વ પ્રકારના ઉપયોગી સત્યો-જીવનોપયોગી પાઠ મહાભારતમાં સંચિત થયેલા છે.

રામાયણ અને મહાભારત બંને ગ્રંથો પ્રાચીન ભારતની પ્રજા, તેના રીતિરિવાજો, તેની જીવનપદ્ધતિ, એ પ્રજાની કળાઓ, એ પ્રજાનાં સર્જનો વિષે આપણને સંપૂર્ણ માહિતી આપે છે. જો તમે આ ગ્રંથો વાંચો તો એક સમયે ભારત કેવો મહાન દેશ હતો તેના વિષે જાણી શકશો અને દેશની ફરી એકવાર મહાન બનાવવા આપણે શું કરવું જોઇએ, કેવાં વર્તન-વ્યવહાર કરવાં જોઇએ તે જાણી શકશો, શીખી શકશો.

## સનાતન ધર્મનાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન

શ્રુતિ, સ્મૃતિ, પુરાણો અને ઇતિહાસ હિન્દુ ધર્મની ભવ્ય ઇમારત છે, ત્યારે આપણને એ ધર્મે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનવિષયક ઉત્તમ સાહિત્ય સર્જવામાં પણ જે ભાગ ભજવ્યો છે તે વિષે માહિતી પ્રાપ્ત થાય છે એ નોંધવું ઘટે.

વિજ્ઞાનને ષડંગ-છ અંગોમાં વિભાગવામાં આવ્યું હતું. છ અંગો એટલે છ અવયવો-શાખાઓ. એને અત્યારે સંપ્રદાયાત્મક જ્ઞાન કહી શકાય. પ્રાચીન કાળમાં ધાર્મિક અને સાંપ્રદાયિક જ્ઞાન જુદાં નહોતાં. ષડ્ અંગોમાં વ્યાકરણ, ભાષવિજ્ઞાન (શિક્ષા), જ્યોતિષશાસ્ત્ર, કાવ્ય (છન્દશાસ્ત્ર) ઉપરાંત ચોસઠ કળાઓ-વિજ્ઞાનોનો સમાવેશ થતો હતો. નિરુક્ત એટલે કે અધ્યયન કેવી રીતે કરવું એની પણ એમાં ચર્ચા થતી. તેથી જે વ્યક્તિ ષડંગનિપુણ-છ અંગોમાં નિષ્ણાત હોય તે વૈવિધ્યપૂર્ણ અને ગહન વિદ્યાઓમાં પારંગત ગણાતો હતો.

તત્ત્વજ્ઞાનના પણ છ વિભાગો છે. જેને ષડ્દર્શન-છ દર્શનો કહે છે. દર્શન એટલે જ્ઞેય વિષયને જોવાની દૃષ્ટિ, રીત. છયે દર્શનોનું લક્ષ્ય એક જ છેઃ વૈયક્તિક આત્માને પરમ તત્ત્વ બ્રહ્મમાં વિલીન કરવાનું, સર્વ દર્શનોની રીત એક જ છે, જ્ઞાન. જ્ઞાનપ્રાપ્તિ જ એમનું લક્ષ્ય છે. જો કે એને માટેની પદ્ધતિઓ ભિન્ન ભિન્ન છે. કારણ કે દરેક મનુષ્યનું ચૈતસિક બંધારણ ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે. આ છ દર્શનો એક નગર તરફ દોરી જતા જુદા જુદા છ માર્ગો જેવાં છે.

છ દર્શનોમાં શું છે તે જાણવા માટે આપણે આટલું સમજવું પર્યાપ્ત છેઃ

ન્યાય અને વૈશેષિક દર્શનો જગતના પદાર્થોને ચોક્કસ પ્રકારોમાં ગોઠવી આપે છે અને પછી સમજાવે છે કે મનુષ્ય પોતાની ઇન્દ્રિયો દ્વારા એ પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અથવા અનુમાન કે ઉપમાન કે અન્ય પ્રમાણો (અનુભવ, વિદ્વાનનું શબ્દપ્રમાણ વગેરે) દ્વારા એ પદાર્થોને જાણે છે. આ દર્શનો સમજાવે છે કે ઇશ્વરે આ ભૌતિક જગતનું નિર્માણ-સર્જન પરમાણુ-અણુ વડે કર્યું છે. અંતે આ દર્શનો બતાવે છે કે સૌથી ઉચ્ચ અને ઉપયુક્ત જ્ઞાન ઇશ્વરવિષયક જ્ઞાન છે, એ ઇશ્વર જ-પરમાત્મા જ-મનુષ્યનો અંતરાત્મા છે. એને વિષેનું જ્ઞાન કઇ રીતે પ્રાપ્ત કરી શકાય તે વિષે પણ આ બે દર્શનો ચર્ચા કરે છે.

સાંખ્ય દર્શન પુરુષ અને પ્રકૃતિનું સ્વરૂપ વધારે વિગતવાર અને જુદી રીતે સમજાવે છે. પુરુષ (આત્મા) અને પ્રકૃતિ (ભૌતિક જગત) વચ્ચેનો સંબંધ પણ સ્પષ્ટ કરી આપે છે.

યોગદર્શન કહે છે કે જેમ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો છે તેમ વધુ સૂક્ષ્મ ચિત્તવૃત્તિઓ ઇન્દ્રિયો અને અંગો પણ છે. જે મનુષ્યો ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓ આ વધારે સૂક્ષ્મ ઇન્દ્રિયો-અંગોનો ચિત્તવૃત્તિ-નિરોધ દ્વારા વિકાસ સિદ્ધ કરી શકે છે. ખરેખર તો ઇશ્વર યોગીનો પોતાનો જ અંતરાત્મા છે.

મીમાંસા કર્મ શું છે તે સમજાવે છે. કર્મ ધર્મવિષયક અને સાંસારિક ઉભય પ્રકારનો છે. કર્મનાં ફળ શું છે, એનાં કારણો કયાં છે, એનો પ્રભાવ-પરિણામો કયાં છે, કર્મો શી રીતે મનુષ્યને આ લોક અથવા પરલોકમાં બંધનકર્તા નીવડે છે તેની સમજ મીમાંસા દર્શન આપે છે.

અંતિમ દર્શન છે વેદાન્ત. ઇશ્વર કે આત્માનું સાચું સ્વરૂપ કેવું-શું છે તે સંપૂર્ણપણે વેદાન્ત દર્શન સમજાવે છે. વેદાન્ત દર્શાવે છે કે જીવ વાસ્તવમાં પરમાત્મરૂપ જ છે. મનુષ્યને કર્મો બંધનકર્તા શી રીતે ન નીવડે તેવું જીવન જીવવાની રીત વેદાન્ત શીખવે છે. ઇશ્વરની માયા શક્તિનું સ્વરૂપ કેવું છે જેના વડે આ દશ્ય જગત સર્જાય છે? દેખાય છે અને અદશ્ય થઇ જાય છે? એ પ્રશ્નનો ઉત્તર વેદાન્ત આપે છે. સાધક મનુષ્ય યોગનું આચરણ કરીને કઇ રીતે બ્રહ્મસાક્ષાત્કાર, ઇશ્વરસાક્ષાત્કાર પામી શકે અને મોક્ષ પ્રાપ્ત કરી શકે તેનું જ્ઞાન વેદાન્ત દર્શન આપે છે.

(આમ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત એ છ દર્શનો તત્ત્વજ્ઞાનની શાખાઓ છે)



# || एकम् सत् ||
## || એકમાત્ર તત્ત્વની સત્તા ||

માત્ર એક તત્ત્વ અનન્ત, શાશ્વત, અપરિવર્તનશીલ-સત્ સર્વસ્વરૂપ છે. એ તત્ત્વમાંથી જ સર્વ કાંઇ પ્રગટ થાય છે અને એ જ તત્ત્વ-બ્રહ્મમાં લય પામે છે. તે એક છે, અદ્વૈત છે. एकमेवाद्वितीयं ब्रह्म। (છાંદોગ્ય ઉપનિષદ્-૬-૨-૧) એ એક જ તત્ત્વમાં સર્વકાંઇ-જે અસ્તિત્વ ધરાવે છે તે સમાયેલું છે. જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થાય છે તેમ ભૂમા-બ્રહ્મ તત્ત્વમાંથી જગત ઉત્પન્ન થાય છે. જેમ તરંગો પુનઃ સમુદ્રમાં જ શમી જાય છે તેમ જગત પણ બ્રહ્મતત્ત્વમાં વિલીન થાય છે, લય પામે છે. જેમ સમુદ્ર જળસ્વરૂપ છે, તરંગો તેના આવિષ્કાર કે પ્રગટરૂપો છે તેમ એકમાત્ર તત્ત્વ બ્રહ્મ છે, જગત એનું એક રૂપ છે અથવા વિવર્ત-આવિષ્કાર છે. सर्वं खलु इदम् ब्रह्म। આ સર્વ કાંઇ બ્રહ્મ જ છે. (છાન્દોગ્ય ઉપનિષદ ૩-૧૪-૧)

ધર્મનું આ પારમાર્થિક પ્રથમ સત્ય છે. एकम् सत् विप्रा बहुधा वदान्ति। જ્ઞાની ઋષિઓ એને-એક તત્ત્વને અનેક નામે ઓળખે છે. સનાતન ધર્મ એને 'બ્રહ્મ' તત્ત્વ કહે છે. અંગ્રેજી બોલનારા એને God-ઇશ્વર કહેશે, જેથી અર્થ વધારે સ્પષ્ટ થાય. ક્યારેક હિન્દુ પરમતત્ત્વને નિર્ગુણ બ્રહ્મ પણ કહે છે. ગુણરહિત બ્રહ્મ તે નિર્ગુણ બ્રહ્મ. બ્રહ્મના અનાવિષ્કૃત અપ્રગટ સ્વરૂપને આવિષ્કૃત (જગતરૂપે પ્રગટ) સ્વરૂપથી જુદું પાડવા માટે તેને નિર્ગુણ બ્રહ્મ કહેવામાં આવે છે. બ્રહ્મ દશ્ય જગતરૂપે પ્રગટ થાય ત્યારે તે સગુણ બ્રહ્મ કહેવાય છે. સગુણ બ્રહ્મ એટલે જગન્નિયતા પરમેશ્વર.

બ્રહ્મની આ બે ઉપાધિઓ છે. (બૃહદારણ્યક ઉપનિષદ્ ૨-૩-૧) આ વિષય અઘરો છે. સામાન્યજનો માટે એટલું સમજવું પૂરતું છે કે સગુણ બ્રહ્મ પ્રગટ-આવિષ્કૃત છે, એ દ્વિતીય-દ્વૈત-બીજું તત્ત્વ નથી. પ્રત્યેક સત્ તત્ત્વના અધિષ્ઠાનરૂપે તે એક જ તત્ત્વ પ્રકાશમાન છે, તે સત્, ચિત્ આનંદ સ્વરૂપ છે. सच्चिदानन्दं ब्रह्म। એ જ સર્વનું ઉપાદાન-નિમિત્ત કારણ છે. ઘણીવાર તેને પુરુષોત્તમ પણ કહેવામાં આવે છે. ઉત્તમ પુરુષ-તત્ત્વ. પરમાત્મતત્ત્વ પોતે પરમાત્મતત્ત્વરૂપે રહીને તે સર્વકાંઇ તત્ત્વની અન્ય બાજુ-મૂલપ્રકૃતિને પ્રગટ કરે છે. મૂલપ્રકૃતિ એટલે અસ્તિત્વમાત્રનું મૂળ. પ્રકૃતિ (વિવિધ) સ્વરૂપ ધારણ કરે છે, અનેકવિધ શરીર, આકૃતિ અને પ્રકારોમાં પ્રગટ થઇ શકે છે. આપણી પાંચેય ઇન્દ્રિયો જેમને પ્રત્યક્ષ ન કરી શકે એવા સ્વરૂપે પણ મૂળ પ્રકૃતિ અભિવ્યક્ત થાય છે. રસાયણવિજ્ઞાની જેને ઘન, પ્રવાહી અને વાયુ કહે છે તે આ મૂલપ્રકૃતિનાં જ રૂપો છે. આપણી આસપાસ પ્રત્યેક પદાર્થ-વસ્તુ પથ્થર, વૃક્ષો, પ્રાણીઓ, મનુષ્યો-આ બધાં પ્રકૃતિનાં બનેલાં છે, પણ એ બધાનું સમગ્ર-મૂળ તત્ત્વ પ્રકૃતિનું બનેલું નથી. એ દરેક પદાર્થમાં-તત્ત્વમાં અવાચ્ય, અદશ્ય, સૂંઘી ન શકાય તેવો, ચાખી ન શકાય તેવો, અસ્પર્શ્ય આત્મા પણ રહેલો છે. એ ઇશ્વરનો અંશ છે. આપણે પ્રકૃતિને શરીર કહીએ છીએ, અથવા એનું બીજું નામ છે કોષ, અથવા એને ઉપાધિ પણ કહે છે. ઉપાધિ એટલે વાહન, જે આત્માને વહન કરે છે, જે આત્માનો પોષાક છે તે શરીર કે કોષ. આમ પ્રત્યેક તત્ત્વમાં ઇશ્વર છે. ઇશ્વર જ સર્વ તત્ત્વો-પદાર્થોને જીવન અર્પે છે. તે આત્મા છે, તે અમર છે, પ્રત્યેક પદાર્થોમાં રહેલો તે આંતરિક અધિષ્ઠાતા છે, એના વિના-એનાથી પર કશાનું અસ્તિત્વ નથી. પ્રકૃતિ-શરીરમાં રહેલો એ પરમાત્મતત્ત્વનો અંશ જીવ કહેવાય છે. એને જીવાત્મા તરીકે પણ ઓળખવામાં આવે છે.

આત્મા અને શરીર વચ્ચે કેટલાક મહત્ત્વના ભેદ છે, ઉપર વર્ણવ્યા તે ભેદો ઉપરાંત બીજા તફાવતો બંને વચ્ચે છેઃ ઇન્દ્રિયોનો સંપૂર્ણ વિકાસ થાય ત્યારે તે પ્રકૃતિ-શરીરને જોઇ-અનુભવી શકે છે પણ ઇન્દ્રિયો દ્વારા આત્માને પામી શકાતો નથી. શરીર કે પ્રકૃતિ જુદાં જુદાં રૂપો ધારણ કરે છે જ્યારે આત્મા સ્વરૂપ રહિત-અરૂપ છે. આત્મા જીવન છે, તે વિચારે છે, અનુભવ કરે છે, અવલોકન-દર્શન કરે છે, આપણામાંના દરેકમાં રહેલા 'હું'નો અનુભવ તે જ આત્મા છે. આત્મા પ્રત્યેકમાં એક અને સર્વકાંઇ તત્ત્વ છે, દેહ કે શરીર કે પ્રકૃતિ વિચારી શકતાં નથી, અનુભવી શકતાં નથી, દર્શન-અવલોકન કરી શકતાં નથી. દેહ-શરીર જડ છે, ચેતનરહિત છે. તે પોતાને અનેક રૂપોમાં અનેક બનીને વિભાજિત કરે છે. તેથી જ દેહ અને આત્મા-પ્રકૃતિ અને આત્માને એકબીજાનાં વિરોધી કહેવામાં આવ્યાં છે. આત્મા જ્ઞાતા છે, જાણનાર છે જ્યારે દેહ-શરીર જ્ઞેય-જાણવા યોગ્ય-જ્ઞાનનો વિષય કહેવાય છે.

આપણે આ ભેદ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ અને આત્મા અને શરીર-ચેતન અને જડ વચ્ચે ગેરસમજ કરવી જોઇએ નહિ. બંને પરસ્પર વિરોધી છે અને આ બે એવાં પ્રથમ

પરસ્પર વિરોધી તત્ત્વો છે જેમાંથી આ દશ્ય જગત સર્જાયું છે.

જેમ બ્રહ્મ તત્ત્વનાં-આત્મ તત્ત્વનાં ત્રણ લક્ષણો સત્ ચિત્ અને આનંદ (सच्चिदानन्दं ब्रह्म) છે તેમ શરીરના ત્રણ ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્ છે. તમસ્-અજ્ઞાન કે અંધકાર, રજસ્-પ્રવૃત્તિ અને સત્ત્વ-સંતુલન. તમસ્ પ્રકૃતિમાં અવરોધ કે સ્થિરતા-સ્થગિતતા ઉત્પન્ન કરે છે. રજસ્ શરીરને પ્રવૃત્ત રાખે છે, કાર્યશીલ બનાવે છે અને સત્ત્વ એની ગતિવિધિને નિયમિત રાખે છે. તમે કહેશો-પથ્થર જાતે ગતિ કરતો નથી. પણ વિજ્ઞાન કહે છે કે પથ્થરમાંનો પ્રત્યેક પરમાણુ, જે નરી આંખે જોઇ શકાતો નથી તે ખૂબ ઝડપથી ગતિ કરે છે, વૈજ્ઞાનિક પરિભાષા પ્રયોજીએ તો વાઇબ્રેટ થતો રહે છે, કંપનશીલ છે.

ઇશ્વરની દિવ્ય શક્તિ વડે પ્રકૃતિ વિવિધ રૂપો ધારણ કરે છે, આ દિવ્ય-દૈવી શક્તિને માયા કહેવામાં આવે છે, ક્યારેક તે દૈવી પ્રકૃતિના નામે પણ ઓળખાય છે. શ્રીકૃષ્ણ (ભગવદ્‌ગીતામાં) તેને 'मम दैवी माया' તરીકે વર્ણવે છેઃ

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्**

(ભગવદ્‌ગીતા ૭-૫)

'આ સિવાય બીજી મારી પરા પ્રકૃતિને પણ ઓળખી લે.'

વાચક કદાચ ઇશ્વર અને મૂલપ્રકૃતિના પરસ્પર વિરોધી દ્વન્દ્વ વિષે એમ વિચારશે કે બંને એકબીજાની સામસામાં સન્મુખ છે અને ઇશ્વરની દૈવી શક્તિ માયા મૂલપ્રકૃતિ પર પ્રકાશમાન થાય છે તથા ગુણોને એકબીજા પર પ્રવૃત્ત કરે છે, તેથી જગતમાં અનેક રૂપો દશ્યમાન થાય છે. આ દૈવી શક્તિ માયા છે અને તેથી ઇશ્વરને માયાધીશ-માયાના અધિપતિ કહેવામાં આવે છે.

દરેક હિન્દુએ ભગવદ્‌ગીતાના સંદેશ-ઉપદેશને સમજવો જરૂરી છે. એમ કહેવું યોગ્ય થશે કે મૂલપ્રકૃતિને બદલે સામાન્ય રીતે પ્રકૃતિ શબ્દ વપરાય છે અને પૂર્વેનો 'મૂલ' શબ્દ સામાન્યતઃ છોડી દેવામાં આવ્યો છે.

* * *

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते।**
**अनादिमत् परं ब्रह्म न सत् तन्नासदुच्यते ॥१॥**

૧. જે જાણવા યોગ્ય છે તે કહું છું, જે જાણીને અમૃતનો અનુભવ કરે છે તે અનાદિ-પરબ્રહ્મ નથી તો સત્ કહેવાતું, નથી તો અસત્ કહેવાતું, તેથી તે અનિર્વચનીય છે.

**सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम्।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥२॥**

૨. તેના સર્વ તરફ હસ્તપાદ હાથપગ છે, સર્વતરફ તેનાં નેત્ર, શીર્ષ અને મુખ છે, એ જ સર્વને આવરી લઇને રહેલું તત્ત્વ છે. લોકમાં સર્વતઃ શ્રુતિમાન છે.

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम्।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥३॥**

૩. સર્વ ઇન્દ્રિયના ગુણો તેના આભાસરૂપ છે, તે સર્વ ઇન્દ્રિયોથી પર છે, તે અસક્ત-કશામાં જોડાયેલું નથી છતાં સર્વને ધારણ કરનાર તત્ત્વ છે, તે નિર્ગુણ છતાં (સગુણ રૂપે) ગુણોને ભોગવે છે, એટલે કે સગુણ કહેવાય છે.

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च।**
**सूक्ष्मत्वात् तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥४॥**

૪. સર્વ પ્રાણીઓની અંદર અને બહાર તે જ તત્ત્વ છે, તે ચર-અચર-સચરાચર છે, સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે. તે દૂર છતાં નજીક છે.

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥५॥**

૫. પ્રાણીઓમાં તે અવિભક્ત છે છતાં વિભક્ત થઇને (આત્મરૂપે) રહેલું છે. ભૂતોને ધારણ કરનાર પાલક છે તે જ જાણવા યોગ્ય છે, તે જ સર્વ તત્ત્વને ગ્રસી જાય છે અને સર્વ તત્ત્વોને ઉત્પન્ન કરે છે.

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यतं।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम्॥६॥**

૬. તે જ્યોતિઓમાં પરમ જ્યોતિ-તેજસ્વરૂપ છે, તમસ્-અંધકારથી અતીત-પર કહેવાય છે, તે જ જ્ઞાન છે, તે જ જ્ઞેય છે તે જ જ્ઞાન દ્વારા પામવા યોગ્ય છે અને તે જ તત્ત્વ દરેકના હૃદયમાં વ્યાપીને રહેલું છે.

**आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम्।**
**अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः॥७॥**

૭. આ તત્ત્વ પૂર્વે અંધકારરૂપ હતું તેથી અવિજ્ઞાત હતું. તે લક્ષણોથી રહિત હતું, તર્કથી પર-અતીત, અવિજ્ઞેય જાણે સર્વતઃ પ્રસુપ્ત હોય તેવું તત્ત્વ હતું.

**ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम्।**
**महाभूतादिवृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥८॥**

૮. ત્યારપછી સ્વયંભૂ ભગવાન, જે અવ્યક્ત હતા તેમણે આ તત્ત્વને વ્યક્ત કર્યું. તમસ્‌ને દૂર કરનાર તે તત્ત્વ પંચમહાભૂતાદિસહિત ઓજસ્વીરૂપે પ્રગટ થયું.

ભગવદ્‌ગીતામાં કહ્યું છેઃ

**योऽसावतोन्द्रियग्राह्यः सूक्ष्माऽव्यक्तः सनातनः।**
**सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥९॥**

૯. જે ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી, સૂક્ષ્મ, અવ્યક્ત, સનાતન, સર્વભૂતમય, અચિન્ત્ય છે તે સ્વયં પ્રગટ થયા. (મનુસ્મૃતિઃ ૧,૫-૬-૭)

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः।**
**अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥१०॥**

૧૦. હે ગુડાકેશ, હું સર્વ ભૂતોના અંતરમાં સ્થિત આત્મા છું. હું જ ભૂતોનો આદિ, મધ્ય અને અંત પણ છું. (ભગવદ્‌ગીતા, ૧૦-૨૦)

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥११॥**

૧૧. જગતમાં આ બે પુરુષો છે ક્ષર અને અક્ષર. ક્ષર તે સર્વ પ્રાણીઓ અને કૂટસ્થ તે અક્ષર કહેવાય છે. કૂટસ્થ અવિચલ છે. ક્ષર નાશવન્ત છે.

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१२॥**

૧૨. પરન્તુ અન્ય-બીજો ઉત્તમ પુરુષ છે જે પરમાત્મા કહેવાય છે. જે ત્રણે લોકને વ્યાપીને રહેલો છે તે અવ્યક્ત ઇશ્વર છે, તે ત્રણે લોકને ધારણ કરી રાખે છે.

**यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१३॥**

૧૩. હું ક્ષરથી પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી જગતમાં અને વેદમાં પુરુષોત્તમરૂપે જાણીતો છું, પુરુષોત્તમ કહેવાઉં છું. (ભગવદ્‌ગીતા અ.૧૫, ૧૪-૧૬)

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।**
**मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥१४॥**

૧૪. જગતમાં મારો જ અંશ જીવરૂપ બનીને સનાતન રહ્યો છે. તે પ્રકૃતિમાં રહેલી છઠ્ઠા મનસહિતની પાંચ ઇન્દ્રિયોને ખેંચે છે, પ્રવૃત્ત કરે છે.

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥१५॥**

૧૫. જે સર્વ નાશવંત ભૂતોમાં રહેલા અવિનાશી પરમેશ્વરનું સમાનરૂપે દર્શન કરે છે તે જ સાચું દર્શન કરે છે.

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति।**
**तत एव च विस्तारं ब्रह्म सम्पद्यते तदा ॥१६॥**

૧૬. જ્યારે તે પ્રાણીઓ-ભૂતોમાં રહેલા પૃથક્તત્ત્વને એકરૂપે અને પછી તેને જ વિસ્તાર પામતું જુએ છે ત્યારે તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥१७॥**

૧૭. જેમ એકમાત્ર સૂર્ય આ સમસ્ત જગતને પ્રકાશિત કરે છે તેમ ક્ષેત્રી (=આત્મા) સમસ્ત ક્ષેત્ર (=પ્રકૃતિ)ને હે અર્જુન! પ્રકાશિત કરે છે. (ભગવદ્ગીતા-૧૩-૨૮,૩૧,૩૪)

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥१८॥**

૧૮. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર-આ મારી આઠ પ્રકારની પ્રકૃતિ છે.

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥१९॥**

૧૯. એનાથી જુદી મારી આ પ્રકૃતિને પણ તું ઓળખી લે, હે મહાબાહુ, જે જીવરૂપ બનીને આ જગતને ધારણ કરે છે. (ભગવદ્ગીતા-૭,૪-૫)

**सत्त्वं रजस्तम इति गुणा प्रकृतिसम्भवाः।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥२०॥**

૨૦. સત્ત્વ, રજસ્ અને તમસ્ આ પ્રકૃતિમાંથી ઉદ્ભવેલા ત્રણ ગુણો, હે મહાબાહુ, દેહમાં અવ્યય એવા દેહી-આત્માને બાંધી રાખે છે. (ભગવદ્ગીતા-૧૪-૫)

# પ્રકરણ-૨



## ॥ અનેક તત્ત્વ ॥

જ્યારે ઇશ્વર-પુરુષ પ્રકૃતિ તરફ દૃષ્ટિ કરે છે અને તેને જુદાં જુદાં રૂપોમાં આકારે છે ત્યારે સૌથી પહેલાં ત્રિમૂર્તિ દશ્યમાન થાય છે-વ્યક્ત-પ્રગટ થાય છે. ઇશ્વરનાં તે ત્રણ રૂપો છે, જે બ્રહ્માંડરૂપે ઉત્પન્ન થાય છે. દશ્ય જગતની એ ક્રમબદ્ધ વ્યવસ્થા છે. જે સ્વરૂપે ઈશ્વર જગતને સર્જે છે તે બ્રહ્મા તરીકે ઓળખાય છે. તે સર્જક છે. જે સ્વરૂપે ઇશ્વર આ જગતનું પાલન-પોષણ કરે છે, એને ટકાવી રાખે છે તે ઇશ્વરીય સ્વરૂપ તે વિષ્ણુ કહેવાય છે. વિષ્ણુ પાલનહાર છે. જે સ્વરૂપથી તે જગતનો લય-સંહાર કરે છે, એના અસ્તિત્વનો અંત આણે છે તે શિવ કહેવાય છે. તેમને મહાદેવ પણ કહે છે. શિવ જગતના સંહારક-પ્રલયકારી દેવ છે. આ ત્રણ ઇશ્વરનાં વ્યક્ત સ્વરૂપો-મૂર્તિઓ છે. તેને ત્રિમૂર્તિ કહે છે. એક તત્ત્વ સગુણ બ્રહ્મ પરમેશ્વર ત્રિવિધ સ્વરૂપે વિલસે છે.

સર્જક બ્રહ્મા પ્રકૃતિને સાત તત્ત્વોમાં આકારે છે. (પશ્ચિમના વિજ્ઞાની-રસાયણશાસ્ત્રી Element-તત્ત્વ શબ્દ જુદા અર્થમાં પ્રયોજે છે પણ આપણે ત્યાં તો જૂનો અર્થ જ સંબંધિત છે) પહેલાં બે તત્ત્વોને જુદાં જુદાં નામ અપાયાં છે. આપણે મહત્-બુદ્ધિ શબ્દોનો પ્રયોગ કરીશું. મહત્=બુદ્ધિ, શુદ્ધ તર્ક. અને બીજું તત્ત્વ તે અહંકાર. અહંકાર-પૃથક્તાનો સિદ્ધાન્ત. પદાર્થને પરમાણુ નામે નાના અંશોમાં વિભક્ત કરવાની પ્રક્રિયા. પછી આવ્યાં પાંચ બાકીનાં મૂળભૂત તત્ત્વો-આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી. આને કહેવાય છે ભૂતાદિનું સર્જન. આ પંચમહાભૂતોમાંથી અંશતઃ બધાં પ્રાણીઓનું સર્જન થયું. આ બધાં તત્ત્વોમાં રજોગુણ અને સત્ત્વગુણ કરતાં

તમોગુણનું પ્રમાણ વધારે દેખાય છે. તેથી તેમાંથી સર્જાયેલા પદાર્થો મોટે ભાગે મંદ અને નિષ્ક્રિય જણાય છે. જીવ પોતાનું સત્ત્વ-શક્તિ દર્શાવી શકતો નથી કારણ કે જડ તત્ત્વ-પ્રકૃતિનું આવરણ જાડું અને ભારે હોય છે. આ તત્ત્વો પછી ઇન્દ્રિયો-પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોનું સર્જન થાય છે. એ બધી પહેલાં તો બ્રહ્માના મનમાં વિચારરૂપે જ સ્થિત હોય છે. પછીથી તત્ત્વોમાં આકારિત થાય છે. ઇન્દ્રિયોનાં પાંચ કેન્દ્રો-તન્માત્રાઓ છેઃ ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ. આ તન્માત્રાઓને ગ્રહણ કરનારી ઇન્દ્રિયો છે ઘ્રાણ-નાક, જીહ્વા, ચક્ષુ, ત્વચા અને શ્રોત્ર-કાન. પાંચ કર્મનાં કેન્દ્રો છે બે હાથ, બે પગ અને વાક્-વાણી, ઉપસ્થ અને પાયુ-જનનેન્દ્રિય અને ઉત્સર્ગેન્દ્રિય. આ ઇન્દ્રિયોમાં તમોગુણ અને સત્ત્વગુણ કરતાં રજોગુણનું પ્રાધાન્ય હોય છે તેથી ઇન્દ્રિયો સક્રિય છે. જીવાત્મા ઇન્દ્રિયો દ્વારા પોતાની શક્તિઓને વધારે વ્યક્ત કરી શકે છે.

ઇન્દ્રિયો પછી બ્રહ્માએ આ ઇન્દ્રિયો સાથે સંબંધિત અધિષ્ઠાતા દેવોનું સર્જન કર્યું અને મન ઉત્પન્ન કર્યું. મનને કેટલીકવાર છઠ્ઠી ઇન્દ્રિય પણ કહેવામાં આવે છે. જો પાંચ કર્મેન્દ્રિયોને ગણનામાં લઇએ તો મન અગિયારમી ઇન્દ્રિય ગણાય. ઇન્દ્રિયો બાહ્ય જગતના જે અનુભવોને ગ્રહણ કરે છે અને એકત્ર કરે છે તેના પર મન ચિંતન કરે છે. ઇન્દ્રિયોની અધિષ્ઠાતા દેવતાઓ અને મનમાં તમોગુણ અને રજોગુણ કરતાં સત્ત્વગુણનું પ્રાધાન્ય હોય છે.

અધ્યેતાએ સ્મરણમાં રાખવું જોઇએ કે આ ત્રણેય ગુણો ક્યારેય એકબીજાથી પૃથક્ નથી રહેતા. કોઇ એક વ્યક્તિ કે મનુષ્યમાં એક યા બીજા ગુણનું પ્રાધાન્ય હોઇ શકે. જે વ્યક્તિમાં તમોગુણનું પ્રાધાન્ય હોય તે વ્યક્તિ તામસિક કહેવાય; રજોગુણનું પ્રાધાન્ય હોય તે રાજસિક અને જેનામાં સત્ત્વગુણનું પ્રાધાન્ય હોય તે સાત્ત્વિક કહેવાય. બધા જ પદાર્થોને સાત્ત્વિક, રાજસિક અને તામસિક પ્રકારોમાં વિભાજિત કરી શકાય. (જુઓઃ ભગવદ્ગીતા-અધ્યાય ૧૪, ૧૬ અને ૧૮મો)

ત્યારપછી બ્રહ્માએ ઇશ્વરના નિયમોનું સંચાલન કરવાના ઉદ્દેશથી પોતાના મનમાં દેવોને ઉત્પન્ન કર્યા, જેથી સમગ્ર પ્રાણી જગતનું યોગ્ય રીતે સંચાલન થઇ શકે. ઇશ્વર સર્વસત્તાધીશ શાસક છે, દેવો એના પ્રધાનો છે, જેમ પૃથ્વીપાલક રાજાના પ્રધાનો અને અધિકારીઓ હોય છે તેના જેવું જ આ છે. આપણે દેવોને પરમેશ્વર સમજી લેવાના નથી. બ્રહ્મ કે પરમેશ્વર તો એક પરમ તત્ત્વ જ છે. દેવો બ્રહ્માંડના સંચાલન માટેના ઉચ્ચાધિકારીઓ જેવા છે. આપણે મનુષ્યો આપણા આ જગતમાં નીચલા અધિકારીઓ છીએ તેવા તેઓ ઉચ્ચ અધિકારીઓ છે.

દેવોને સુરો તરીકે પણ ઓળખવામાં આવે છે. આ દેવો મનુષ્યને દરેકને પોતાના કર્મનું ફળ મળે તેનું ધ્યાન રાખે છે. (કર્મની સમજ ચોથા પ્રકરણમાં વિગતે આપવામાં આવી છે) મનુષ્યને માટે ઉચિત હોય તે પ્રમાણે દેવો દુન્યવી વ્યવહારોમાં તેને સફળતા-નિષ્ફળતા સંપડાવે છે;

તેઓ મનુષ્યને અનેક રીતે સહાયક નીવડે છે. જ્યારે મનુષ્યો દેવોની સેવા કરે છે ત્યારે દેવો મદદરૂપ થાય છે. મનુષ્યો જ્યારે દેવો તરફનાં કર્તવ્યોમાં સ્ખલન કરે છે ત્યારે કુદરતી આપત્તિઓ, રોગચાળો, દુષ્કાળ ઇત્યાદિ આપત્તિઓ આવી પડે છે. દેવોની સંખ્યા ઘણી મોટી છે. તેમના પાંચ શાસકો છેઃ ઇન્દ્ર, વાયુ, અગ્નિ, વરુણ અને કુબેર. ઇન્દ્ર અંતરિક્ષનો દેવ છે, વાયુ વાતાવરણનો અધિષ્ઠાતા દેવ છે, અગ્નિ તેજ-આગનો અધિષ્ઠાતા છે, વરુણ જળદેવતા છે, કુબેર પૃથ્વીનો અધિષ્ઠાતા દેવ છે. આપણે પુરાણો અને ઇતિહાસમાં જોઇએ છીએ તેમ દેવોના સેવકોનાં જુદાં જુદાં નામો છે. દા.ત. ભીમે યક્ષો સાથે કેવી રીતે યુદ્ધ કર્યું તેની કથા વાચકોએ વાંચી હશે. યક્ષો કુબેરના સેવકો છે.

આ દેવોમાં રજોગુણ પ્રધાનપણે પ્રવર્તે છે. મનુ કહે છે કે ‘કર્મ તેમની પ્રકૃતિ-તેમનો સ્વભાવ છે.’

અસુરો દેવોના શત્રુઓ છે. તેઓ પ્રતિરોધનું સ્વરૂપ છે. તેમનામાં તમોગુણનું પ્રાધાન્ય પ્રવર્તે છે.

ત્યારપછી બ્રહ્માએ પોતાના મનસ્‌માંથી ખનિજો, વનસ્પતિ, પ્રાણીજગત અને મનુષ્યોનું સર્જન કર્યું. સૃષ્ટિના પ્રત્યેક સ્વરૂપનું-જીવશક્તિનું પ્રાગટ્ય આ બધાંમાં દેખાય છે, જેને હાલ ઉત્ક્રાન્તિ કહેવામાં આવે છે. સંસ્કૃતમાં સમગ્ર જગત-સૃષ્ટિની આ ઉત્ક્રાન્તિને સંસાર કહેવામાં આવે છે જે સમસ્ત સૃષ્ટિપ્રક્રિયા છે. સંસારને ચક્ર સાથે સરખાવવામાં આવે છે જે સતત પરિભ્રમણ કર્યા કરે છે અને જેમાં પ્રત્યેક જીવ બંધાયેલો છે.

આ પ્રમાણે બ્રહ્માએ બ્રહ્માંડ સર્જનનું પોતાનું કાર્ય પૂર્ણ કર્યું પરંતુ પ્રત્યેક રૂપને ભૌતિક શરીરમાં મૂકવાનું આવશ્યક હતું, જેથી પ્રત્યેક જીવ સક્રિય બને. આ કાર્ય વિષ્ણુનું હતું, વિષ્ણુ એટલે સર્વવ્યાપી. સમગ્ર સૃષ્ટિના પાલનહાર, પોષક. તેમણે આ બધાં રૂપોમાં પ્રાણ ફૂંક્યા. એક પુરાણમાં કહ્યું છે તે પ્રમાણે પ્રત્યેક પ્રાણીમાં તેઓ પ્રાણસ્વરૂપે સ્થિત થયા અને તેમને ચેતન અર્પ્યું. આમ, સમગ્ર બ્રહ્માંડ ‘ચેતનવંતું-સજીવ બન્યું.’ પણ આટલું ય પૂરતું નહોતું. જ્યારે મનુષ્યનું સર્જન થયું ત્યારે તે પર્યાપ્ત ન થયું. ઇશ્વરની બે મૂર્તિ-બે સ્વરૂપોએ તેમને જીવન તો અર્પ્યું પણ ત્રીજું લક્ષણ શેષ હતું, જે ત્રીજી મૂર્તિ આ રૂપો-પદાર્થો-તત્ત્વોનો લય કરે છે અને જીવોને મુક્ત કરે છે તે ત્રીજું ઇશ્વરીય સ્વરૂપ, જીવોઃ જેમાં વિલય પામે છે, આનંદ પામે છે. મહાદેવનું જીવંત તત્ત્વ પણ મનુષ્યના ત્રિવિધ જીવરૂપને સંપૂર્ણ કરવા માટે ઉમેરાવું જોઇએ. જેથી મનુષ્ય ત્રિમૂર્તિરૂપ ઇશ્વર-પરમેશ્વરનું સંપૂર્ણ પ્રતિબિંબરૂપ બને. આ કાર્ય પણ સિદ્ધ કરવામાં આવ્યું. આમ, મનુષ્ય જીવની દીર્ઘ ઉત્ક્રાન્તિનો આરંભ થયો. ખનિજ, વનસ્પતિ, પ્રાણી જગતમાં પૂર્વકલ્પો વિતાવીને તે મનુષ્યજીવરૂપે જન્મ પામ્યો. ઐતરેય આરણ્યક ૨-૩-૨માં વનસ્પતિ, પ્રાણીસૃષ્ટિથી માંડીને મનુષ્ય યોનિ સુધીની ઉત્ક્રાન્તિનું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. છેવટે મનુષ્યમાં આત્મારૂપે તે વ્યક્ત થાય છે. મર્ત્યમાંથી તે અમર્ત્ય બનવા તરફ ઉર્ધ્વ ગતિ કરે છે.

વિષ્ણુનાં વિશેષ પ્રાગટ્ય, જેને અવતાર કહેવાય છે તે પણ ભૂલાવા ન જોઇએ. अव+तृ-અવતરણ કરવું, અવતરવું-ધાતુ પરથી અવતાર શબ્દ બન્યો છે, તેને अव પૂર્વગ લાગ્યો છે. तृ-તરવું-પસાર થવું, अव+तृ-અવતરવું. અવતાર શબ્દ ચોક્કસ-વિશિષ્ટ પ્રકારના દૈવી પ્રાગટ્ય-પ્રગટીકરણને માટે વપરાય છે, તેમાં દેવ ચોક્કસ-લીલા-દેવકૃત્ય પાર પાડવા માટે મૂર્તસ્વરૂપ ધારણ કરે છે. જ્યારે જગતમાં દુરિત-અધર્મનું પ્રવર્તન વધી જાય છે અને સંસારને ધર્મમાર્ગે, સન્માર્ગે પ્રવર્તમાન કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે ત્યારે દેવ અવતાર ધારણ કરે છે. વિષ્ણુ ભગવાન કોઇક ને કોઇક સ્વરૂપે ત્યારે અવતાર ધારણ કરે છે અને સત્-ધર્મનું પ્રવર્તન કરે છે. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનું અભ્યુત્થાન થાય છે ત્યારે સજ્જનોના સંરક્ષણ અને દુષ્કર્મીઓના નાશ માટે વિષ્ણુ અવતાર ધારણ કરે છે. વિષ્ણુના મુખ્ય દસ અવતારો અન્ય અવતાર કરતાં મહત્ત્વના મનાય છે, જેને 'દશાવતાર' તરીકે ઓળખાવવામાં આવે છે.

### (૧) મત્સ્ય :

વૈવસ્વત મનુએ એક વખત એક નાની માછલીને જોઇ, જે જળ માટે તરફડતી હતી. તેમણે એને એક પાત્રમાં મૂકી. માછલી મોટી થવા લાગી, તેમણે તેને મોટા પાત્રમાં મૂકી, તેમ તેમ તે મોટી થતી જ ગઇ. પછી તળાવ, નદી, સમુદ્રમાં મૂકવા છતાં તે મોટી થતી જ રહી ત્યારે મનુને સમજાયું કે આ મત્સ્યને તેમના જીવનકાર્ય સાથે સંબંધ હોવો જોઇએ. મહાજળપ્રલય સમયે મનુએ જીવનનાં બીજોને સુરક્ષિત બનાવી લેવાનો સમય આવ્યો. મનુ ઋષિઓ સાથે નાવમાં સવાર થયા અને આવશ્યક જીવનબીજો સાથે લીધાં. પેલો મહાન મત્સ્ય પ્રગટ થયો અને તેણે વહાણને મનુના કાર્યક્ષેત્ર સૃષ્ટિમાં-જગતમાં પહોંચાડયું. મત્સ્યના આગમન સાથે સંસાર-સૃષ્ટિમાં પ્રાણીજીવનનો-જીવસૃષ્ટિની મહાન ઉત્ક્રાન્તિનો આરંભ થયો.

### (૨) કૂર્મ :

કાચબો. મંદરાચલ પર્વત દ્વારા સમુદ્રમંથન થઇ રહ્યું હતું ત્યારે કૂર્મ-કાચબાએ તે પર્વતને ધારણ કરી રાખ્યો હતો. તેમાંથી જરૂરી પ્રાણીઓ-જીવો ઉત્પન્ન થયા. કૂર્મ ઉત્ક્રાન્તિનું બીજું મહાન સોપાન મનાય છે.

### (૩) વરાહ :

પૃથ્વી જળમાં ડૂબી ગઇ હતી. વિષ્ણુએ તેને ઊંચકીને ઊંચી કરી એમાંથી-વરાહમાંથી-જમીન પર સસ્તન પ્રાણીઓની વિશાળ સૃષ્ટિ ઉત્પન્ન થઇ અને વિકાસ પામી.

આધુનિક વિજ્ઞાન આ ત્રણેયને ઉત્ક્રાન્તિનાં ત્રણ મહાસોપાન માને છે, જેને હિન્દુધર્મમાં અવતારો તરીકે ઓળખાવવામાં આવ્યા છે.

## (૪) નરસિંહ અથવા નૃસિંહ અવતાર :

પૃથ્વીને દૈત્યોના ત્રાસમાંથી મુક્ત કરવા માટે નૃસિંહ અવતાર થયો. દૈત્યજાતિમાં પ્રહ્લાદ નામે બાળકનો જન્મ થયો. તે છેક બાળપણથી જ વિષ્ણુ ભગવાનનો પરમ ભક્ત હતો. એના દૈત્ય પિતા (હિરણ્યકશિપુ)એ તેને અનેક ધમકીઓ આપી અને તેના પર અનેક અત્યાચારો કર્યા. વારંવાર પિતાએ પુત્રની હત્યા કરવા માટેના પ્રયત્નો પણ કર્યા પરંતુ વિષ્ણુએ પ્રહ્લાદનું રક્ષણ કર્યું. અંતે વિષ્ણુ ભગવાન સ્તંભમાંથી પ્રગટ થયા, નૃસિંહ સ્વરૂપે અવતાર લીધો અને દૈત્યરાજ હિરણ્યકશિપુનો વધ કર્યો.

## (૫) વામન :

વામન એટલે બટુક. આ મનુષ્યરૂપી અવતાર છે. માનવજાતિની ઉત્ક્રાન્તિ માટે તેઓ પ્રગટ થયા. બલિરાજા પાસેથી તેમણે ત્રણ પગલામાં સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ બધું જ પ્રાપ્ત કરી લીધું. એક પગલામાં પૃથ્વી, બીજામાં સ્વર્ગ, તૃતીયમાં પાતાળ. આમ વામન અવતારમાં વિષ્ણુએ મનુષ્ય માટે ઉત્ક્રાન્તિનું ક્ષેત્ર જીતી લીધું.

## (૬) પરશુરામ :

પરશુ ધારણ કરનારા રામ. જે ક્ષત્રિયો લોકો પર આધિપત્ય જમાવવા ઇચ્છતા હતા, તેમને દંડ દેવા માટે પરશુરામનો અવતાર થયો. તેમણે રાજાઓને અત્યાચાર કરવા માટે પોતાના બળનો પ્રયોગ કરતા રોક્યા. રાજવીઓને પ્રજાને સહાય કરવાનું શિક્ષણ આપ્યું. ટૂંકમાં, પ્રજાનું શોષણ કે અત્યાચાર કરનારા ક્ષત્રિયોને દંડ દેવા પરશુરામનો અવતાર થયો હતો.

## (૭) રામ :

રામચન્દ્ર. દશરથના પુત્ર રામ. પોતાના ત્રણેય ભાઇઓ સાથે રામે આદર્શ ક્ષત્રિય તરીકે અવતાર લીધો હતો. તેઓ આદર્શ રાજા હતા. સંપૂર્ણ મનુષ્ય તરીકે તેઓ આદર્શ જીવન જીવ્યા. આજ્ઞાંકિત પ્રેમાળ પુત્ર, મૃદુ પતિ, સ્નેહાળ ભાઇ, ધરમવીર યોદ્ધા, શાણા રાજવી-શાસક, પોતાની પ્રજાના વત્સલ સંરક્ષક રામ મર્યાદાપુરુષોત્તમ કહેવાયા. તેમની ઉદાત્ત-મહાન કથા વાલ્મીકિરામાયણમાં વર્ણવાયેલી છે. ઉત્તર ભારતના પ્રત્યેક ઘરમાં તુલસીદાસ રચિત રામચરિતમાનસનું પઠન થાય છે.

**(૮) કૃષ્ણ :**

દિવ્ય પ્રેમ અને જ્ઞાનના અવતાર તે કૃષ્ણભગવાન. એમની ભક્તિ પૂરા ભાવથી કરોડો લોકો કરે છે. વ્રજ અને વૃન્દાવનનો એ લાડીલો કનૈયો, અર્જુનના પરમ મિત્ર અને શ્રીમદ્ભગવદ્ગીતાના ઉદ્ગાતા, પાંડવોના જ્ઞાનવાન સલાહકાર, ભીષ્મપિતામહના આરાધ્યદેવ. કયો ભારતીય કિશોર કૃષ્ણની કથાથી અજાણ્યો હશે? તેઓ મહાભારતના પ્રધાનનાયક હતા. અનેક પુરાણોમાં એમનું ચરિત્ર વર્ણવાયું છે.

**(૯) બુદ્ધ :**

સતત વિહાર કરનારા સાધુ થવા માટે જેમણે રાજગાદી અને સુખસંપત્તિનો ત્યાગ કર્યો તે રાજકુમાર સિદ્ધાર્થ બુદ્ધ કહેવાયા. સત્યના ઉપદેશક એવા તેઓ શાક્યમુનિ તરીકે પણ જાણીતા છે, ગૌતમ, સિદ્ધાર્થ એમનાં અન્ય નામો છે. માનવજાતિના અસંખ્ય-લાખો અનુયાયીઓ જે ધર્મનું અનુસરણ કરે છે તે મહાન બૌદ્ધ ધર્મના સ્થાપક તે ગૌતમ બુદ્ધ. બુદ્ધ અવતારરૂપે વિષ્ણુએ આર્ય સિવાયની અસંખ્ય જાતિઓનો ઉદ્ધાર કર્યો.

**(૧૦) કલ્કી :**

કલિયુગનો અંત આણનાર અવતાર તે કલ્કી. આ ભવિષ્યમાં થનારો અવતાર છે. જ્યારે કલ્કી અવતાર થશે ત્યારે પૃથ્વી પર પુનઃ સત્ય યુગનો પ્રારંભ થશે, નવું કાળચક્ર શરૂ થશે.

મનુષ્યજાતિનો વિકાસ અને પરિપૂર્ણતા આ દસ અવતારોમાં સૂચિત થાય છે.

* * *

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसङ्घान्।**
**ब्रह्माणमीशं कमलासनस्थं ऋषींश्च सर्वानुरगांश्च दिव्यान्॥१॥**

૧. હે દેવ, આપના આ સ્વરૂપમાં હું સર્વ દેવો, વિશિષ્ટભૂતસમૂહો બ્રહ્મા, કમલાસન પર બિરાજમાન વિષ્ણુ, ઋષિઓ, સર્વ સરિસૃપો અને દિવ્યજીવોનું દર્શન કરી રહ્યો છું.

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।**
**गन्धर्वयक्षासुरसिद्धसङ्घा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे॥२॥**

૨. રુદ્રો, આદિત્યો, વસુ સિદ્ધોના સમૂહો સર્વે આપને વિસ્મિત થઇને નિહાળે છે.

(ભગવદ્ગીતા-૧૧, ૧૫-૨૨)

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान्।**
**एकं सद्विप्रा बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानमाहुः ॥३॥**

૩. તેઓ તેને ઇન્દ્ર, મિત્ર, વરુણ અને અગ્નિ તરીકે ઓળખે છે તે દિવ્ય સુપર્ણ (સુવર્ણનાં પીછાંવાળો) ગરુત્માન્-ગરુડ છે. ઋષિઓ એક સત્ તત્ત્વને અનેક નામે વર્ણવે છે. અગ્નિ, યમ કે માતરિશ્વા (વાયુ) તરીકે ઓળખાવે છે. (ઋગ્વેદ મંડળ-૧, ૯૪, ૪૬)

**आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ॥४॥**

૪. આત્મા જ સર્વ દેવતાસ્વરૂપ છે. સર્વ કાંઇ આત્મામાં રહેલું છે. (મનુસ્મૃતિ-૧૨-૧૧૯)

**एतमेके वदन्त्यग्निंनुमन्ये प्रजापतिम्।**
**इन्द्रमेकेऽपरे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥५॥**

૫. કેટલાક એને અગ્નિ કહે છે, કેટલાક મનુ કહે છે, કેટલાક પ્રજાપતિ કહે છે, કેટલાક ઇન્દ્ર કહે છે, કેટલાક બીજા એને પ્રાણ કહે છે અને કેટલાક અન્યો એને શાશ્વત બ્રહ્મ કહે છે. (મનૃસ્મૃતિ-૧૨-૧૨૪)

**यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः।**
**तथाक्षराद्विविधाः सौम्य भावाः प्रजायन्ते तत्र चैवापि यान्ति ॥६॥**

૬. જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી સ્ફુલિંગો (તણખા) નીકળે છે તેમ તેનામાંથી હજારો સરૂપ આકારો પ્રભવે છે. તેમ અક્ષર બ્રહ્મમાંથી હે સૌમ્ય, વિવિધ ભાવો પ્રગટ થાય છે, ઉદ્ભવે છે અને તેનામાં જ લય પામી જાય છે.

**एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च।**
**खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥७॥**

૭. એનામાંથી પ્રાણ, મન અને સર્વ ઇન્દ્રિયો જન્મે છે, આકાશ, વાયુ, તેજ, જળ અને વિશ્વને ધારણ કરનારી પૃથ્વી પણ એમાંથી જન્મે છે.

**तस्माश्च देवा बहुधा सम्प्रसूताः।**
**साध्या मनुष्या पशवो वयाँसि ॥८॥**

૮. તેનામાંથી અનેક દેવો સંપ્રસારણ પામે છે, સાધ્યો, મનુષ્યો, પશુઓ અને પક્ષીઓ એમાંથી જ જન્મે છે. (મુંડકોપનિષદ્-૨.૧, ૧-૧૭)

**सत्त्वात् सञ्जायते ज्ञानं रजसो लोभ एव च।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥९॥**

૯. સત્ત્વ (ગુણ) માંથી જ્ઞાન અને રજસ્‌માંથી લોભ જન્મે છે, તમસ્‌માંથી પ્રમાદ અને મોહ તથા અજ્ઞાન ઉદ્‌ભવે છે.

**ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः॥१०॥**

૧૦. સત્ત્વમાં સ્થિત રહેલા ઉર્ધ્વ ગતિ પામે છે, રાજસિકો મધ્યમાં રહે છે અને તમસ્ સ્થિત દુષ્ટ ગુણવૃત્તિમાં રહેલાઓ અધોગતિ પામે છે. (ભગવદ્‌ગીતા, ૧૪-૧૪,૧૮)

**सत्त्वं सुखे सञ्जयति रजः कर्माणि भारत।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे सञ्जयत्युत॥११॥**

૧૧. સત્ત્વ સુખમાં સંયોજે છે, રજસ્ કર્મમાં સંયોજે છે પરંતુ તમસ્ જ્ઞાનનું આવરણ કરીને પ્રમાદ (આળસ) માં સંયોજે છે.

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा॥१२॥**

૧૨. હે ભારત, સત્ત્વ રજસ્ અને તમસ્‌ને અભિભૂત કરે છે, રજસ્ સત્ત્વ અને તમસ્‌ને અભિભૂત કરીદે છે, ક્યારેક તમસ્ રજસ્ અને સત્ત્વને અભિભૂત કરી દે છે. (અર્થાત્ ક્રમશઃ પ્રત્યેક ગુણ બીજાને અભિભૂત કરે છે)

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते।**
**ज्ञानं यदा तदा विद्याद् विवृद्धं सत्त्वमित्युत॥१३॥**

૧૩. જ્યારે આ દેહનાં સર્વ દ્વારોમાં જ્ઞાનરૂપી પ્રકાશ થાય છે ત્યારે સમજવું કે સત્ત્વગુણની વૃદ્ધિ થઇ રહી છે.

**लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा।**
**रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ॥१४॥**

૧૪. હે ભરતોમાં શ્રેષ્ઠ! જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે લોભ, પ્રવૃત્તિઓનો આરંભ, કર્મોનો આરંભ, અશાંતિ, સ્પૃહા ઇત્યાદિનો જન્મ થાય છે.

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च।**
**तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन॥१५॥**

૧૫. હે કુરુનંદન, જ્યારે તમોગુણનો અતિરેક થાય છે ત્યારે અપ્રકાશ, પ્રવૃત્તિનો અભાવ, પ્રમાદ અને મોહ ઉત્પન્ન થાય છે. (ભગવદ્ગીતા, ૧૪-૯-૧૩)

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥१६॥**

૧૬. હે ભારત, જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ (હાનિ) થાય છે અને અધર્મનું ઉત્થાન થાય છે ત્યારે હું જન્મ ધારણ કરું છું.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥१७॥**

૧૭. સજ્જનોના રક્ષણ માટે અને દુષ્કર્મીઓના વિનાશ માટે તથા ધર્મની પુનઃ સ્થાપના કરવા માટે હું પ્રત્યેક યુગમાં જન્મ લઉં છું. (ભગવદ્ગીતા, ૪,૭-૮)



# પ્રકરણ-૩



## || પુનર્જન્મ ||

આગલા પ્રકરણમાં જે ઉત્ક્રાન્તિની વાત કરી તે પ્રક્રિયા જીવ એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે ત્યારે ચાલતી રહે છે. જેમ જેમ જીવની શક્તિનું પ્રફુલ્લન-વિકાસ થાય છે તેમ તેમ આ શરીરો ઉત્તરોત્તર શ્રેષ્ઠતર થતાં જાય છે. આને પુનર્જન્મ કહે છે, પુનરવતાર કે એક દેહમાંથી બીજા દેહમાં સ્થાનાંતર પણ કહી શકાય. પુનરવતારનો શબ્દાર્થ થાય છે ફરીથી જન્મ લેવો તે. (પુનર્જન્મ = ફરીથી જન્મ) ફરીથી ભૌતિક શરીર ધારણ કરવું તે. સ્થાનાંતર એટલે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવું તે. નવા શરીરમાં જવું. પ્રત્યેક શબ્દનો અર્થ એક જ છે. આ શબ્દોમાં વર્ણવાયેલી પ્રક્રિયા શી છે તે સમજીએ.

આપણે જોયું કે જીવ બ્રહ્મનો અંશ છે. શ્રીકૃષ્ણ કહે છેઃ ममैवांशो जीवलोके। 'જગતમાં જીવ મારો જ અંશ છે.' તેનામાં બ્રહ્મની શક્તિઓ છે, એ જ બ્રહ્મ છે. શ્રુતિ કહે છેઃ तत् त्वम असि। તે તું છે. પણ છતાં દેશ અને કાળનો ભેદ છે, જેમ બીજ વૃક્ષ કરતાં જુદું હોય છે. વૃક્ષ બીજને ઉત્પન્ન કરે છે, એ બીજને એની પોતાની પ્રકૃતિ છે. વૃક્ષ બીજને ભૂમિ પર ખેરવે છે અને બીજ ક્રમશઃ વિકાસ પામે છે, પોતાની અંદર રહેલી શક્તિઓને પ્રગટ કરે છે, છેવટે પોતે જ પોતાના ઉદ્ભવરૂપ વૃક્ષનું સ્વરૂપ ધારણ કરે છે. બીજ વૃક્ષ જ બની શકે, બીજું કશું ન બને, કારણ કે એની પ્રકૃતિ એના ઉદ્ભવરૂપ વૃક્ષ જેવી જ છે. જીવનું પણ તે જ પ્રમાણે થાય છે. બીજની જેમ તે ઇશ્વર દ્વારા પ્રકૃતિમાં-દેહમાં આરોપિત થાય છે. ધીમે ધીમે મોટો થાય છે, એનામાં નિહિત શક્તિઓને વ્યક્ત કરે છે, છેવટે તે ઇશ્વર બને છે. જીવ બીજું કશું ન બની શકે કારણ કે એનો સ્વભાવ એનો સ્વભાવ એના પિતા-ઉદ્ભવરૂપ ઈશ્વર સમાન છે.

ઈશ્વરને જ્ઞાની અને સર્વશક્તિમાન કહ્યો છે, જીવ અજ્ઞાની અને અસમર્થ છે (શ્વેતાશ્વતરોપનિષદ્-૧-૨) પણ જીવ જ્ઞાન અને સામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે. આ વિકાસને જ ઉત્ક્રાન્તિ કહી છે.

આપણે જોયું કે જીવની દીર્ઘ યાત્રા ભૌતિક જગતમાં ઉદ્ભિજ પદાર્થોથી પ્રારંભ પામે છે. એ તબક્કે તે બાહ્ય જગત વિષે અજાગૃત-અચેત હોય છે. બાહ્ય જગતના પ્રચંડ આઘાતો અને પ્રહારોથી તેનું ધ્યાન એ સૃષ્ટિ તરફ ખેંચાય છે. ધરતીકંપ, જ્વાળામુખી, જમીન ધસી પડવાની ઘટના, સામુદ્રિક તોફાનોમાં ઊછળતાં મોજાં-આવી અનેક ઘટનાઓથી જીવનું ધ્યાન એ વાસ્તવિકતા તરફ દોરાય છે કે તે આ સૃષ્ટિમાં એકલો નથી. એની બહાર પણ કશુંક છે. જો પૃથ્વીના ઇતિહાસના અતિ પ્રારંભિક સમયગાળા વિષે વાંચશે તો તે આવી અસંખ્ય ભયંકર હોનારતો વિષે જાણીને અચંબિત થશે. આ બધું જીવોને જાગ્રત કરવા માટે જરૂરી હતું. અતિઅતિદીર્ઘ કાળ પછી જીવો ઉદ્ભિજ પદાર્થો કરતાં વધારે મુલાયમ, વધારે લવચીક થઇ શકે તેવા પૂરેપૂરા જાગ્રત થયા. તેઓ વનસ્પતિરૂપ બન્યા. જ્યારે ઇશ્વરમાંથી પૃથક્ થયેલા જીવો પછીથી ઉદ્ભિજ સૃષ્ટિમાં સ્થાન પામ્યા.

વનસ્પતિમાં પરિવર્તિત થયેલા જીવો હવે બાહ્ય સૃષ્ટિ વિષે વધુ સંવેદનશીલ-સજગ બન્યા, સૂર્યની ઉષ્માનો તેમને અનુભવ થયો, મંદ પવનની લહેરખી તેમણે અનુભવી, જીવનદાયિની વર્ષાનો પણ અનુભવ કર્યો. જેમ જેમ તેઓ વધુ વયસ્ક બન્યા તેમ વધુ સંવેદનશીલ થયા, વધારે લાંબા સમય સુધી ટકી રહેનારાં વૃક્ષો બન્યાં, એ સ્વરૂપમાં તેમની આંતરિક શક્તિઓ વધુ ને વધુ વિકાસ પામી, ખીલી ઊઠી. હવે તેઓ પ્રાણી સૃષ્ટિમાં પ્રવેશ કરવા માટે સુસજ્જ હતા. વચમાં નાના જીવો ઝાડપાનના જગતમાં પ્રવેશ્યા અને હજુ જેઓ સૂક્ષ્મ હતા, પૂરેપૂરા વિકાસ નહોતા પામ્યા તેઓ ઉદ્ભિજ-ખનિજ સૃષ્ટિમાં રહ્યા.

અને હવે પ્રાણીસૃષ્ટિમાં વધુ ઝડપથી આગળ વધ્યા. ખોરાક માટે શિકાર કરવો, એકબીજા સાથે સંઘર્ષ કરવો, બીજા પર હાવી થઇ જવું-ઇત્યાદિ પ્રવૃત્તિ શરૂ થઇ. તેમની ઇન્દ્રિયો અને સાદી માનસિક શક્તિઓ બહાર આવી અને વધુ પ્રબળ પણ બની. છેવટે તેમને માટે પ્રાણીસ્વરૂપ પૂરતું યોગ્ય ન રહ્યું. તેમનો વિકાસ-તેમની ઉત્ક્રાન્તિ અટકી ન જાય તે માટે તેમને માનવજાતિની જરૂર હતી.

વાચક પ્રશ્ન પૂછી શકે; જીવને અનુકૂળ થવા માટે રૂપોમાં ઉત્ક્રાન્તિ શેનાથી-શેને કારણે થાય છે? (ઉત્તર છેઃ) જીવના પોતાના પ્રયત્નોને કારણે. જીવ પોતાને બાંધી રાખનાર પ્રકૃતિની દીવાલની આરપાર જોવાની કામના કરે; તે જોવાનો પ્રયત્ન કરે છે. એની બહાર પ્રગટ થતી શક્તિ દીવાલ પર પ્રવૃત્ત થાય છે અને સાવ ધીમી ગતિએ નજરને ગતિ આપે છે, ત્યારપછી બધી જ ઇન્દ્રિયો અને અવયવોને કાર્યાન્વિત કરે છે. આપણને અંદરની-આંતરિક ઇન્દ્રિયોને

બહારની તરફ પ્રેરવાનું શીખવવામાં આવે છે. જીવ પોતાને અનુકૂળ પડે તે અને સર્વ ઇન્દ્રિયોને આકારિત કરે છે, કે જેથી તે પોતાની શક્તિઓને બાહ્ય સૃષ્ટિમાં કાર્યાન્વિત કરી શકે.

જીવ જે અવયવો-અંગોને ક્રિયાશીલ કરવા ઇચ્છતો હોય તેને માટેની સામગ્રી પૂરી પાડીને દેવો જીવને સહાયરૂપ નીવડે છે. જ્યારે એ જોવાનો પ્રયત્ન કરે છે ત્યારે અગ્નિ તેને પોતાની આગ્નેય પ્રકૃતિમાંથી થોડો અંશ આપે છે. જ્યારે તે કશુંક ચાખવા-રસ લેવા ઇચ્છે છે ત્યારે વરુણ પોતાના રસતત્ત્વમાંથી થોડો અંશ તેને આપે છે, જેથી એની રસનેન્દ્રિય પદાર્થોને ચાખી-આસ્વાદી શકે; વગેરે. આ પ્રમાણે જીવ પોતાનાં શરીરોનું નિર્માણ કરે છે અને જ્યારે પોતાના સામર્થ્ય પ્રમાણે પોતાના શરીરને આકારિત કરી લે છે તથા પછી તેને શરીરનો ઉપયોગ રહેતો નથી ત્યારે તે તેનો ત્યાગ કરી દે છે અને બીજું શરીર ધારણ કરે છે. જેમ જેમ જીવ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તે વધુ ને વધુ ઝડપથી ઊર્ધ્વગામી થતો જાય છે કારણ કે તેની શક્તિઓ વધારે મુક્તપણે કાર્યાન્વિત થતી જાય છે તેમજ પહેલાંના તબક્કાઓ કરતાં વધારે વેગથી તે પરિણામો પ્રાપ્ત કરતો જાય છે.

આ છે ઉત્ક્રાન્તિની સામાન્ય પ્રક્રિયા. અને જાણે એ ચક્ર ક્યારેય તૂટતું ન હોય-ભંગ પામતું ન હોય તેમ સતત ચાલતું રહેતું હોવાનું કહેવાય છે,-જેથી વ્યક્તિ એની પાછળ રહેલો મુખ્ય વિચાર સમજી શકે. પરંતુ કુદરતમાં સામાન્ય પ્રવાહ ચાલતો રહેતો હોય ત્યારે પણ ઘણા નાનામોટા વળાંકો-પરિવર્તનો સાથે સાથે આવતા-ચાલતાં રહેતાં હોય છે, એ ગૌણ ઘટનાઓ છે. કોઇક વખત કોઇક જીવ પાછળ પણ ધકેલાઇ જાય અને પોતાની પાછળ છોડી આવેલા તબક્કામાં-ભૂમિકામાં થોડો સમય સ્થગિત પણ થઇ જતો હોય. એવું કાંઇક હોય છે જે જીવ કદી શીખ્યો જ ન હોય, એવી શક્તિ જે એનામાં ઉત્ક્રાન્ત ન થઇ હોય તેવો જીવ નીચેની યોનિમાં ફેંકાઇ જાય છે, જેમ કોઇ વિદ્યાર્થી શાળામાં પ્રમાદી-આળસુ હોય તો તે નીચલા વર્ગમાં જ રહે છે, નાપાસ થાય છે તેવું જ આ છે. મનુષ્યની યોનિમાં પહોંચી ગયો હોય તેવો જીવ પણ કોઇ પ્રાણી પ્રત્યે આસક્ત થાય, અથવા વનસ્પતિ તરફ આસક્ત થાય અથવા જો એ ઘણો તામસિક હોય તો પથ્થરમાં પણ આસક્ત થાય. જ્યાં સુધી તે માનવરૂપનો વિનિયોગ-માનવયોનિનો વધુ સારી રીતે ઉપયોગ કરતાં ન શીખે ત્યાં સુધી એવું બને. તે સમયે કેદમાં રહેલા મનુષ્ય જેવો જીવ હોય છે, જે માનવસમાજથી કપાયેલો હોય અને સ્વાતંત્ર્યના અભાવે પોતાની મનુષ્યસહજ શક્તિઓનો ઉપયોગ કરવા અસમર્થ હોય છે.

પણ છતાં, જીવ હંમેશને માટે જન્મ-મરણના ચક્રમાં બંધાયેલો રહે એવું જરૂરી નથી. એની ઇચ્છાઓ-વાસનાઓ તેને આ ચક્ર સાથે બાંધી રાખતી હોય છે. જ્યાં સુધી તે આ સંસારના વિષયોની વાસનામાં જકડાયેલો રહે છે ત્યાં સુધી તેણે આ વિષયોનો ઉપભોગ કરવા માટે આ સંસારમાં જન્મ લેવો પડે છે પણ જ્યારે તે વિષયવાસનાથી મુક્ત થાય છે, વાસનાનાં બંધન તૂટી જાય છે ત્યારે તે મોક્ષ પામે છે, મુક્ત થઇ જાય છે. તેનો ફરીથી જન્મ થતો નથી, તેણે

પુનઃજન્મ લેવો પડતો નથી. તેને મોક્ષપ્રાપ્તિ થઇ ચૂકી હોય છે. પછી તે જીવ મુક્ત કહેવાય છે.

આવા જીવન્મુક્ત જીવો ઘણીવાર સંસારચક્રના પ્રવર્તન માટે જીવતા રહે છે, જેથી અન્ય જીવો વધારે ઝડપથી મુક્ત થઇ શકે. આવા મુક્ત પુરુષો-જીવો વિષે આપણે વેદોમાં વાંચીએ છીએ, પુરાણો, ઇતિહાસમાં વાંચીએ છીએ. કેટલીકવાર તેઓ મહર્ષિઓ કે મહાન રાજાઓ હોય છે અને કેટલીકવાર સામાન્ય મનુષ્યો પણ મુક્ત થઇ ચૂક્યા હોય છે. બાહ્ય વર્તનવ્યવહારદેખાવમાં તેઓ ભલે ગમે તેવા લાગતા હોય પણ તેઓ પવિત્ર, નિઃસ્વાર્થ, શાન્ત આત્માઓ હોય છે અને અન્યોને સહાય કરવામાં જીવન વિતાવે છે. સંસારના કલ્યાણ માટે પુરુષાર્થ કરવામાં તેઓ સંતોષ અનુભવે છે અને પોતે ઇશ્વરમય છે એવું જ્ઞાન તેમનામાં દઢ થયેલું હોય છે.

* * *

**देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा।**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति॥१॥**

૧. જે પ્રમાણે દેહધારી જીવને આ દેહમાં કૌમાર્ય કે યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થા આવે છે તે જ પ્રમાણે (જીવને) અન્યદેહની પ્રાપ્તિ થાય છે. ધીરમનુષ્ય તેમાં મોહ પામતો નથી.
(ભગવદ્‌ગીતા-૨-૧૩)

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताःशरीरिणः।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद् युध्यस्व भारत॥२॥**

૨. નિત્ય અને શરીરધારી આત્માના આ દેહો અંતવાળા કહેવાયા છે. આત્મા તો અવિનાશી અને અપ્રમેય છે તેથી હે ભારત, તું યુદ્ધ કર.

**य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥३॥**

૩. જે આને (આત્માને) હણાયેલો કે હણનારો માને છે કે જાણે છે તે બંને તે આત્માને ઓળખતા નથી. આત્મા હણતો નથી કે હણાતો નથી.

**न जायते म्रियते वा कदाचिन् नायं भूत्वा भविता वा न भूयः।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥४॥**

૪. નથી જે જન્મતો કે નથી કદી મરતો, આ આત્મા ઉત્પન્ન થયેલો કે થનારો, કે ઉત્પન્ન થતો નથી. તે તો અજન્મ છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાતન છે, શરીર હણાય ત્યારે તે હણાતો નથી.

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्।**
**कथं स पुरुषः पार्थ! कं घातयति हन्ति कम्॥५॥**

૫. જે મનુષ્ય આને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવ્યયસ્વરૂપે જાણતો હોય તે પુરુષ, હે પાર્થ! કોનો ઘાત કરે અને કોને હણતો હોય?

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥६॥**

૬. જેમ મનુષ્ય જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરીને બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ દેહધારી આત્મા જીર્ણ થયેલાં શરીરોનો ત્યાગ કરીને નવા દેહમાં પ્રવેશ કરે છે.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।**
**तस्मात् सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि॥७॥**

૭. હે ભારત! દરેક મનુષ્યના દેહમાં દેહી-દેહધારી આત્મા-અવધ્ય છે, તેથી તારે સર્વ પ્રાણીઓ વિષે શોક કરવો જોઇએ નહિ. (ભગવદ્ગીતા ૨-૧૮-૨૨, ૩૦)

**तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतरं कल्याणतरं रूपं तनुत एवमेवायमात्मेदं शरीरं निहत्याविद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते॥८॥**

૮. જેમ સોની સોનાનો એક ટુકડો લઇને તેનું બીજું ઘરેણું-નવું અને સુંદર-અલંકાર બનાવે છે તે જ પ્રમાણે આ આત્મા શરીરનો ત્યાગ કરીને, અવિદ્યાને હણીને બીજું નવું વધારે સુંદર-કલ્યાણકારી રૂપ બનાવે છે. (શ્વેતાશ્વતર ઉપનિષદ્-૪-૪-૪)

**ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा॥९॥**

૯. જે મનુષ્ય આસક્તિ ત્યજીને સર્વ કર્મો બ્રહ્માર્પણ કરીને આચરે છે તે, જેમ કમળપત્ર જળથી સ્પર્શ પામતું નથી તેમ, પાપ વડે સ્પર્શ પામતો નથી.

**कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि।**
**योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये॥१०॥**

૧૦. યોગી પુરુષો શરીર, મન, બુદ્ધિ અને કેવળ ઇન્દ્રિયો વડે જ કર્મમાં આસક્તિનો ત્યાગ કરીને-આત્મશુદ્ધિ માટે જ કર્મનું આચરણ કરે છે.

**युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम्।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते॥११॥**

૧૧. યોગનું આચરણ કરનારો યોગી કર્મના ફળનો ત્યાગ કરીને નૈષ્ઠિક-શાશ્વત શાન્તિ પામે છે જ્યારે યોગમાં ન જોડાયેલો મનુષ્ય કામનાપૂર્વક કર્મ કરીને ફળમાં આસક્તિ રાખીને બંધન પામે છે.

**विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः॥१२॥**

૧૨. પંડિતો (શુદ્ધ બુદ્ધિવાળા) વિદ્યા અને વિનયથી યુક્ત બ્રાહ્મણ ગાય, હાથી, શ્વાન કે ચાંડાલ-દરેક પ્રત્યે સમાન દૃષ્ટિવાળા હોય છે.

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः॥१३॥**

૧૩. જેમનું મન સમત્વમાં સ્થિત હોય છે તેમણે આ સંસારમાં રહીને જ જગતને જીતી લીધું છે. બ્રહ્મ દોષરહિત છે અને સમત્વયુક્ત છે તેથી તેઓ બ્રહ્મમાં જ નિષ્ઠાવાળા છે, બ્રહ્મમાં જ સ્થિત છે.

**न प्रहृष्येत् प्रियं प्राप्य नोद्विजेत् प्राप्य चाप्रियम्।**
**स्थिरबुद्धिरसम्मूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः॥१४॥**

૧૪. પ્રિય વસ્તુ પ્રાપ્ત કરીને હર્ષ ન પામવો જોઇએ, તેમ અપ્રિય પ્રાપ્ત કરીને દુઃખી ન થવું જોઇએ. સ્થિર બુદ્ધિવાળો, સંમોહ પામ્યા વિનાનો બ્રહ્મજ્ઞાની બ્રહ્મમાં નિષ્ઠાવાળો હોય છે.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत् सुखम्।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते॥१५॥**

૧૫. જેનો આત્મા બાહ્ય વિષયોના સ્પર્શમાં આસક્ત થતો નથી અને જે આત્મામાં જ સુખ અનુભવે છે તે બ્રહ્મયોગમાં યુક્ત-જોડાયેલા આત્માવાળો યોગી અક્ષય-અવિનાશી સુખ ભોગવે છે. (ભગવદ્ગીતા-૫-૧૮-૨૧)

**योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति॥१६॥**

૧૬. જે અંતરાત્મામાં સુખી છે, આંતરિક આનંદ અનુભવે છે અને વળી જે આંતરિક પ્રકાશથી દેદીપ્યમાન છે તે યોગી બ્રહ્મસ્વરૂપ થઇને બ્રહ્મનિર્વાણ = બ્રહ્મસાક્ષાત્કાર પામે છે.

**लभन्ते ब्रह्मनिर्वाणामृषयः क्षीणकल्मषाः।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः॥१७॥**

૧૭. જેમના દોષો ક્ષીણ થયા છે તેવા, સંયમિત આત્માવાળા, સર્વ પ્રાણીઓના હિતમાં જ રચ્યાપચ્યા રહેનારા, દ્વૈતભાવને છેદનારા ઋષિઓ બ્રહ્મસાક્ષાત્કાર પામે છે.

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्।**
**अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्॥१८॥**

૧૮. કામ અને ક્રોધથી મુક્ત થયેલા, ચિત્ત-મનને સંયમમાં રાખનારા, આત્માનું જ્ઞાન ધરાવનારા યતિ-મુનિઓ બ્રહ્મસાક્ષાત્કાર સમીપ વર્તે છે, તેમને બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે. (ભગવદ્‌ગીતા ૫, ૨૪-૨૬)



# પ્રકરણ-૪



## ॥ કર્મ ॥

'કર્મ' સંસ્કૃત શબ્દ છે જેનો અર્થ થાય છે કાર્ય કરવું તે. પણ આ શબ્દનો પ્રયોગ અત્યારે જે કરવામાં આવી રહ્યો છે તે અને ભવિષ્યમાં તેનું પરિણામ શું આવશે-ફળ શું મળશે તે બે વચ્ચેના ચોક્કસ સંબંધના સંદર્ભમાં થાય છે. ઘટનાઓ અકસ્માત બનતી નથી, અવ્યવસ્થિત રીતે આકાર લેતી નથી, ઘટનાઓ નિયમિત ક્રમમાં બનતી હોય છે. ઘટનાઓ એકબીજીને ચોક્કસ નિયત ક્રમમાં અનુસરતી હોય છે.

જો જમીનમાં કોઇ બીજ વાવવામાં આવે તો તેમાંથી નાની કૂંપળ ફૂટે છે, કૂંપળ પર પાન ફૂટે છે અને ફૂલો ખીલી ઊઠે છે, પછી ફળ આવે છે. ફળોમાં ફરી પાછાં બીજ રહેલાં હોય છે. એમાંથી એક બીજ રોપવામાં આવે તો તે કૂંપળને ઉત્પન્ન કરે છે, તેને પાન ફૂટે છે, ફૂલો બેસે છે અને ફરી પાછાં ફળો અને બીજ. એક પ્રકારના બીજમાંથી તે જ પ્રકારના છોડ ઊગે છે. ડાંગર વાવવાથી ડાંગર-ચોખાનો છોડ થાય છે; જવમાંથી જવ ઊગે છે; ઘઉંના બીજમાંથી ઘઉં ઉત્પન્ન થાય છે. થીસલમાંથી થીસલ (જાંબુડિયા ફૂલોનાં ઝૂમખાંવાળો કાંટાળો છોડ જે સ્કોટલેન્ડમાં થાય છે) ઊગે છે, કાંટાળા થોરનાં બીજમાંથી થોરનો છોડ ઊગે છે. જો કોઇ માણસ થીસલનો છોડ રોપે તો તેમાંથી મીઠી દ્રાક્ષ ઊગશે એવી અપેક્ષા ન રાખી શકે; જો એ કાંટાળો થોર રોપે તો રસદાર સફરજન ઉગાડવાની આશા ન રાખી શકે. આ જ કર્મ છે અને

મનુષ્ય એ જાણીને જેવું ફળ મેળવવું હોય તેવું બીજ વાવે છે. સૌથી પહેલી યાદ રાખવાની બાબત આ જ છે.

હવે કર્મ દેખાય છે તેવી સાવ સરળ બાબત નથી. હું કોઇ વ્યક્તિને પૂછું, ''તમે શહેરમાં શા માટે જાવ છો?'', તો એ કહેશે, ''મારે બૂટની જોડ ખરીદવી હતી અને મને લાગ્યું કે તે મને ત્યાં જ મળશે.'' અથવા ''મારે એક મિત્રને મળવું હતું અને મને એમ હતું કે એ શહેરમાં હશે.'' વગેરે વગેરે... પણ હંમેશાં ''મારી ઇચ્છા હતી અને મેં વિચાર કર્યો તેથી મેં એ કર્મ કર્યું. આમ ઇચ્છા, વિચાર અને કર્મ ત્રણેય સાથે જોવા મળે છે.

હવે ઇચ્છા કે જરૂરિયાત એટલે કામના. આપણે કશાકની કામના કરીએ છીએ, કશુંક મેળવવું છે, એ પહેલો તબક્કો છે. પછી આપણે વિચાર કરીએ છીએ કે તે કેવી રીતે મળશે? આ બીજો તબક્કો છે, પછી આપણે કાર્ય કરીએ છીએ કે જેથી પેલી વસ્તુ મળે, આ ત્રીજો તબક્કો છે. આ નિયમિત ક્રમ છે. પ્રત્યેક કર્મની પાછળ વિચાર રહેલો હોય છે અને પ્રત્યેક વિચારની પાછળ ઇચ્છા-કામના રહેલી હોય છે.

આ ત્રણ બાબતો-કર્મ, વિચાર અને કામના કર્મની દોરીમાં ગૂંથાયેલાં-વણાયેલાં ત્રણ સૂત્રો છે. આપણાં કર્મો આપણી આસપાસની વ્યક્તિઓને સુખી કે દુઃખી કરે છે; જો આપણે તેમને સુખી કરીએ તો આપણે બીજરૂપે સુખની વાવણી કરેલી છે, અને તે આપણા માટેના સુખના છોડમાં વિકસિત થાય છે; જો આપણે ક્રૂર કર્મો આચરીએ તો આપણે બીજની જેમ ક્રૂરતાની વાવણી કરી છે. જો આપણે સારાં-હિતનાં-કાર્યો કરીએ છીએ તો આપણે બીજસ્વરૂપે કરુણાની વાવણી કરી છે અને તે આપણે માટે પણ આપણા તરફની કરુણારૂપે વિકસિત થાય છે, ઊગી નીકળે છે. આપણે કર્મો દ્વારા જે કાંઇની વાવણી કરીએ તે જ ફળસ્વરૂપે આપણને પાછાં મળે છે. આનું નામ તે કર્મ.

પરંતુ કર્મની પાછળ રહેલો છે વિચાર. વિચાર આપણા ચારિત્ર્યમાંથી આકારિત થાય છે, આપણી પ્રકૃતિ અને આપણું મન જે પ્રકારનું હોય છે તેનાથી વિચાર બંધાય છે. કોઇ બાબત વિષે આપણે ઘણો વિચાર કરતા હોઇએ તો આપણું મન એ બાબતના જેવું બની જાય છે. જો આપણે ઉદારતાથી વિચારીએ તો આપણે ઉદાર બનીએ, જો આપણે નિર્દયતાથી, ક્રૂરતાથી વિચારીએ તો આપણે ક્રૂર-નિર્દય બની જઇએ. જો આપણે દ્વેષપૂર્વક વિચારીએ તો આપણા મનમાં પણ દ્વેષ ઉત્પન્ન થાય; આપણે ઝેરીલા બની જઇએ; જો આપણે પ્રામાણિકતાથી વિચાર કરીએ તો આપણે પ્રામાણિક થઇએ. આમ આપણું ચારિત્ર્ય આપણા વિચારોથી ઘડાય છે અને જ્યારે ફરીથી આપણો જન્મ થાય ત્યારે અત્યારે જે વિચારોથી આપણું ચારિત્ર્ય ઘડાયું હશે તેવા ચારિત્ર્ય સાથે જન્મ લઇશું. આપણે આપણા સ્વભાવ પ્રમાણે કર્મ કરીએ છીએ, ચારિત્ર્ય પ્રમાણે વર્તીએ છીએ, જેમ કે ઉદાર મનુષ્ય ઉદારતાથી વર્તે, ઉદાર કર્મ કરે,

ક્રૂર મનુષ્ય ક્રૂરતાથી વર્તે, ક્રૂર કર્મો કરે-તો તેથી એ સમજવું સરળ છે કે આવતા જન્મમાં આપણા કર્મો આપણે આ જન્મમાં કરેલા વિચારો પર આધારિત હોવાનાં. આનું નામ તે કર્મનો સિદ્ધાંત.

પરંતુ વિચારની પાછળ કામના-ઇચ્છા-વાસના રહેલી છે. કામના આપણે જેની ઇચ્છા કરતા હોઇએ તેની પ્રાપ્તિ કરાવે છે. જેમ લોહચુંબક નરમ લોખંડને આકર્ષે છે તેમ કામના વિષયોને આકર્ષે છે. જો આપણે ધનની ઇચ્છા રાખતા હોઇએ તો આવતા જન્મમાં આપણને ધનવાન થવાની તક સાંપડે છે. જો આપણે વિદ્યાની કામના કરતા હોઇએ તો બીજા જન્મમાં-આવતા જન્મે વિદ્વાન બનીએ. જો પ્રેમની કામના કરીએ તો આપણને અન્ય જન્મમાં પ્રેમની પ્રાપ્તિ થાય. જો સત્તાની વાસના રાખતા હોઇએ તો અન્ય-આવતા જન્મમાં આપણે સત્તાધીશ બનીએ. આનું નામ તે કર્મનો સિદ્ધાંત.

જ્યાં સુધી આ વાત પૂરેપૂરી સમજાય નહીં ત્યાં સુધી મનુષ્યે આના વિષે વારંવાર વિચાર કરવો જોઇએ, ચિંતન કરવું જોઇએ. જ્યારે તેને આ સમજાય ત્યારે તે કર્મની વધારે મુશ્કેલ સમસ્યાઓ તરફ આગળ વધી શકે. કર્મના સિદ્ધાંતનો સાર એક વાક્યમાં આ પ્રમાણે આપી શકાયઃ માણસ જેવું વાવે તેવું લણે છે.

પણ વાચક સવાલ પૂછી શકેઃ ''જો મારાં અત્યારનાં કર્મો મારા ભૂતકાળના વિચારોનું ફળ છે અને જો મારા ભૂતકાળના વિચારો મારી પૂર્વેની કામનાઓનાં પરિણામ છે તો મારે માટે એ લાચારીપૂર્વકનું બંધન નથી? હું અનિવાર્યપણે બંધાયેલો નથી? મેં વિચાર્યું હોય તે પ્રમાણે જ મારે કર્મ કરવું જોઇએ અને મારી જે પ્રમાણે ઇચ્છા હોય તે જ પ્રમાણે મારે વિચારવું પડે.'' આ વાત સાચી, પણ કેટલીક હદ સુધી જ સાચી હકીકત છે. કારણ કે જેમ જેમ આપણે નવા અનુભવો મેળવતા જઇએ છીએ તેમ તેમ આપણામાં સતત પરિવર્તન આવતું જાય છે અને જીવ વધુ ને વધુ જ્ઞાન મેળવતો જાય છે. એ જ્ઞાનની સહાયથી તે પોતાની ઇચ્છાઓમાં પરિવર્તન આણતો જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો, જ્યારે આપણે ખરેખર કામના કરી હોય છે, વિચાર્યું હોય છે અને ભૂતકાળમાં ચોક્કસ રીતે કર્મો કર્યાં હોય છે ત્યારે જુદી રીતે ઇચ્છા કરવાની કે વિચારવાની 'સંભાવના' પણ તે સમગ્ર પૂર્વજન્મમાં ઉપસ્થિત હોય છે; આ સંભાવના કોઇપણ કાળે ફેરવાઇ શકે, વાસ્તવમાં બદલાઇ શકે જે ક્ષણે આપણે નવા અનુભવો દ્વારા વાસ્તવિકતા-સાચી વાત સમજી લઇએ તે ક્ષણે આપણને પૂર્વજન્મમાં-ભૂતકાળમાં કરેલાં કર્મોના અનિષ્ટ ફળનું જ્ઞાન થઇ જાય છે.

ધારો કે એક માણસને સમજાય છે કે એણે ખરાબ, ક્રૂર કર્મોનું આચરણ કર્યું છે, એને ખબર પડે છે કે એનાં ક્રૂર કર્મો એના ભૂતકાળના નિર્દય-ક્રૂર-વિચારોનું પરિણામ હતાં અને એ ઘાતકી વિચારો ક્રૂરતાથી જ મેળવી શકાય એવા કોઇ વિષયની પ્રાપ્તિની વાસનામાંથી જન્મ્યા

હતા. હવે આ મનુષ્ય જુએ છે કે એનાં ક્રૂર કર્મો લોકોને દુઃખી-ત્રસ્ત કરે છે, એ લોકો પોતાને ધિક્કારે છે અને પોતાનાથી ભય અનુભવે છે, પરિણામે પોતે દુઃખી થાય છે અને એકાકી બની જાય છે. એ મનુષ્ય આ બધા વિષે વિચાર કરે છે. અને પોતે બદલાવાનો નિશ્ચય કરે છે, પરંતુ તેનાં પૂર્વજન્મોના વિચારો અને કામનાઓના પ્રાબલ્યનો પ્રતિકાર કરવો મુશ્કેલ છે. આ મનુષ્ય દુઃખ/મુશ્કેલીની જડ-મૂળ સુધી જાય છે, એ મૂળ છે ક્રૂરતા આચર્યા વિના-દુષ્કર્મો કર્યા વિના પોતે ઇચ્છેલા વિષયોની-પદાર્થોની પ્રાપ્તિ કરી શક્યો નહોતો, આ જીવ મનમાં પોતાની જાતને કહે છેઃ ''હું મારી જાતને હવે પેલા વિષયોની કામના કરવા દઇશ નહીં, જ્યારે જ્યારે એ વિષયોની ઇચ્છા થાય ત્યારે હું યાદ રાખીશ કે વાસના-તૃષ્ણા-કામના દુઃખને જન્મ આપે છે.'' તે મનુષ્ય (જીવ) કામના પર વિચારથી કાબૂ મેળવે છે, કામના વિચારને વશ કરી લે તે પહેલાં તે કામનાને વશ કરી લે છે. પછી દોડતા અશ્વો જેવી કામનાઓ તેને તાણી જાય તેને બદલે તે જીવ ક્રમશઃ વિચારોનો લગામની જેમ ઉપયોગ કરે છે અને વિચારથી કામનાઓને વશમાં રાખે છે. હવે તે જીવ કામનાઓને એવા વિષયો પાછળ જવા દેશે કે જે પૂર્ણ થતાં હંમેશાં સુખ આપનારી નીવડે.

યુવાનો પોતાની કામનાને ચારે દિશામાં દોડવા દે છે તેથી આ કામનાઓ તેમના માટે દુઃખદાયી નીવડે છે. વયસ્ક જીવો વધારે જ્ઞાની-શાણપણયુક્ત બન્યા હોય છે તેથી પોતાની કામના ભૂતકાળમાં દુઃખદાયક નીવડેલા વિષયો કે પદાર્થો પ્રત્યે દોટ મૂકે ત્યારે આ વયસ્ક જ્ઞાની જીવો ભૂતકાળનાં દુઃખોને યાદ કરે છે અને પોતાના વિચાર દ્વારા-મનના બળથી-એ વાસનાને દૂર ધકેલી દે છે.

તેથી જે સાધક પોતાને અને અન્યોને માટે સુખની ઇચ્છા રાખે છે તેણે પોતાની કામના-ઇચ્છા-વાસનાઓ પર હંમેશાં નજર રાખવી જોઇએ. સતત નિરીક્ષણ અને ચિંતન દ્વારા કયા વિષયો કે પદાર્થો લાંબે ગાળે સુખ આણશે અને કયા વિષયો દુઃખ લાવશે તેનું ધ્યાન રાખવું જોઇએ. પોતાના પૂરેપૂરા માનસિક બળથી તેણે જે પદાર્થો કે વિષયોનું પરિણામ સુખદાયી હોય તેની જ ઇચ્છા રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ.

એ બાબત સમજી લેવી મહત્ત્વની છે કે જન્મ-મરણના બંધનોમાંથી મુક્તિ કોઇ ચોક્કસ પ્રકારની જીવનપદ્ધતિથી મળતી નથી, પરંતુ શ્રીકૃષ્ણ કહે છે તે પ્રમાણે, ''સર્વ ભૂતોમાં રહેલા મને જે એકત્વમાં સ્થિત રહીને ભજે છે તે સર્વથા જીવન જીવતો હોવા છતાં મારામાં જ મોક્ષ પામે છે.'' (ભગવદ્‌ગીતા-૬-૩૧)

ક્ષત્રિય રાજા જનક અને વૈશ્ય વેપારી તુલાધાર બંને સમાનપણે મોક્ષ પામ્યા હતા, એમણે સંસારનો ત્યાગ કરીને વનવાસ નહોતો સ્વીકાર્યો, પણ સંસારના વિષયોમાંથી તેમણે આસક્તિ-વાસનાનો ત્યાગ કર્યો હતો.

જનક વિદેહી મિથિલાના રાજા હતા. મનનું સમત્વ-સમતા કેળવીને તેમણે ગાયું હતું, ''મારી સંપત્તિ અપરિમિતિ છે અને છતાં મારી પાસે કાંઇ નથી, મારું કાંઇ નથી. જો સમગ્ર મિથિલાનગરી અગ્નિમાં ભસ્મીભૂત થઇ જાય તો પણ મારે કશું ગુમાવવાનું રહેતું નથી.'' (મહાભારત-શાન્તિપર્વઃ ૧૭૩) આ જ વાતનું પુનરાવર્તન કર્યા પછી તેમણે માંડવ્યને કહ્યું કે માણસ પાસે ગમે તેટલી સંપત્તિ હોય પણ તે દુઃખનું મૂળ છે, આ લોકમાં કે સ્વર્ગમાં ઇચ્છા-કામનાઓની પૂર્તિ, કામનાઓના ત્યાગથી મળનારા સુખના સોળમા ભાગ જેટલું સુખ પણ આપી શકતી નથી. જેમ ગાયનાં શિંગડાં ગાયના મોટા થવા સાથે મોટાં થતાં જાય છે તેમ સંપત્તિ પ્રાપ્ત કરવાની કામના સંપત્તિની પ્રાપ્તિ સાથે વધતી જાય છે. સંપત્તિ-ધનનો ઉપયોગ એનાથી થઇ શકતાં સત્કર્મો માટે થવો જોઇએ, વાસના કે કામના તો દુઃખરૂપ જ છે. જ્યારે જ્ઞાની પુરુષ સર્વ પ્રાણીઓને પોતાની જાતની જેમ જોતો-નિહાળતો થાય છે ત્યારે તે સર્વ ચિંતાઓથી મુક્ત થઇ જાય છે. (મહાભારત-૩૨૭) ઋષિ યાજ્ઞવલ્ક્યના ઉપદેશથી રાજા જનકે મોક્ષ-મુક્તિ પ્રાપ્ત કરી, કારણ કે એ ઉપદેશને કારણે જનકરાજા અનાદિ, અનંત, પ્રજ્ઞાન સર્વ દુઃખોથી પર એવા બ્રહ્મ તત્ત્વને પામી શક્યા. (જુઓઃ યાજ્ઞવલ્ક્ય અને જનકરાજા વચ્ચેનો મહાન સંવાદ-મહાભારત-શાન્તિપર્વ-૩૧૧-૩૧૯) આ પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિ કર્યા પછી જનકરાજા પોતે એવા ગુરુ બન્યા જેમની પાસે સ્વયં વ્યાસમુનિએ શુકદેવ-પોતાના પુત્રને મોક્ષધર્મનો ઉપદેશ પ્રાપ્ત કરવા મોકલ્યા હતા.

જાજલિએ ઘોર તપસ્યા કરી અને તેમને અત્યંત ગર્વ થયો. એક દિવસ તેમણે મનમાં વિચાર કર્યો, ''સમુદ્ર પર્યન્ત વિસ્તરેલી આ પૃથ્વી પર મારા સમાન કોણ છે?'' ત્યારે એક અવાજ આવ્યો, ''આવા શબ્દો ઉચ્ચારીશ નહીં. માલની લે-વેચમાં વ્યસ્ત તુલાધાર પણ આમ બોલતા નથી અને તું એમની તુલનામાં કંઇ જ નથી.'' તે વખતે જાજલિને આશ્ચર્ય થયું કે 'એક સામાન્ય વેપારી પણ મારા કરતાં ઊંચો-હું બ્રાહ્મણ અને ઋષિ છતાં?' પછી તે તુલાધારની શોધમાં નીકળી પડ્યો, કારણ કે કોયડાનો ઉકેલ તો મેળવવો જ રહ્યો. પોતાની જાત પર ખીજાતો તે વારાણસી પહોંચ્યો, ત્યાં તેને તુલાધાર મળ્યા, એ તો મામૂલી દુકાનદાર હતા, જે ઘરાક આવે તેને સર્વપ્રકારની ચીજવસ્તુઓ વેચતા હતા. તુલાધારે ઊભા થઇને બ્રાહ્મણનું યથોચિત સ્વાગત કર્યું અને જાજલિને પોતાના તપ ઉપર ભારે ગર્વ હતો એ વાત પણ જણાવીઃ ''હે બ્રાહ્મણ, તમે ક્રોધે ભરાઇને મારી પાસે આવ્યા છો હું આપની શી સેવા કરી શકું?'' આ સામાન્ય વેપારીને પોતાના અતીત વિષે જે માહિતી હતી તે જાણીને જાજલિને ઘણું આશ્ચર્ય થયું અને તેણે આગ્રહપૂર્વક પોતાને એ સમજાવવા વિનંતી કરી. ત્યારપછી તુલાધારે તેને પ્રાચીન નીતિમત્તા વિષે વાત કરી. નૈતિકતાનું જ્ઞાન તો બધાને હોય પણ તેનું આચરણ બહુ ઓછી વ્યક્તિઓ કરે છે. નૈતિકતા એટલે કોઇને હાનિ પહોંચાડ્યા વિના જીવન જીવવું તે, જ્યારે કોઇને નુકસાન થતું સંપૂર્ણપણે ટાળી ન શકાતું હોય ત્યારે પણ ઓછામાં

ઓછું દુઃખ પહોંચાડવું એ જ નીતિમત્તા. તુલાધારે કહ્યું કે તે પોતે કોઇ પાસે ઉધાર માગતો નથી, કોઇ સાથે ઝગડો કરતો નથી અને એણે કોઇ પ્રત્યે કદી વિરોધભાવ દાખવ્યો નથી, સર્વને સમાન દૃષ્ટિએ જુએ છે, નથી કોઇની પ્રશંસા કરતો કે નથી કોઇના દોષ જોતો; જ્યારે મનુષ્ય સ્વયં નિર્ભય હોય, કોઇ વ્યક્તિ તેનાથી ભય ન અનુભવતી હોય, જ્યારે તે ગમા-અણગમાથી મુક્ત હોય, જ્યારે તે કોઇનું બૂરું-ખરાબ-અહિત ન કરતો હોય ત્યારે તે બ્રહ્મને પામે છે. તુલાધારે બહુ સુંદર શૈલીમાં પ્રાણીઓ કે મનુષ્યો પ્રત્યે ક્રૂરતાથી હાનિ પહોંચાડવા વિષે વાત કરી, તેણે યજ્ઞનું સ્વરૂપ સમજાવ્યું, સાચી યાત્રા કોને કહેવાય તે સમજાવ્યું અને કોઇને દુઃખ કે હાનિ પહોંચાડ્યા વિના શી રીતે મોક્ષ મેળવી શકાય તે દર્શાવ્યું. (મહાભારત-શાન્તિપર્વ-૨૬૧-૨૬૧)

* * *

**काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति।**
**यत्क्रतुर्भवति तत्कर्म कुरुते तत्कर्म कुरुते तदभिसम्पद्यते॥१॥**

૧. મનુષ્ય કામનામય હોય છે, જેવી તેની કામના તેવા તેના વિચારો હોય છે, જેવા વિચાર હોય છે તેવું કર્મ તે કરે છે અને તે કર્મનું ફળ મેળવે છે.

(બૃહદારણ્યકોપનિષદ્-૪-૪-૫)

**तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य॥२॥**

૨. કામના સેવનાર મનુષ્યનું મન જે વિષયમાં આસક્ત હોય છે તે વિષય તરફ તે કર્મ દ્વારા સંયુક્ત થાય છે. અર્થાત્ તે વિષયક કર્મ કરે છે. (બૃહદારણ્યકોપનિષદ્-૪-૪-૬)

**अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिंल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति॥३॥**

૩. મનુષ્ય ખરેખર ક્રતુમય-વિચારમય હોય છે, આ સંસારમાં મનુષ્ય જે પ્રમાણે વિચારે છે તે દિશામાં ગતિ કરીને તે તેવો જ બને છે. (છાન્દોગ્ય ઉપનિષદ્-૩-૧૪-૧)

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते॥४॥**

૪. 'કર્મો મને બંધન કરતાં નથી, મને લેપન કરતાં નથી, મને કર્મફળની ઇચ્છા નથી,' એ પ્રમાણે મને જે ઓળખી લે છે તે કર્મોથી બંધનમાં પડતો નથી.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात् त्वं पूर्वैः पूर्वतरं कृतम्॥५॥

૫. પૂર્વેના મોક્ષાર્થીઓએ આવું જ્ઞાન મેળવીને કર્મ કર્યાં છે. તેથી તારા પૂર્વજોએ પૂર્વકાળમાં જે પ્રમાણે કર્મ કર્યું તે પ્રમાણે તું પણ કર્મ કર. (ભગવદ્‌ગીતા-૪-૧૪, ૧૫)

यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः।
ज्ञानाग्निदग्धकर्माणां तमाहुः पण्डितं बुधाः॥६॥

૬. જેનાં બધાં જ કર્મો કામના કે સંકલ્પ વિનાનાં હોય છે તેવા, જ્ઞાનરૂપી અગ્નિથી જેનાં કર્મ દગ્ધ થયાં છે, તે મનુષ્યને જ્ઞાની પુરુષો પંડિત કહે છે.

त्यक्त्वा कर्मफलास्मङ्गं नित्यतृप्तो निराश्रयः।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित् करोति सः॥७॥

૭. તે કર્મના ફળની આસક્તિનો ત્યાગ કરીને નિત્યતૃપ્ત તથા કશા આશ્રય વિનાનો રહે છે. કર્મમાં સતત પ્રવૃત્ત રહેતો હોવા છતાં તે કશું કર્મ કરતો નથી.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्रोति किल्विषम्॥८॥

૮. કશાની આશા કે કામના વિનાનો, ચિત્તને સંયમમાં રાખનારો, સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારો તે કેવળ શારીરિક રીતે કર્મ કરે છે પણ દોષ કે પાપને પામતો નથી.

यद्दच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यन्ते॥९॥

૯. અનાયાસે આવી મળેલા લાભથી તે સંતુષ્ટ રહે છે, (સુખદુઃખ-હર્ષ-શોકરૂપી) દ્વન્દ્વથી મુક્ત છે, દ્વેષ કે ઇર્ષ્યા વિનાનો છે, સિદ્ધિ (સફળતા) કે અસિદ્ધિ (નિષ્ફળતા) માં તે સમત્વ અનુભવે છે તેથી કર્મ કરવા છતાં પણ બંધન પામતો નથી.

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते॥१०॥

૧૦. જેની આસક્તિ જતી રહી છે તે મુક્ત, જ્ઞાનમાં જ સ્થિત ચિત્તવાળો યોગી યજ્ઞને માટે કર્મનું આચરણ કરે છે તેથી તેનું બધું કર્મ લય પામે છે, ઓગળી જાય છે. (ભગવદ્‌ગીતા-૪, ૧૯-૨૩)

**यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः।**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥११॥**

૧૧. જ્યારે હૃદયમાં છુપાયેલી બધી જ કામનાઓ-વાસનાઓ શિથિલ થઇ જાય છે, શમી જાય છે ત્યારે મર્ત્ય મનુષ્ય અમૃત-મૃત્યુથી મુક્ત થઇ જાય છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર-અનુભવ કરે છે. (કઠોપનિષદ્-૨, ૬-૧૪)

**आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु।**
**बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥१२॥**

૧૨. તું આત્માને રથમાં આરૂઢ થયેલો રથી-માલિક જાણ, શરીરને માત્ર રથરૂપ જાણ, બુદ્ધિને સારથિ જાણ અને મનને લગામ સમજી લે.

**इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्।**
**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः॥१३॥**

૧૩. ઇન્દ્રિયોને અશ્વો કહ્યા છે, વિષયો તેમનું ક્ષેત્ર છે, જ્ઞાની ઋષિમુનિઓ ઇન્દ્રિયો અને મનમાં જોડાયેલા આત્માને ભોક્તા ભોગવનારો-આસ્વાદ લેનારો કહે છે.

**यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा।**
**तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः॥१४॥**

૧૪. જે વ્યક્તિ ચંચળ મનને કારણે અજ્ઞાની છે, અસાવધ બને છે તે મનુષ્ય જેમ સારથિ દુષ્ટ અશ્વોને વશમાં રાખી શકતો નથી તેમ પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખી શકતો નથી.

**यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा।**
**तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः॥१५॥**

૧૫. જે જ્ઞાની છે, મનને વશમાં રાખી શકે છે તેની ઇન્દ્રિયો, જેમ સારથિના વશમાં અશ્વો રહે તેમ વશમાં રહે છે.

**यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः।**
**न स तत्पदमाप्नोति संसारं चाधिगच्छति॥१६॥**

૧૬. જે સાચે જ અજ્ઞાની છે, અવિચારી છે, અશુચિ-અપવિત્ર છે તે પરમપદરૂપી લક્ષ્યને પ્રાપ્ત કરી શકતો નથી, સંસારમાં પાછો ફરે છે.



## || યજ્ઞ ||

યજ્ઞ કરવાનો ખ્યાલ ભારતમાં ઘણો જાણીતો છે, પરંતુ સર્વ યજ્ઞો પાછળ રહેલો સિદ્ધાંત સમજવાની જરૂર છે, જેથી એને સમજાય કે દરેક વ્યક્તિએ બીજાના ભલા માટે કે હિત માટે ભોગ આપવો જોઇએ અને બીજી બધી વસ્તુઓનો ભોગ આપવાનો અર્થ છેવટે માણસને એ શીખવવાનો છે કે એણે પોતે કેવી રીતે ભોગ આપવો જોઇએ, યજ્ઞ કરવો જોઇએ.

પહેલી વાત સમજવાની એ છે કે સર્જન એ જ યજ્ઞ છે. ઇશ્વર પોતાને પ્રકૃતિમાં સીમિત કરે છે, સમાવી લે છે જેથી બ્રહ્માંડ કે જગત પ્રગટ થાય, વ્યક્ત થાય. શ્રુતિ અને સ્મૃતિ બંને આ સત્ય ઉચ્ચારે છે. ઋગ્વેદના પુરુષસૂક્તમાં અથવા શ્રીકૃષ્ણે કરેલા ઉલ્લેખમાં યજ્ઞ જીવોના જન્મનું કારણ બને છે એમ કહેવાયું છે. (ભગવદ્‌ગીતા-૮-૩) પ્રકૃતિમાં ભળી જવું, પંચમહાભૂતોમાં ઓગળી જવું તેને આધ્યાત્મિક પરિભાષામાં મૃત્યુ કહે છે અને ઇશ્વર આ રીતે પોતાનો ભોગ આપે છે. (પ્રકૃતિમાં ભળીને) કે જેથી પોતે જુદા જુદા અનેક જીવોના અંશરૂપે પ્રગટ થાય, જુદા જુદા જીવોનું સર્જન કરે, જીવો વિવિધ અનંત રૂપોમાં ઇશ્વરની શક્તિને પ્રકૃતિરૂપે વિકસાવે છે. આ પ્રાથમિક યજ્ઞનું સ્વરૂપ છે અને એના પર યજ્ઞનો સિદ્ધાંત આધાર રાખે છે. એનાથી આપણને યજ્ઞનો અર્થ પણ પ્રાપ્ત થાય છેઃ યજ્ઞ એટલે અન્યોના હિત માટે જીવન અર્પણ કરવું, સમર્પિત કરવું તે.

યજ્ઞનો સિદ્ધાંત બધા જીવો માટેનો જીવનસિદ્ધાંત છે. તેમના વિકાસના શરૂઆતના તબક્કામાં તેમને ભોગ આપવાની ફરજ પાડવામાં આવે છે, કે જેથી તેઓ પોતાની મરજી વિના કે એમને પોતાને ખબર પણ ન પડે તેમ યદચ્છયા-આપોઆપ પ્રગતિ કરતા રહે છે. તેમનાં રૂપો તેમની પાસેથી ઝુંટવાઇ જાય છે અને તેમને નવાં નવાં રૂપો-જુદી જુદી યોનિઓમાં ધકેલવામાં આવેછે. આ નવી યોનિ સહેજ વધારે વિકસિત હોય છે. આમ ખનિજ દ્રવ્યવર્ગમાંથી તેઓ વનસ્પતિ-ઉદ્‌ભિજ્ઞ યોનિમાં પસાર થાય છે, તેમનું ખનિજ દ્રવ્ય વનસ્પતિના વિકાસ માટે વેરવિખેર-નષ્ટ થાય છે, તૂટી જાય છે. વનસ્પતિ યોનિ વર્ગના જીવો પ્રાણીસૃષ્ટિમાં જવા માટે સજ્ઞ થાય છે, તેમનું વનસ્પતિસ્વરૂપ પ્રાણીસૃષ્ટિ જીવનને ટકાવી રાખવા માટે નષ્ટ થતું રહે છે. પ્રાણીયોનિના જીવો મનુષ્યયોનિના આધાર માટે ભોગ આપવા તૈયાર હોય છે, તેમનાં શરીરનો બીજાં પ્રાણીઓ, જંગલી વિકરાળ મનુષ્યો કે જીવો પણ પોતાના મનુષ્યરૂપ-દેહનો માનવભક્ષી માનવજાતિઓ અથવા યુદ્ધ વગેરેમાં ભોગ આપે છે, પોતાના માનવદેહને નષ્ટ કરે છે.

આ બધા કિસ્સાઓમાં શરીરધારી ચેતનની ઊર્ધ્વગામિતા-સંમતિ વિના જ તેમનાં શરીરો-તેમના દેહનો અન્યના લાભ માટે ભોગ લેવાય છે. અસંખ્ય યુગો પછી દેહમાં રહેલો જીવ આ સિદ્ધાંતની સર્વવ્યાપિતા સમજી શકે છે (जीवो जीवस्य जीवनम् એ વણલખ્યો નિયમ છે) અને પોતાની ઉપાધિનો પોતાની આસપાસના લોકોના હિત માટે સમજી વિચારીને ભોગ આપવાની શરૂઆત કરે છે અને આત્મ-બલિદાન કે આત્મભોગ કહે છે અને તે જીવની દિવ્યતા પ્રદર્શિત કરે છે, જીવની પ્રકૃતિ ઇશ્વર જેવી છે એની એ સાબિતી છે.

મહાભારતમાં સર્વોત્તમ આત્મબલિદાનની એક અદ્‌ભુત કથા વર્ણવવામાં આવી છે.

દેવરાજ ઇન્દ્ર એક ઋષિના ક્રોધમાંથી જન્મેલા વૃત્રાસુરથી સંત્રસ્ત-ત્રાસ પામેલા, કારણ કે ઇન્દ્રે વૃત્રાસુરને પોતાના અન્યાયી કૃત્યથી ગુસ્સે કર્યો હતો. દૈત્યોની આગેવાની લઇને વૃત્રાસુરે ઇન્દ્રને પરાજિત કર્યો, યુદ્ધમાં એના સૈન્યને પણ હરાવ્યું, ઇન્દ્રને એના સામ્રાજ્ય સ્વર્ગમાંથી, અમરાવતીમાંથી હાંકી કાઢ્યો અને એની સર્વોપરિતા હરી લીધી. લાંબા સમય સુધી ઇન્દ્રરાજા સાથે દેવો રઝળપાટ કરતા રહ્યા, તેમણે પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે વારંવાર પ્રયત્ન કર્યો પણ વારંવાર તેઓ પરાજિત થતા રહ્યા. અંતે તેમને સમજાયું કે ઋષિનો રોષ-ક્રોધ શાન્ત થશે નહીં સિવાય કે સ્વેચ્છાએ આત્મસમર્પણ કરીએ અને અન્ય ઋષિની કૃપા યાચના કરીએ, તેમને ખબર પડી કે વૃત્રાસુરનો વધ કોઇ પવિત્ર આત્મા એવા ઋષિનાં અસ્થિમાંથી બનેલ ધનુષ્ય-વજ્ર વડે જ થઇ શકશે. તેઓ ચિંતાગ્રસ્ત બનીને દધીચિ ઋષિ પાસે ગયા અને પોતાની દર્દપૂર્ણ કહાણી તેમને સંભળાવી. દધીચિ ઋષિને અત્યંત કરુણા ઉત્પન્ન થઇ અને તેમણે કહ્યું, ''હું તમને સ્વેચ્છાએ મારા દેહનો જે ઉપયોગ કરવો હોય તે માટે દાન કરું છું.'' જ્યારે દેવોના શિલ્પી વિશ્વકર્માને ઋષિના તપના તેજથી ઓપતા શુદ્ધ દેહને હાથનો સ્પર્શ કરતાં સંકોચ થયો ત્યારે દધીચિ હસ્યા અને બોલ્યા, ''આ દેહને મીઠા (નમક)થી ઢાંકી દો,

અહીં ગાયોનું ધણ લઇ આવો, ગાયો મીઠું ચાટી જશે સાથે માંસ પણ ચાટી જશે અને તમને જેની જરૂર છે તે અસ્થિ-હાડકાં બાકી રહી જશે, તમે તે અસ્થિ ગ્રહણ કરી લેજો. આમ કરવાથી આ દેહનો એક પણ અંશ નકામો નહીં જાય.'' આ પ્રમાણે કરવામાં આવ્યું. આ અદ્ભુત બલિદાનમાંથી જન્મેલી શક્તિથી વૃત્રનો વધ થયો. (મહાભારત-વનપર્વ, ૧૦૦)

ઋષિઓના ઉપદેશથી જીવ છેક આ બિન્દુ સુધી દોરવણી પામે છે, ઋષિઓ જીવને પોતાની સંપત્તિનો ભોગ આપવાનું શીખવે છે જેનું શુભ પરિણામ તેને તરત ને તરત મળતું નથી. તેઓ જીવને શીખવે છે કે જ્યારે મનુષ્ય બીજાને માટે ભોગ કે બલિદાન આપે છે ત્યારે એણે આપેલું દાન ભવિષ્યમાં વૃદ્ધિ પામીને એને પાછું મળે છે. માણસ પોતાની થોડીક સંપત્તિનું દાન કરે, જે એની પાસે વધારાની હોય ત્યારે આ પ્રકારના આત્મસમર્પણથી તેને ભવિષ્યમાં વધારે સંપત્તિ મળવાની છે એની તેને ખાતરી મળે છે. પછીથી તે પોતાના વર્તમાન સુખસમૃદ્ધિનો ત્યાગ કરીને એવું સમર્પણ કરતાં શીખે છે જેથી મૃત્યુ પછી પરલોકમાં એ પોતાને માટે વધારે સ્વર્ગીય સુખને નિશ્ચિત કરે છે. આમ સમર્પણ કરવાની, દાન કરવાની, ભોગ આપવાની, યજ્ઞ કરવાની ટેવ કેળવાઇ જાય છે અને મનુષ્ય બદલાની આશામાં પોતાની સંપત્તિનો ત્યાગ કરતાં કરતાં એવું સમજવા સજ્ઞ બને છે કે બીજાઓની સેવા કરવા માટે પોતે કશુંક સમર્પિત કરવાનું એનું કર્તવ્ય હતું અને એ સેવા કરવાથી મળતો આનંદ જ એને મળતો લાભ-બદલો છે.

આવાં સમર્પણો કે યજ્ઞોમાંથી મળતો બીજો બોધ તે મનુષ્યની આસપાસના બધા જ જીવો સાથેનો એનો સંબંધ. (સંસારમાં તે એકલો નથી, એકલવાયું જીવન જીવતો જીવ નથી, બધાં જ પ્રાણીઓનાં જીવન એકબીજા પર આધારિત-પરસ્પરાવલંબિત છે અને તેઓ આ પરસ્પરાવલંબનને ઓળખી લે, સમજી લે તો જ હંમેશને માટે સમૃદ્ધ બની શકે. ઋષિઓએ મનુષ્યને દેવો, ઋષિમુનિઓ, પિતૃઓ, મનુષ્યો અને પ્રાણીઓ માટેના દૈનિક યજ્ઞો-સમર્પણ કરતાં શીખવ્યું અને એને બતાવ્યું કે આ બધાએ એના જીવનને સમૃદ્ધ બનાવવા માટે યજ્ઞો કર્યા છે, કશુંક ને કશુંક સમર્પિત કર્યું છે તેથી તેમનું એના પર ઋણ છે, મનૃષ્ય એ સર્વનો ઋણી છે, તેમના પ્રત્યે એની કશીક ફરજ છે, એ ફરજ તેણે યજ્ઞ દ્વારા અદા કરવી જોઇએ. એનું જીવન અન્યો પર આધારિત છે તેથી તેણે કર્તવ્ય અનુસાર અન્યો માટે જીવવું જોઇએ. યજ્ઞ એક એવું કાર્ય છે જે કરવું જોઇએ, એ કરવાનું આપણા પર ઋણ છે.

અંતે જ્યારે જીવ પોતાનું ઇશ્વર સાથેનું સ્વાભાવિક ઐક્ય, પોતાનું પિતૃત્વ-એને ઓળખી લે છે ત્યારે યજ્ઞ સુખ-આનંદરૂપ બની જાય છે અને અન્યોને ખાતર જીવન સમર્પિત કરવાનું કાર્ય એક સહજ દૈવી શક્તિઓને કાર્યાન્વિત કરવાની પ્રવૃત્તિ બની જાય છે. પોતે કેટલું વધારે પ્રાપ્ત કરે છે અને કેટલું ઓછું આપે છે તે જોવાને બદલે જીવ હવે પોતે કેટલું ઓછું ગ્રહણ કરીને કેટલું વધારે સમર્પિત કરી દે છે તે જોવાનો પ્રયત્ન કરવા લાગે છે. પોતાની ઉપાધિઓને પરિતૃપ્ત કરવા માટે જીવ પોતે કેટલું ગ્રહણ કરે છે તે કાળજીપૂર્વક નિહાળવા માંડે છે અને પોતાના નિર્વાહ માટે પોતાનાથી નીચલી-નાની યોનિઓનો ભોગ લેવાનો-તેમને ઓછામાં

ઓછી પીડા પહોંચાડવાનો પ્રયત્ન કરે છે. સજીવ પદાર્થો કે પ્રાણીઓને પીડા પહોંચાડે એવા આહાર અને મનોરંજનનો તે ત્યાગ કરી દે છે અને બધાં જ જીવોનો મિત્ર બનવાનો પ્રયાસ કરે છે. તેને સમજાય છે કે પ્રાણીઓ માટે પ્રાણીઓનો, મનૃષ્યો માટે મનુષ્યોનો, મનુષ્યો માટે પ્રાણીઓનો શિકાર કે કતલ કરવાનું ઉત્ક્રાન્તિના એક તબક્કે જરૂરી શક્તિઓ કે ક્રિયાઓ વિકસાવવા માટે આવશ્યક હતું પણ મનુષ્યોએ એ પ્રવૃત્તિમાંથી ધીમે ધીમે ઉત્ક્રાન્તિ-ઊર્ધ્વગમન કરવું જોઇએ અને કોમળતા, સમભાવ, મૃદુતા જેવી લાગણીઓ કેળવવી જોઇએ જેથી વધારે નબળા કે નાજુક જીવો-યોનિઓને સહાયરૂપ નીવડી શકાય, એનો ભોગ લેવાને બદલે એમનું રક્ષણ કરી શકાય.

જ્યારે મનુષ્ય પોતાનાથી નાના-પામર જીવોથી પોતે જુદો નથી એવા વિચાર સાથે જીવવાનું શરૂ કરે છે ત્યારે બીજા જીવો કરતાં અને જગત્પિતા પોતે, વાસ્તવમાં અલગ નથી એવું તેને ભાન થવા લાગે છે. ધીમે ધીમે એનામાં એવી સમજ કેળવાતી જાય છે કે એનું સાચું કર્મ ઇશ્વરની જેમ અન્યો માટે, બીજાઓના કલ્યાણ માટે જીવવાનું છે. અને મનુષ્યનું સાચું સુખ જેમાં ઈશ્વરનો જીવનપ્રવાહ વહેતો હોય તે ધારાપ્રવાહ બનવામાં રહેલું છે, એનું સાચું સુખ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે કાર્ય કરવામાં સાધનરૂપ બનવામાં રહેલું છે. આ સમજાય ત્યારે દરેક કર્મ ઈશ્વર માટે કરેલો યજ્ઞ બની જાય છે અને એણે કરેલાં કર્મ મનુષ્યને બંધનરૂપ નીવડતાં નથી. આમ યજ્ઞનો નિયમ-સિદ્ધાંત મોક્ષનો સિદ્ધાંત પણ બની જાય છે.

* * *

**सह यज्ञैः प्रजाः सृष्टाः पुरोवाच प्रजापतिः।**
**अनेन प्रसविष्यध्वं एष वोऽस्त्विष्टकामधुक्॥१॥**

૧. પહેલાં પ્રજાપતિએ યજ્ઞો સહિત પ્રજાઓનું સર્જન કરીને કહ્યું કે યજ્ઞના યોગથી તમારી વૃદ્ધિ થાઓ અને આ યજ્ઞ તમારી ઇષ્ટ કામનાઓ પૂર્ણ કરનારો થાઓ.

**देवान् भावयतानेन ते देवा भावयन्तु वः।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ॥२॥**

૨. આ યજ્ઞ વડે તમે દેવોને પ્રસન્ન કરો અને દેવતાઓ (વૃષ્ટિ વગેરેથી અન્ન ઉત્પન્ન કરીને) તમારું પાલનપોષણ કરો. આમ અન્યોન્યની વૃદ્ધિ કરતાં તમે પરમ શ્રેય પ્રાપ્ત કરશો.

**इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः॥३॥**

૩. યજ્ઞથી પ્રસન્ન થયેલા દેવો તમને ઇષ્ટ ભોગવૈભવ અવશ્ય પ્રદાન કરશે તેથી દેવોએ આપેલા અન્નાદિક પદાર્થો તેમને (પંચયજ્ઞ વગેરે દ્વારા) અર્પણ કર્યા વિના જે તેનો ઉપભોગ કરે છે તે ચોર છે.

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात्॥४॥

૪. યજ્ઞનો અવશિષ્ટ (બાકી રહેલો) પ્રસાદ જે ગ્રહણ કરે છે તે શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે, પરંતુ જે પુરુષ પોતાને માટે જ અન્ન રાંધીને ખાય છે તે પાપીઓ પાપનું જ ભક્ષણ કરે છે.

अन्नाद् भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः।
यज्ञाद् भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥५॥

૫. અન્નમાંથી પ્રાણીઓ (જીવો) ઉત્પન્ન થાય છે, પર્જન્ય (વૃષ્ટિ)માંથી અન્ન ઉત્પન્ન થાય છે, યજ્ઞથી વૃષ્ટિ (વરસાદ) થાય છે અને યજ્ઞ કર્મમાંથી ઉદ્ભવ પામે છે.

कर्मब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम्।
तस्मात् सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम्॥६॥

૬. (યજ્ઞરૂપ) કર્મ બ્રહ્મમાંથી ઉદ્ભવ પામેલું જાણ, બ્રહ્મ અક્ષરમાંથી ઉદ્ભવ પામેલું છે, તેથી સર્વમાં રહેલું બ્રહ્મ હંમેશાં યજ્ઞમાં પ્રતિષ્ઠિત થયેલું (વસેલું) છે એમ સમજી લે.
(ભગવદ્ગીતા ૩, ૧૦-૧૫)

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा॥७॥

૭. કર્મની સિદ્ધિ (સફળતા) ઇચ્છનારા મનુષ્યો આ લોકમાં દેવોનો યજ્ઞ કરે છે, કારણ કે મનુષ્યલોકમાં કર્મની ફળસિદ્ધિ સત્વરે પ્રાપ્ત થાય છે. (ભગવદ્ગીતા-૪, ૧૨)

आवांराजानावध्वरेववृत्यांहव्येभिरिन्द्रावरुणानमोभिः।
अस्मे इन्द्रावरुणा विश्ववारं रयिं धत्तं वसुयन्तं पुरुक्षुम्।
इयमिन्द्रं वरुणमष्टमे गीः प्रावत्तांके तनये तूतुजाना॥८॥

૮. હે રાજા ઇન્દ્ર અને વરુણ, હવ્ય અને નમસ્કાર વડે અમારો યજ્ઞ વૃદ્ધિ પામો. હે ઇન્દ્ર અને વરુણ અમને વિપુલ પ્રમાણમાં સંપત્તિ, અન્ન અને આશીર્વાદ પ્રદાન કરો... મારી આ સ્તુતિ ઇન્દ્ર અને વરુણ સુધી પહોંચો અને એની શક્તિથી મને પુત્રો-સંતતિ પ્રાપ્ત થાઓ. (ઋગ્વેદ-૭-૮૪, ૪-૫)

**एतेषु यश्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो ह्याददायन्।**
**तन्नयन्त्येतः सूर्यस्य रश्मयोयत्र देवानां पतिरेकोऽधिवासः ॥९॥**

૯. જેઓ આ સાત અગ્નિજ્વાળાઓમાં યથાકાળ (સમયાનુસાર) આહુતિઓ અર્પે છે તેમને આ સૂર્યકિરણો આપણા દેવાધિપતિ જ્યાં નિવાસ કરે છે ત્યાં લઇ જાય છે, પહોંચાડે છે.

**एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति।**
**प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥१०॥**

૧૦. આ તેજોમય આહુતિઓ તેઓ 'આવ આવ' એમ કહેતાં યજમાનને સૂર્યનાં કિરણો દ્વારા વહન કરે છે, એનું પૂજન કરતાં અને મધુર શબ્દો સંભળાવતાં આહુતિઓ કહે છેઃ આ તારા માટેનો પવિત્ર સુકૃત (પુણ્યથી પ્રાપ્ત થયેલો) બ્રહ્મલોક છે.

(મુણ્ડકોપનિષદ્ ૧, ૨, ૫-૬)

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम्।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥११॥**

૧૧. યજ્ઞનો અવશિષ્ટ અમૃતરૂપ જીવનદાયક પ્રસાદ ખાનારા સનાતન બ્રહ્મલોકને પામે છે. યજ્ઞ ન કરનારને માટે આ લોક નથી, તો પછી હે કુરુશ્રેષ્ઠ, બીજો લોક ક્યાંથી હોય? (એને પરલોક તો ક્યાંથી મળે?) (ભગવદ્ગીતા-૪-૩૧)

**गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥१२॥**

૧૨. જે આસક્તિરહિત છે, રોગથી મુક્ત છે, જ્ઞાનમાં અવસ્થિત ચિત્તવાળો છે અને જે યજ્ઞને માટે કર્મનું આચરણ કરે છે તેનાં સર્વ કર્મો ઓગળી જાય છે, લય પામે છે. (ભગવદ્ગીતા-૪-૨૩)

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणाम् ॥१३॥**
**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यति ॥१४॥**

૧૩. હે કુન્તીપુત્ર, તું જે કાંઇપણ કર્મ કરે છે, જે કાંઇ ભોજન કરે છે, જે કાંઇનો પણ હોમ કરે છે, જેનું દાન કરે છે, જે કાંઇ તપ કરે છે તે સર્વકાંઇ તું મને અર્પણ કર. આ પ્રમાણે તું શુભ કે અશુભ ફળવાળાં કર્મનાં બંધનોથી મુક્ત થઇ જઇશ. (ભગવદ્ગીતા-૯, ૨૭, ૨૮)



## ॥ દશ્ય જગત અને અદશ્ય જગત/સૃષ્ટિ ॥

આપણે બધાં આપણી આજુબાજુની એક સૃષ્ટિને તો ઓળખીએ છીએ. આપણે એને જોઇ, સાંભળી, સ્પર્શી, ચાખી, સૂંઘી શકીએ, એટલે કે આપણી ઇન્દ્રિયો દ્વારા અનુભવી શકીએ છીએ. જે અંશોને આપણી ઇન્દ્રિયો જોઇ શકતી ન હોય, આપણી નરી આંખે જે પદાર્થો દેખાતા ન હોય, આપણી ઇન્દ્રિયોને પ્રત્યક્ષ ન થઇ શકે એટલા સૂક્ષ્મ પદાર્થો હોય તે બધા પદાર્થો-તત્ત્વોની સૃષ્ટિને વિશે આપણને વિજ્ઞાન માહિતી આપે છે. આપણે પ્રત્યક્ષ ન કરી શકીએ છતાં વિજ્ઞાન આપણને જેને વિશે કહેતું હોય તે સૃષ્ટિના અંશો પણ આપણા ભૌતિક જગત-સૃષ્ટિના જ અંશો છે. ભૌતિક પદાર્થમાં નક્કર (ઘન), પ્રવાહી, વાયુ અને ઇથર (અંતરિક્ષ)નો સમાવેશ થાય છે. તે બધા એક જ પ્રકારના પરમાણુઓના બનેલા હોય છે.

પરંતુ આપણે અન્ય લોક (સૃષ્ટિ) વિશે પણ સાંભળ્યું છે, જે અદશ્ય છે અને આ ભૌતિક સૃષ્ટિનો ભાગ નથી. એવા લોક જ્યાં લોકો મૃત્યુ પામ્યા પછી આ પૃથ્વી પરથી ગતિ કરતા હોય છે. આપણે ત્રિલોક વિશે વાંચીએ છીએ, પ્રત્યેક વ્યક્તિએ આ લોકો-સૃષ્ટિ વિશે પણ જાણવું જોઇએ, કારણ કે જીવ જન્મ-મરણના ચક્રમાં બંધાયેલો છે. આ ત્રણે લોકમાં આવાગમન કરે છે. જીવની-પ્રત્યેક યોનિની ઉત્ક્રાન્તિ આ ત્રણ લોકમાં થતી રહે છે. 'બ્રહ્માના દિવસ' નામે ઓળખાતા અનંત યુગની શરૂઆતથી આ ત્રણે લોકનું સર્જન થયેલું છે અને બ્રહ્માના દિવસના અંત સાથે ત્રણે લોકનો પ્રલય થાય છે, અંત આવે છે. બીજા ચાર લોકો કે સૃષ્ટિ બ્રહ્માંડને પરિપૂર્ણ કરે છે. પણ તે બ્રહ્માના જીવનપર્યંત ટકી રહે છે. આપણે અત્યારે અહીં તેની ચર્ચા કરવાની જરૂર નથી. મહાન લોકોના પેટાવર્ગરૂપે કેટલાક ઉપવર્ગના લોક પણ છે, તેમને પણ

આ 'લોક' એવું નામ જ આપવામાં આવ્યું છે. દા.ત. પ્રેતલોક અને પિતૃલોક જે ભુવર્લોકમાં આવેલા છે અને સ્વર્ગલોકમાં ઇન્દ્રલોક અને સૂર્યલોક આવેલા છે.

આપણને જેની સાથે સંબંધ છે તે ત્રણે લોક જે મહાન છે તે ત્રિલોકીમાં (૧) ભૂર્લોક-ભૌતિક જગત, પૃથ્વી; (૨) ભુવર્લોક ભવિષ્યલોક-વચ્ચેનો લોક જે સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે છે અને (૩) સ્વર્ગલોક અર્થાત્ સ્વર્ગ. આ ત્રણેય લોકમાં ભૂર્લોક આપણે માટે અંશતઃ દશ્ય છે અને અંશતઃ અદશ્ય છે. ભુવર્લોક અને સ્વર્ગલોક અદશ્ય છે. ભૂર્લોકમાં બધાં જ સ્વરૂપોનું મૂળ તત્ત્વ પૃથ્વી છે, તે સાત વિશિષ્ટ રૂપોમાં અસ્તિત્ત્વ ધરાવે છેઃ ઘન, પ્રવાહી, વાયુ, કિરણોત્સર્ગી (પ્રકાશમય), અવકાશી, પરાવકાશી અને પરમાણ્વિક (પરમાણુરૂપ). છેલ્લાં ચાર રૂપોને અવકાશીરૂપો કહેવાય છે. ભુવર્લોકમાં આવાં સાત વિશિષ્ટ રૂપો છે પણ તેનો આધાર અગ્નિતત્ત્વ છે.

આ બધા લોકોની જેમ જીવના પણ ત્રણ કોશ છેઃ અન્નમય કોશ, પ્રાણમયકોશ અને મનોમયકોશ. અન્નમય કોશનું નામ એ પ્રમાણેનું છે કારણ કે જીવનો આ કોશ-આ પડ-આપણે જે આહાર લઇએ છીએ તેનું બનેલું છે, એને પૃથ્વીના દશ્ય ભાગ સાથે સંબંધ છે, અન્નમય કોશ ઘન, પ્રવાહી અને વાયુનો બનેલો છે. પ્રાણમય કોશને આપણી પૃથ્વીના અદશ્ય ભાગ સાથે સંબંધ છે અને તે આકાશનો બનેલો છે. પ્રાણ એટલે જીવનશક્તિ, પ્રાણરૂપ ઊર્જા, તેમાં વિજ્ઞાન જેને ચુંબકીય કે વિદ્યુતરૂપ ઊર્જા કહે છે તે બધી ઊર્જાઓનો સમાવેશ થાય છે, તેમાં આ બધી ઊર્જાઓ કરતાં કંઇક વિશેષ છે. આ બંને કોશ ભૂર્લોક સાથે સંબંધ ધરાવે છે, સંકળાયેલા છે.

મનોમય કોશના બે ભાગ છેઃ વધારે ઘન અંશ જેમાં આવેગોનું સ્થાન છે તે ભુવર્લોક સાથે સંબંધિત છે, જે સૂક્ષ્મતર ભાગ છે તેમાં ઊર્મિઓ અને વિચારોનું સ્થાન છે તે સ્વર્ગલોક સાથે સંબંધિત છે. આ બધા કોશો માટે જે વિષય પૂરતું વર્ગીકરણ થયું હોય તે પ્રમાણે બીજાં નામો વપરાય છે, પણ આપણે એ નામોથી ગૂંચવાડો અનુભવવાની જરૂર નથી, કારણ કે જેમ આગળ વધતા જઇશું તેમ સમજાશે કે આપણું વૃદ્ધિ પામેલું જ્ઞાન આ બધાને સમજવા યોગ્ય બનાવી દે છે. આપણે તો સામાન્ય રીતે વપરાતા ત્રણ નામો પર જ ધ્યાન આપીશું.

સ્થૂલ શરીર-ભૌતિક દેહ તે જ અન્નમય કોશ છે, જે ઘન, પ્રવાહી, વાયુનો બનેલો છે. સૂક્ષ્મ શરીરમાં પ્રાણમયકોશ અને મનોમયકોશનો સમાવેશ થાય છે, આ બે ઉપરાંત તેમા વિજ્ઞાનમય કોશ નામે અન્ય કોશનો પણ સમાવેશ થાય છે, વિજ્ઞાનમય કોશ જીવને મહર્લોક સાથે જોડે છે, મહર્લોક ત્રિલોકની ઉપરનો લોક છે જેમાં જીવની યાત્રા ચાલતી રહે છે, એવો લોક જેનો નાશ થતો નથી. જો કે તે નિવાસયોગ્ય નથી, એમ મનાય છે. બ્રહ્માના દિવસનો અંત આવે ત્યારે તે લોક પ્રાપ્ત થાય છે. સૂક્ષ્મ શરીરનો આ અંશ-વિજ્ઞાનમય કોશ તુલનાત્મક

રીતે-અન્ય કોશોની તુલનામાં-શાશ્વત છે. તે જન્મ-મરણના અનંત ચક્ર સુધી ટકી રહે છે.

**એક કોષ્ટક દ્વારા આ બે વર્ગીકરણ અને તેમનો 'લોકો' સાથેનો સંબંધ વધુ સ્પષ્ટ થશે.**

| શરીર | લોક | કોશ |
|---|---|---|
| સ્થૂલ | ભૂર્લોક | અન્નમયકોશ |
| સૂક્ષ્મ | ભૂર્લોક | પ્રાણમયકોશ |
| સૂક્ષ્મ | ભુવર્લોક | મનોમયકોશ |
| સૂક્ષ્મ | સ્વર્ગલોક | મનોમયકોશ |

(આ બધાં મૃત્યુકાળે કે મૃત્યુ પછી નષ્ટ થાય છે અને પુનર્જન્મ સમયે ફરી નવીન સ્વરૂપ પામે છે)

| સૂક્ષ્મ (કારણ) | મહર્લોક | વિજ્ઞાનમય કોશ |
|---|---|---|

(આનો મૃત્યુકાળે કે મૃત્યુ પછી નાશ થતો નથી તેથી પુનર્જન્મ સમયે તેનું નવનિર્માણ થતું નથી)

સ્થૂલ શરીરમાં કર્મેન્દ્રિયોનો સમાવેશ થાય છે. બે હાથ, બે પગ, જીહ્વા, જનનેન્દ્રય (ઉપસ્થ) અને ઉત્સર્ગેન્દ્રિય (પાળુ). આને કર્મ કરનારી સાચી ઇન્દ્રિયો કહે છે. પણ ખરી કર્મેન્દ્રિયો તો એ બધાં અંગોને સંચાલિત અને નિયંત્રિત કરનારાં કેન્દ્રો છે અને તે સૂક્ષ્મ શરીરમાં રહેલાં છે. આમ હર્ષ કે શોક અથવા કોઇપણ ઉત્કટ ઊર્મિ એ કેન્દ્રોને પ્રભાવિત કરે છે અને તેમના દ્વારા એ અંગોને પ્રભાવિત કરે છે. હાથ આંચકા સાથે ખેંચી લેવાય છે, પગ પછડાય છે, વ્યક્તિ બોલતાં અટકી જાય છે, વગેરે. જ્ઞાનેન્દ્રિયોનાં કેન્દ્રો પણ સૂક્ષ્મ શરીરમાં રહેલાં છે, જ્ઞાનેન્દ્રિયનાં અંગો આંખ, કાન, જીભ, નાક અને ત્વચા સ્થૂલ શરીરમાં છે.

હવે મૃત્યુ સમયે શું થાય છે તે સમજીએ. પહેલાં તો સ્થૂલ શરીરથી સૂક્ષ્મ શરીર છૂટું પડી જાય છે. જીવ પ્રાણમય કોશ દ્વારા એને ખેંચી લે છે. આથી સ્થૂલ શરીર માત્ર નિર્જીવ માંસના લોચા જેવું-ખોખું બની જાય છે, એટલે કે જે જીવન દેહને ધારણ કરી રાખતું હતું તે અંદર ખેંચાઇ જાય છે. શરીરના કોશોમાં ઘણું જીવનતત્ત્વ બાકી રહેલું હોય છે. એ બધા કોશો એકબીજાથી છૂટા પડીને તૂટતા જાય છે, પરંતુ શરીરને સંચાલિત કરનારું 'જીવન' જતું રહ્યું હોય છે. જીવ સૂક્ષ્મ શરીરમાં રહેલો હોય છે. બહુ ઝડપથી તે પોતાના પ્રાણમય કોશને છોડી દે છે, પછી મનોમય કોશનો વધારે ઘન અંશ એના બાહ્યતમ આવરણ તરીકે રહી જાય છે. પછી તે 'પ્રેત' કહેવાય છે અને પ્રેતલોકનો નિવાસી છે. જો એ સંસારમાં સજ્જન તરીકે જીવ્યો હોય તો આ સ્થિતિમાં તે સુખપૂર્વક ગતિ કરે છે; પરંતુ જો દુર્જન તરીકે જીવ્યો હોય તો પ્રેત તરીકે દુન્યવી

વિષયોની વાસનામાં અટવાય છે, જે તે પોતે હવે ભોગવી શકવાનો નથી. ઓછાવત્તા સમય પછી આ વાસનાઓની બળવત્તરતા અનુસાર તે વાસનાઓના ખતમ થવામાં લાગતા સમય પ્રમાણે મનોમયકોશનો સૌથી ઘનીભૂત અંશ અંત પામે છે. અને તે પિતૃ તરીકે પિતૃલોકમાં જાય છે (મૃત્યુ પામે છે) ત્યાં મનોમયકોશને શુદ્ધ કરવામાં પૂરતો કાળ વિતાવ્યા પછી સ્વર્ગને માટે અનુચિત સર્વ તત્ત્વોમાંથી છૂટો પડીને શુદ્ધ થયેલા મનોમય કોશમાં રહેલો જીવ સ્વર્ગમાં જાય છે અને પોતે સંચિત કરેલાં કર્મફળનો ઉપભોગ કરે છે.

જ્યારે સંચિત કર્મો પૂરાં થાય છે ત્યારે જીવનો પુનઃ પૃથ્વી પર પાછા ફરવાનો સમય આવે છે. શુદ્ધ મનોમય કોશ ઓગળી જાય છે અને જીવને વિજ્ઞાનમય કોશમાં છોડી દે છે. તે જીવ તરત પોતાની શક્તિ નવા વાહન કે આકારમાં કામે લગાડી દે છે, નવો મનોમય કોશ મર્ત્યલોકમાંના એના ભાવિજીવન માટે સર્જે છે. દેવો એને માટે પ્રાણમયકોશ અને અન્નમયકોશ નિર્મિત કરે છે, એનાં કર્મ પ્રમાણે દેવો જીવને માટે આ બે કોશોનું નિર્માણ કરે છે અને જીવનો ભૂર્લોકમાં પુનર્જન્મ થાય છે.

આ જીવની યાત્રાના પુનરાવર્તન પામતા તબક્કાઓ છેઃ દશ્ય ભૌતિક જગતનું જીવન, મૃત્યુ, અદશ્ય લોકોમાંનું જીવન અને પુનર્જન્મ. સમયના પસાર થવાની સાથે સાથે તેમનું પુનરાવર્તન થતું જ રહે છે. અંતે જીવ ત્રણેય લોકથી ત્રસ્ત થાય છે, થાકી જાય છે અને વધારે ઉચ્ચ કક્ષાના, વધારે સૂક્ષ્મ અનુભવો માટે તીવ્ર ઇચ્છા કરે છે. વધારે વ્યાપક જીવન માટે ઉત્કટપણે ઇચ્છે છે, આ ત્રણેય લોક એને જે કાંઇ આપે છે તેનાથી તે વિમુખ બને છે અને ધ્યાનમાં આનંદ અનુભવે છે, ભક્તિમાં પ્રસન્નતા અનુભવે છે, દીનદુઃખિયાંને સમભાવથી સહાય કરવામાં ખુશી અનુભવે છે, તે પોતાનાં સાધનસામગ્રી, ઇન્દ્રિયો વગેરેને એના પોતાના સુખ માટે જ પ્રયોજતો નથી, પણ બીજાઓની સેવા કરવા માટે એ બધાંનો ઉપયોગ કરે છે અને આ રીતે એની શરીરસંપત્તિ, બાહ્યસંપત્તિ વગેરેનો ઉપયોગ થવાથી તે બધાં હવે તેને બંધનકર્તા નીવડતાં નથી. હવે તે ઉચ્ચતર લોકમાં નિવાસ કરે છે, નીચેના લોકમાં-પૃથ્વી પર પોતાનાં સાધનો-ઇન્દ્રિયો, શરીર, સંપત્તિ આદિને તેવાં જ કર્મોમાં પ્રયોજતો રહે છે. હવે તે ઇશ્વરનો સહકર્મી બની રહે છે, ક્યાં તો તે પોતાના દેહાદિને સેવામાં પ્રયુક્ત કરે છે અથવા તેમનો ત્યાગ કરીને બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

* * *

**अथ त्रयो वाव लोकामनुष्यलोकः**
**पितृलोको देवलोक इति ॥१॥**

૧. વાસ્તવમાં માત્ર ત્રણ લોકો છેઃ મનુષ્યલોક, પિતૃલોક અને દેવલોક.

(બૃહદારણ્યકોપનિષદ્-૧, ૫, ૧૬)

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि॥२॥**

૨. જે જન્મે છે તેનું મૃત્યુ નિશ્ચિત છે અને જે મૃત્યુ પામે છે તેનો જન્મ નિશ્ચિત છે, તેથી આ અનિવાર્ય બાબતમાં તારે શોક કરવો ઉચિત નથી.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥३॥**

૩. હે ભારત, પ્રાણીઓનો આદિ અવ્યક્ત છે એટલે કે આરંભે તેઓ અવ્યક્ત હોય છે, મધ્ય-વચલા તબક્કામાં તેઓ વ્યક્ત થાય છે અને લય પામે, નિધન પામે ત્યારે પણ તેઓ અવ્યક્ત હોય છે, તો પછી તેમાં શોકની સંભાવના ક્યાંથી?

(ભગવદ્‌ગીતા-૨, ૨૭-૨૮)

**सहस्रयुगपर्यन्तमहर्यद् ब्रह्मणो विदुः।**
**रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः॥४॥**

૪. જેઓ બ્રહ્માના દિવસને જાણે છે તેઓ હજાર યુગ સુધીની તેની અવધિ જણાવે છે અને (બ્રહ્માની) રાત્રિ હજાર યુગ પછી પૂર્ણ થાય છે એમ બ્રહ્માના દિવસરાતને જાણનારાઓ કહે છે.

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे।**
**रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके॥५॥**

૫. (બ્રહ્માનો) દિવસ થાય ત્યારે અવ્યક્તમાંથી બધું વ્યક્ત જન્મે છે અને રાત્રિનું આગમન થાય ત્યારે વ્યક્ત પદાર્થો તે અવ્યક્તમાં પ્રલય પામે છે, લીન થઇ જાય છે.

(ભગવદ્‌ગીતા-૮, ૧૭-૧૮)

**त्रैविद्या मां सोमपाः पूतपापाः यज्ञैरिष्ट्व स्वर्गतिं प्रार्थयन्ते।**
**तेपुण्यमासाद्यसुरेंद्रलोकमश्नन्तिदिव्यान्दिविदेवभोगान्॥६॥**

૬. ત્રણ વેદને જાણનારા, સોમરસ પીનારા પાપમાંથી મુક્ત થયેલાઓ યજ્ઞો વડે મારું યજન કરીને મને, સ્વર્ગ પ્રાપ્ત કરવાને માટે પ્રાર્થના કરે છે. તેઓ પુણ્ય પ્રાપ્ત કરીને સુરેન્દ્રલોક-દેવલોક પ્રાપ્ત કરીને સ્વર્ગમાં દિવ્ય દેવોને ઉચિત ભોગો ભોગવે છે.

**तेतं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥७॥**

૭. તેઓ તે વિશાળ સ્વર્ગલોકનો ઉપભોગ કરીને પુણ્ય ક્ષીણ થાય ત્યારે મૃત્યુલોકમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે ત્રણ વેદોમાં કહેલા ધર્મને અનુસરતાં, કામનાઓને તૃપ્ત કરતાં પૃથ્વીલોકમાં વારંવાર આવાગમન પ્રાપ્ત કરે છે. (ભગવદ્‌ગીતા-૯, ૨૦-૨૧)

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥८॥**

૮. અનેક જન્મોને અંતે જ્ઞાનવાન જ્ઞાની પુરુષ મારે શરણે આવે છેઃ 'વાસુદેવ જ આ સર્વ કાંઇ તત્ત્વ છે.'' એમ કહેતો તેવો મહાત્મા આ લોકમાં અતિદુર્લભ છે.
(ભગવદ્‌ગીતા-૭, ૧૯)



# પ્રકરણ-૧



## ॥ સોળ સંસ્કારો ॥

દરેક ધર્મમાં એના અનુયાયીઓ માટે ઘણાં વિધિવિધાનો કરવાનું સૂચવવામાં આવ્યું હોય છે. આવાં વિધિવિધાનોનો ઉપયોગ સામાન્ય રીતે (૧) જીવને પોતાના કોશને પવિત્ર કરવાનો કે સંયમિત કરવાનો, (૨) દેવો અને ઋષિઓ જેવા મહાન આત્માઓને પોતાની સહાય માટે બોલાવવાનો, (૩) પોતાની આસપાસના વાતાવરણ, પર્યાવરણને સુધારવાનો અને એના દ્વારા પોતાના મનને સ્થિર અને કેન્દ્રિત કરવાનો હોય છે.

આ લક્ષ્ય સિદ્ધ કરવા માટે કેટલાક ભૌતિક પદાર્થો, ચેષ્ટા-વિધિઓ અંગસ્થિતિઓ (આસનાદિ) અને ધ્વનિઓનો વિનિયોગ થાય છે, એ બધાંની લક્ષિત પરિણામો આણવા માટે કાળજીપૂર્વક ગોઠવણી કરવામાં આવેલી હોય છે.

ઉપયોગમાં લેવાતા પદાર્થોની પસંદગી તેમની શુભ ચુંબકીયતાને કારણે થાય છે. મોટાભાગના કિસ્સાઓમાં તો ઉદા. ચોક્કસ દેવને અર્પણ કરાતાં ચોક્કસ પ્રકારનાં ફૂલોની પસંદગી થયેલી હોય છે, કારણ કે તેમનામાં ધ્યાનનો વિષય કે પૂજાનું પાત્ર બનેલા દેવનું ચુંબકીયત્વ-આકર્ષણ બળ રહેલું હોય છે, તેથી આ પ્રકારની ફૂલ વગેરે સામગ્રી પૂજ્ય દેવ અને પૂજક વચ્ચેની કડી સમાન બની રહેતી હોય છે. આમ ફૂલમાળા, તુલસીની માળા શ્રીકૃષ્ણની પૂજામાં વપરાય છે; મહાદેવની પૂજામાં રુદ્રાક્ષની માળાનો ઉપયોગ થાય છે.

ચેષ્ટાઓ અને અંગસ્થિતિઓ (આસનો) મોટે ભાગે પ્રાણો પર પ્રભાવ પાથરે છે. પ્રાણ એટલે શરીરમાં ચાલતા શ્વાસોચ્છ્વાસના પેટા ભાગો; કેટલાંક આસન-ચેષ્ટાઓ શરીરના ચુંબકીયત્વને આસપાસના વાતાવરણમાં જતાં રહેતાં અટકાવે છે અને એના પ્રવાહને સ્થિર અને શાંત વિચારને અનુરૂપ રીતે ફરતો રાખે છે.

ધ્વનિઓનો ઉપયોગ ઉપર ઉલ્લેખેલા ત્રણ ઉદ્દેશો માટે થાય છે. ધ્વનિઓ આંદોલનોને (Vibrations) ઉત્પન્ન કરે છે અને આ આંદોલનો નિયમિત હોવાથી તથા સૂક્ષ્મ શરીરનાં આંદોલનોને નિયમિત કરતા હોવાથી નિયંત્રિત કરે છે કારણ કે સૂક્ષ્મ શરીર ઘણું સંવેદનશીલ તથા સહેલાઇથી પ્રભાવિત થનારું હોય છે. જ્યારે સૂક્ષ્મ શરીરના આ આંદોલનો નિયમિત થાય છે ત્યારે જીવને વિચાર અને ભક્તિની સ્થિરતા કેળવવામાં સહાયરૂપ નીવડે છે. ઉચિત પ્રકારના ધ્વનિઓ ઋષિઓ અને દેવોનું ધ્યાન એ ધ્વનિ ઉચ્ચારનાર તરફ આકર્ષિત કરે છે અને તેઓ તે સાધકને સહાયક નીવડે છે. વળી, યોગ્ય ધ્વનિઓ વિરોધી બૌદ્ધિક પરિબળો અને દુષ્ટ ચુંબકીય અસરોને દૂર કરી દે છે અને એ રીતે ધ્વનિ ઉચ્ચારનારની આસપાસના પર્યાવરણને સુધારે છે.

આ રીતે પ્રયોજાતા ધ્વનિઓને મંત્ર કહે છે. મંત્ર એટલે કે ધ્વનિઓની હારમાળા, એક ચોક્કસ અનુક્રમણી કારણ કે એમાં ધ્વનિઓ ચોક્કસ ક્રમમાં ગોઠવાયેલા હોય છે, જો ધ્વનિઓ બદલાય તો આંદોલન બદલાય અને તેનાં પરિણામોમાં પણ પરિવર્તન આવે. તેથી જ એક મંત્રનો અનુવાદ શક્ય બનતો નથી. અનૂદિત મંત્ર ગમે તેમ આડાઅવળા ગોઠવાયેલા અક્ષરોવાળા વાક્ય જેવો છે અને તેથી તે કોઇ અર્થ અભિવ્યક્ત કરતો નથી.

મંત્ર વિષે બીજી પણ એક વાત યાદ રાખવા જેવી છે; મંત્રનો ઉચ્ચાર કરનારો મનુષ્ય શુભ જીવન જીવવાનો પ્રયત્ન કરતો ન હોય તો મંત્રનાં આંદોલનો એને હાનિ પહોંચાડે છે, એનું ભલું કરતાં નથી, કારણ કે તે એના સૂક્ષ્મ શરીર પર કામ કરે છે. એની અનિષ્ટ ઇચ્છાઓ અને વિચારો પર તે વિપરીત અસર કરે છે, એ બધાંને ઝંઝોડી મૂકે છે તેથી કદાચ એ માણસનું સૂક્ષ્મ શરીર વિક્ષુબ્ધ થઇ જાય, તૂટી જાય, કેમ કે એના દુષ્ટ ઇરાદાઓ એને એક દિશામાં આંદોલિત કરે અને મંત્રનાં આંદોલનો તેને બીજી દિશામાં ફંગોળે છે. જો એના નિશ્ચયો શુભ હોય તો તે મંત્રની સાથે કામ કરે છે અને સંઘર્ષ કરતા નથી; ભલે તે નિશ્ચયો નબળા હોય તો પણ તે મદદરૂપ થાય છે, અવરોધરૂપ બનતા નથી.

મંત્રો મોટેથી બોલવા જરૂરી નથી, તેનો માનસિક જાપ વાચિક ઉચ્ચારણ કરતાં વધારે શક્તિશાળી છે. તેમનો પ્રભાવ સૂક્ષ્મ પ્રકારની પ્રકૃતિ પર સઘન-ભૌતિક પ્રકૃતિ કરતાં વધારે પડતો હોય છે.

હિન્દુધર્મી વ્યક્તિના જીવનમાં જે કેટલીક વિધિઓ થતી હોય છે તેમાં એના જીવનના મુખ્ય તબક્કાઓમાં થતી કેટલીક વિધિઓ મહત્ત્વની ગણાય છે, પહેલાંના જમાનામાં આ વિધિઓની સંખ્યા ઘણી મોટી હતી જેમાં મુખ્ય દસ મહત્ત્વની હતી.

પણ આ દસમાંથી હવે અમુક જ વિધિઓ કરવામાં આવે છે. (આ વિધિઓને સંસ્કાર કહેવામાં આવે છે) સાત સંસ્કારો ગર્ભાવસ્થા અને પ્રારંભિક બાલ્યાવસ્થા દરમિયાન થતા સંસ્કારો છે. આ સાતમાંનો છઠ્ઠો સંસ્કાર તે અન્નપ્રાશન જેમાં બાળકને પહેલવહેલી વાર ઘન આહાર આપવામાં આવે છે. આ સંસ્કાર સર્વત્ર કરવામાં આવે છે અને સાતમો સંસ્કાર ચૂડાકરણ મુંડનવિધિ અને એની સાથે કાન વીંધવાનો વિધિ પણ લગભગ બધે જ કરવામાં આવતો હોય છે. પછી મહત્ત્વના આઠમા સંસ્કારનો સમય આવે છેઃ ઉપનયન સંસ્કાર, જનોઇ આપવાનો વિધિ. તેમાં બાળકને ગુરુ પાસે લઇ જઇને જનોઇ આપવામાં આવે છે, ગુરુ તેને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપે છે, આ સંસ્કારને પરિણામે તે દ્વિજ (બીજી વાર જન્મ પામેલ) બને છે. (संस्कारात् द्विज उच्यते।)

ઉપનયન સંસ્કાર વિદ્યાર્થીજીવનનો આરંભ છે. એ દરમિયાન બ્રહ્મચર્યનું પાલન કરવાનું હોય છે અને બટુકનું કર્તવ્ય ખંતથી અભ્યાસ કરવાનું હોય છે. આ તબક્કો સ્વગૃહે પાછા ફરતાં ઔપચારિક રીતે પૂરો થયેલો મનાય છે, તેને સમાવર્તન કહે છે. ત્યારપછી તે યુવક જીવનના બીજા તબક્કામાં પ્રવેશવા માટે સજ્જ થાય છે, તે ગૃહસ્થજીવનનો તબક્કો છે. દસમો સંસ્કાર વિવાહ એના પુખ્તવયના પુરુષ તરીકેના જીવનમાં પ્રવેશનો સૂચક છે, તે ગૃહસ્થ તરીકેની જવાબદારીઓનો સ્વીકાર કરે છે. આધુનિક ભારતમાં આ તંદુરસ્ત પ્રથાઓ ચલણમાં રહી નથી, જોકે ઉપનયન અને વિવાહ સંસ્કારો ઔપચારિક વિધિવિધાનોરૂપે હજી પણ ટકી રહ્યા છે. લગ્ન અસંગતપણે વિદ્યાર્થીજીવનની વચ્ચે જ કરી દેવામાં આવે છે અને યુવક તરીકેની તથા ગૃહસ્થપુરુષ તરીકેની ફરજો ભેળસેળ થઇ જવાથી બંનેને હાનિ પહોંચે છે. પ્રાચીન કાળનો નિયમ-રિવાજ ઝડપથી પુનર્જીવિત થાય તો વધારે યોગ્ય થાય.

* * *

**एकः शब्दः सुप्रयुक्तः स्वर्गे लोके कामधुग्भवति ॥१॥**

૧. સારી રીતે (દોષ વિના) પ્રયોજાયેલો, ઉચ્ચારાયેલો એક શબ્દ સ્વર્ગલોકમાં કામધેનુસમાન કામનાઓને પૂર્ણ કરનારો બની જાય છે.

**मन्त्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्या प्रयुक्तो न तमर्थमाह।**
**स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराघात्॥२॥**

૨. સ્વર કે વર્ણની દૃષ્ટિએ ભૂલભરેલો, ખોટી રીતે પ્રયોજાયેલો મંત્ર સાચો અર્થ પ્રગટ કરતો નથી. તે વાણીના વજની જેમ યજમાનને હણે છે, જે પ્રમાણે ઇન્દ્રશત્રુ શબ્દમાં સ્વરની ભૂલથી યજ્ઞ કરનાર વૃત્રનો વધ થયો અને ઇન્દ્રનો શત્રુ બન્યો. ઇન્દ્રને હણનારોને બદલે ઇન્દ્ર વૃત્રનો શત્રુ-હણનારો બન્યો. (પાણિનીય શિક્ષા-૫૨)

**वैदिकेः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम्।**
**कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च॥३॥**

૩. નિષેક નામના સંસ્કાર જેવા સંસ્કારો અને બીજા સંસ્કારો પવિત્ર વૈદિક કર્મો દ્વારા કરાવા જોઇએ. દ્વિજને એ સંસ્કારો આ લોક અને પરલોકમાં પાવન કરનારા બને છે. (મનુસ્મૃતિ-૨-૨૬)

**चित्रकर्म यथाऽनेकैरागैरुन्मील्यते शनैः।**
**ब्राह्मण्यमपि तद्वत्स्यात्संस्कारैर्विधिपूर्वकैः॥४॥**

૪. જેમ ચિત્રકળા (ચિત્રકર્મ) ધીમે ધીમે કરેલી અનેક રેખાઓ અને રંગપૂરણી વડે સુશોભિત બને છે તેમ બ્રાહ્મણ્ય (બ્રાહ્મણત્વ) વિધિપૂર્વક કરાયેલા સંસ્કારો વડે સુશોભિત થાય છે. (પરાશરગૃહસૂત્ર, હરિહરભાષ્યમાં ઉદ્ધૃત અંગિરાનું વચન પૃ.૨૬૦ (૨.૧)

**गर्भाधानं पुंसवनं सीमन्तो जातकर्म च।**
**नामक्रिया निष्क्रमोऽन्नप्राशनं वपनक्रिया॥५॥**
**कर्णवेधो व्रतादेशो वेदारम्भक्रियाविधिः।**
**केशान्तः स्नानमुद्वाहो विवाहाग्निपरिग्रहः॥६॥**
**त्रेताग्निसङ्ग्रहश्चैव संस्काराः षोडश स्मृताः।**

૫. ગર્ભાધાન, પુંસવન, સીમન્ત, જાતકર્મ, નામક્રિયા, નિષ્ક્રમ, અન્નપ્રાશન, વપનક્રિયા, કર્ણવેધ વ્રતાદેશ, વેદારંભક્રિયાવિધિ, કેશાન્ત, સ્નાન, અગ્નિસાક્ષીએ વિવાહ, અગ્નિગ્રહણ અને ત્રેતાગ્નિસંગ્રહ એમ સોળ સંસ્કારો કહેવાયા છે (વ્યાસસ્મૃતિ-પરાશર ગૃહ્યસૂત્રમાં ઉદ્ધૃત-પૃ.૨૬૯)

# પ્રકરણ-૨



## ॥ શ્રાદ્ધ ॥

જે જીવ મૃત્યુ પામ્યો હોય તેની પાછળ રહેલાં તેનાં સ્વજનો આ જગતમાં તે જીવના હિત માટે જે વિધિઓ કરે છે તેનું નામ શ્રાદ્ધ વિધિ છે. જે જીવે ભૌતિક શરીરનો ત્યાગ કર્યો હોય તેને પ્રેત કહેવાય છે અને આ તબક્કે તેની સહાય માટે જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેના એક અંશને પ્રેતક્રિયા કહે છે. દૃશ્ય ભૌતિક શરીરને અન્નમય કોશને સ્મશાનમાં લઇ જવામાં આવે છે જેથી એના અંશો શક્ય એટલી ઝડપથી પંચમહાભૂતોમાં ભળી જઇ શકે. ત્રીજે દિવસે અસ્થિ એકત્ર કરીને વહેતા પાણીમાં પધરાવી દેવામાં આવે છે, વિશેષ કરીને કોઇ પવિત્ર તીર્થસ્થળના જળમાં. જ્યારે અન્નમય કોશનો નાશ થઇ જાય છે ત્યારે પ્રાણમય કોશ વિખેરાઇ જાય છે અને અગ્નિસંસ્કાર સમયે વપરાતા મંત્રોના પ્રભાવથી તેમના છૂટા પડવાની ક્રિયા ઝડપથી થાય છે.

મૃતદેહનો અગ્નિસંસ્કાર શ્રેષ્ઠ અંતિમ વિધિ છે અને આવી અંતિમ વિધિ મૃત્યુ પામનાર જીવ તેમજ પાછળ રહેલાં સ્વજનો માટે મહત્ત્વની છે. જ્યાં સુધી મૃતદેહ પૂરેપૂરો નષ્ટ થઇ જતો નથી ત્યાં સુધી પ્રાણમય કોશ એની આસપાસ ચકરાવા લીધા કરે છે, ફર્યા કરે છે કારણ કે બન્ને વચ્ચે ચુંબકીય આકર્ષણ રહેલું હોય છે અને આમ થતાં જીવ પૃથ્વી સાથે બંધાયેલો રહે છે, જે એને માટે અનિષ્ટકારી છે; બીજી તરફ, દફનવિધિમાં જમીનમાં ધીમેધીમે વિઘટિત થતું

મૃત શરીર ઝેરી વાયુઓ છોડતું રહે છે. આ બાબત પાછળ રહેલાં સ્વજનો માટે અનિષ્ટકારી છે.

અગ્નિસંસ્કાર પછી કરવામાં આવતાં શ્રાદ્ધ મનોમય કોશની સામગ્રીનું પુનર્ઘટન કરવામાં મદદરૂપ નીવડે છે, શ્રાદ્ધમાં વપરાતા પદાર્થોની ચુંબકીય અસરને કારણે અંશતઃ આમ બને છે અને અંશતઃ (શ્રાદ્ધવિધિમાં ઉચ્ચરિત) મંત્રોનાં આંદોલનને કારણે પણ આમ બને છે. ચોક્કસ સમયગાળા પછી સપિણ્ડીકરણવિધિ કરવામાં આવે છે. આ વિધિ જીવને પ્રેતલોકમાંથી પિતૃલોકમાં ગમન કરવામાં સહાયકારક નીવડે છે. તેનો સમાવેશ હવે પિતૃઓમાં થાય છે, તે પિતૃઓમાં સ્થાન પામે છે, પિતૃઓ અર્થાત્ ભુવર્લોકના સૂક્ષ્મતર પ્રદેશમાં રહેનારા પૂર્વજો. એક ભૂર્લોકમાંની અને છ ભુવર્લોકમાંની એમ સાત પેઢીઓ પરસ્પરને પ્રભાવિત કરે છે. જ્યારે જીવ સ્વર્ગલોકમાં ગમન કરે છે ત્યારે તેને શ્રાદ્ધવિધિ દ્વારા મળતી સહાયની જરૂર રહેતી નથી.

* * *

**देशे काले च पात्रे च श्रद्धया विधिना च यत्।**
**पितृनुद्दिश्य विप्रेभ्यो दानं श्राद्धमुदाहृतम्॥१॥**

૧. પિતૃઓને માટે યોગ્ય દેશ (સ્થળ), કાળ (સમય) અને પાત્રને અનુરૂપ જે દાન બ્રાહ્મણોને વિધિપૂર્વક કરવામાં આવે છે તેને શ્રાદ્ધ કહેવામાં આવે છે. (બ્રહ્માણ્ડપુરાણ)

**कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन च।**
**पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन्॥२॥**

૨. અન્નાદિ, જળ, દૂધ, ફળ, મૂળ વગેરે વડે રોજેરોજ પિતૃઓને માટે પ્રીતિપૂર્વક શ્રાદ્ધ કરવું જોઇએ અને તેમને પ્રસન્ન કરવા જોઇએ.

**पञ्चभ्य एव मात्राभ्यः प्रेत्य दुष्कृतिनां नृणाम्।**
**शरीरं यातनार्थीयमन्यदुत्पद्यते ध्रुवम्॥३॥**

૩. દુષ્કૃત્ય કરનારા મનુષ્યોની પાંચ તન્માત્રાઓમાંથી પ્રેતલોક પામીને અન્ય શરીર યાતના ભોગવવા માટે ઉત્પન્ન થાય છે.

**तेनानुभूय ता यामीः शरीरेणेह यातनाः।**
**तास्वेव भूतमात्रासु प्रलीयन्ते विभागशः॥४॥**

૪. યમ દ્વારા અપાયેલી યાતનાઓને સહન કરીને તે શરીર એ જ ભૂતમાત્રાઓ (પંચમહાભૂતો)માં પ્રલીન થઇ જાય છે, ભળી જાય છે.

**यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः।**
**तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते॥५॥**

૫. જો તે જીવે ધર્મનું આચરણ વધુ કર્યું હોય અને અધર્મનું આચરણ અલ્પ પ્રમાણમાં કર્યું હોય તો તે સ્વર્ગમાં જાય છે અને તે જ મહાભૂતો વડે આવૃત્ત અન્ય શરીર વડે સ્વર્ગમાં સુખ ભોગવે છે. (મનુસ્મૃતિ, ૧૨, ૧૬, ૧૭, ૨૦)

**चितामोक्षप्रभृति च प्रेतत्वमुपजायते॥६॥**

૬. ચિતામાં અગ્નિસંસ્કાર પછી જીવ પ્રેત બની જાય છે. (ગરુડપુરાણ-૨, ૫, ૩૬)

**वर्षं यावत् खगश्रेष्ठ! मार्गे गच्छति मानवः।**
**ततः पितृगणैः सार्धे पितृलोकं स गच्छति॥७॥**

૭. હે પક્ષીશ્રેષ્ઠ, એક વર્ષ સુધી જીવ (મનુષ્ય) પ્રેતલોકમાં રહે છે; ત્યારપછી તે પિતૃગણો સાથે પિતૃલોકમાં ગમન કરે છે.

**दत्तैः षोडशभिः श्राद्धैः पितृभिः सह मोदते।**
**पितुः पुत्रेण कर्तव्यं सपिण्डीकरणं सदा॥८॥**

૮. સોળ શ્રાદ્ધોનું દાન થયા પછી તે જીવ પિતૃઓ સાથે આનંદ ભોગવે છે તેથી પુત્રે હંમેશાં પિતાનું સપિણ્ડીકરણ (તેની વિધિ) કરવું જોઇએ. (ગરુડપુરાણ ૨, ૧૬; ૬, ૭, ૨૦)

# પ્રકરણ-૩



## || શૌચ (શુદ્ધિ-પવિત્રતા) ||

શૌચમ્ કે શૌચમાં શારીરિક શુદ્ધિ માટે બનાવાયેલા નિયમોનો સમાવેશ થાય છે, એના વડે નિશ્ચિતપણે શારીરિક સ્વાસ્થ્ય (આરોગ્ય) અને બળ કેળવાય છે. રોગ એ હકીકતની નિશાની છે કે કુદરતનો કોઇક નિયમ અનુસરવામાં આવ્યો નથી. ઋષિમુનિઓ જાણતા હતા કે કુદરત-પ્રકૃતિના નિયમો ઇશ્વરના નિયમો જ છે, એના અસ્તિત્વની અભિવ્યક્તિ છે અને જીવ પ્રકૃતિના કોશમાં વીંટળાયેલો અંશ છે તેથી તેમણે પ્રકૃતિના નિયમોનું પાલન કરવું-એને એક ધાર્મિક ફરજ માની હતી, ગણાવી હતી.

ભૌતિક શરીર એના અદશ્ય અંશ પ્રાણમય કોશ સહિત ભૌતિક સામગ્રીનું બનેલું છે તેથી આ બંનેને શુદ્ધ કરવા માટે પણ ભૌતિક સાધનો જરૂરી છે, તેમને શુદ્ધ રાખવા માટે આપણે એ બંને અંશોને આપણા શરીરને અને પ્રાણમય કોશને સમજવા જરૂરી છે.

દશ્ય (ભૌતિક) શરીર, અન્નમય કોશ આપણે જે આહાર ગ્રહણ કરીએ છીએ તેના કણોમાંથી બંધાય છે, આપણે જે પ્રવાહીનું પાન કરીએ છીએ તેમાંથી સર્જાય છે, આપણે શ્વાસમાં જે હવા લઇએ છીએ તેનું એ શરીર બનેલું છે, આપણી આસપાસના લોકો અને પદાર્થો ઉપરથી સતત આપણા પર પડ્યા કરતા નરી આંખે ન જોઇ શકાય એવા સૂક્ષ્મ અણુઓની સતત થતી વૃષ્ટિમાંથી એનું બંધારણ થાય છે. છેલ્લું વિધાન કદાચ સહેજ વિચિત્ર લાગે પણ એ સાચું

છે. આપણા શરીર મૃત દ્રવ્યમાંથી બનેલાં નથી. કારણ કે મૃત દ્રવ્ય જેવું કાંઇ હોતું જ નથી. (શરીરમાંથી જીવ જતો રહે પછી મૃત કહેવાય છે, પણ એના અણુઓ જીવંત હોય છે. આ મૃત શરીર વિઘટિત થાય, કહોવાઇ જાય ત્યારે જીવંત અણુઓ તેમાંથી છૂટા પડી જાય છે) દ્રવ્ય પરમાણુના નામે ઓળખાતા ખૂબ સૂક્ષ્મ જીવંત પદાર્થોનું બનેલું છે, એમાં પરમાણુઓના સમૂહરૂપ બીજા નાના પદાર્થો પણ હોય છે. ધૂળની રજકણ પણ લાખો કરોડો સૂક્ષ્મ જીવંત જંતુઓનો સમૂહ છે અને આ સૂક્ષ્મ જીવનોની કક્ષા ઉપર કક્ષાઓ હોય છે, આપણે તેને માઇક્રોબ્સ-સૂક્ષ્મ જીવાણુઓ અથવા વનસ્પતિ કહીએ છીએ અને તે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જ જોઇ શકાય છે. હવે આ સૂક્ષ્મ જીવાણુઓ અને બીજા નાના નાના જીવંત પદાર્થો હવામાં તર્યા કરતા હોય છે. આપણા શરીર અને બીજી બધી વસ્તુઓ આ બધામાંથી બને છે. પથ્થર, છોડવાઓ, પ્રાણીઓ, માનવજીવો અને બધી જ ઉત્પન્ન થયેલી આસપાસની વસ્તુઓ, ઘરો, રાચરચીલું, કપડાં-બધાં સતત આ કણોના વાદળને છોડ્યા કરે છે. આપણી પાસેની દરેક વસ્તુ, જેને આપણે સ્પર્શીએ તે પ્રત્યેક પદાર્થ આપણને પોતાના આવા કણો આપતાં જાય છે અને આપણે તે પદાર્થને આપણા કણો આપતા જઇએ છીએ. જો આપણે સ્વસ્થ-તંદુરસ્ત રહેવું હોય તો આપણા શરીરમાં શુદ્ધ કણોને જ ગ્રહણ કરવા જોઇએ, અશુદ્ધ કણોને દૂર રાખવા જોઇએ. આમ શી રીતે કરી શકાય તે દર્શાવવા માટે આપણા શૌચ માટેના નિયમો બનાવવામાં આવ્યા છે.

આપણે જે ખોરાક ખાઇએ તે પણ શુદ્ધ હોવો જોઇએ. હવે બધી જ વસ્તુઓ વધારે જીવંત બને છે અથવા તો મૃત્યુની નજીક પહોંચે છે. એમનું બંધારણ થાય છે અથવા તો તે વસ્તુઓ નાશ પામે છે. શુદ્ધ આહાર વધારે જીવનદાયક બને છે, એનામાં વિકાસશીલ જીવન છેઃ તેનો બીજો કુદરતી તબક્કો 'ઉચ્ચતર સાકલ્ય કે અખંડિતતા'નો છે, એટલે વધારે મોટી સંકુલતાનો છે. તાજાં પાન અને ફળો, અનાજ અને કંદમૂળ વિકાસશીલ જીવનથી ભરપૂર છે, આપણે એ જીવંત પદાર્થોને આપણા શરીરમાં ગ્રહણ કરીએ છીએ, ખાઇએ છીએ અને તે આપણા શરીરના બંધારણને ઘડે છે. જો આ જ પદાર્થો વાસી થઇ જાય તો અશુદ્ધ બની જાય છે કારણ કે એનામાંથી જીવંતતા જતી રહેતી હોય છે, તે બધાં મૃત્યુ તરફ ગતિ કરતાં હોય છે, મૃત બની રહેતાં હોય છે. માંસ (દરેક પ્રકારનું) ઓછાવત્તા અંશે અશુદ્ધ છે કારણ કે એમાંથી જીવંતતા જતી રહી હોય છે, કાઢી લેવાઇ હોય છે, તે વિઘટન પામવાની, કહોવાઇ જવાની તૈયારીમાં હોય છે. એનો બીજો કુદરતી તબક્કો ખંડિતતાનો છે, તે નાના રૂપોમાં ખંડિત થવાનો તબક્કો છે. એનાથી બંધારણ પામેલું શરીર વનસ્પતિ-જન્ય આહારથી બંધાયેલા શરીર કરતાં વધારે ઝડપથી રોગગ્રસ્ત થાય છે; તેના પર થતા જખમો જલદીથી રુઝાતા નથી અને વધુ ને વધુ તાવ એવા શરીરને પીડે છે.

પ્રવાહીઓમાં શુદ્ધ જળ આરોગ્યને માટે જરૂરી છે, જળમાં અન્ય વનસ્પતિઓ જેવાં કે ચા, કોફી કે કોકો પ્રમાણસર લેવામાં આવે તો તે નુકસાન કરતાં નથી, ઉપયોગી નીવડે છે. દૂધ સૌથી શુદ્ધ આહાર પણ છે અને પીણું પણ છે. દરેક પ્રકારના પીણામાં આલ્કોહોલ-શરાબ પ્રવેશે તો તે અશુદ્ધ બની જાય છે અને શરીરને સૌથી વધારે નુકસાન કરે છે. આલ્કોહોલ આથો આણેલો મદ્ય છે, એટલે કે જે મદ્યમાં કહોવાટ શરૂ થઇ ગયો હોય તેવો મદ્ય. તે શરીરના કોશોને ઇજા પહોંચાડે છે. ખાસ કરીને ગરમ હવામાન/આબોહવામાં તે વધારે ઉપદ્રવકારક બને છે, સમય કરતાં પહેલાં કહોવાઇ જાય છે અને મૃત્યુને સમીપ આણે છે. આવી જ રીતે નશો ઉત્પન્ન કરનારા ભારતીય પદાર્થો જે ભારતમાં લોકપ્રિય છે તે ભાંગ નામનું પીણું પણ અશુદ્ધ જ છે, હાનિકારક છે.

આરોગ્ય માટે શુદ્ધ આહાર અને પીણાં-ખાનપાનની જેમ શુદ્ધ હવા પણ જરૂરી છે. આપણે શ્વાસ લઇએ ત્યારે કાર્બન ડાયોક્સાઇડ નામનો વાયુ બહાર કાઢીએ છીએ જે જડ બનાવી દે છે. અને જો આપણે બંધિયાર જગ્યામાં પુરાઇ જઇએ તો તે જગ્યામાંની બધી હવા આ વાયુથી ભરાઇ જાય છે જે શ્વાસમાં લેવી યોગ્ય નથી. વળી, શ્વાસ બહાર કાઢીએ ત્યારે એની સાથે શરીરની અંદરના કચરાના કણો પણ બહાર નીકળે છે, જો શુદ્ધ હવા ન આવતી હોય તો આ કણો દૂર ફેંકાઇ જતા નથી, તે ફરી પાછા આપણા ફેફસામાં દાખલ થાય છે, બીજાના ફેફસામાં પણ જાય છે અને ઝેરી અસર પેદા કરે છે.

આપણે આપણા શરીરનો બાંધો શુદ્ધ-સ્વચ્છ પદાર્થોથી બંધાય તે જોવું જોઇએ, એટલું જ નહીં, શરીરના બાહ્ય ભાગો-સપાટીને વારંવાર ધોઇ-સ્નાન કરીને સ્વચ્છ રાખવા જોઇએ. દરરોજ ઓછામાં ઓછું એક વાર સંપૂર્ણ સ્નાન કરવું જોઇએ, સ્નાન કરતી વખતે અંગોને ઘસીને સાફ કરવા જોઇએ જેથી એના પર ચોંટેલાં દ્રવ્યો બરાબર ધોવાઇ જાય જેથી ત્વચા સ્વચ્છ અને તાજી રહે. શરીરના કોઇપણ ભાગ હાથ, પગ વગેરે પર ધૂળ-માટી લાગે તો તે ધોઇને સાફ કરવા જોઇએ. જમતાં પહેલાં ખોરાકમાં ધૂળના કણો અને બીજાં હાનિકારક દ્રવ્યો ભળી જવાનું જોખમ રહેલું છે અને જમ્યા પછી પણ સ્વાભાવિક રીતે હાથ ધોવા અનિવાર્ય છે જ. શરીર પર પહેરેલાં વસ્ત્રો પણ રોજ ધોવાવાં જોઇએ.

હિન્દુધર્મી વ્યક્તિ બાહ્ય જગતને આંતરિક જગતના પ્રતીક તરીકે જોવા ટેવાયેલો છે તેથી તેણે આંતરિક શુદ્ધિના વિચારને બાહ્ય સ્નાનવિધિ વગેરે સાથે જોડી દીધો છે. તે જ્યારે સ્નાન કરે છે, શરીરને શુદ્ધ કરે છે ત્યારે આંતરિક દેહને શુદ્ધ કરવા માટેના મંત્રોનું ઉચ્ચારણ કરે છે અને પોતાના ધર્મને દૈનિક જીવનની સર્વસામાન્ય ઘટનાઓ સાથે વણી લે છે.

હવે વાચકને સમજાશે કે ઋષિઓ શુદ્ધિ માટે આટલો બધો આગ્રહ શા માટે રાખતા હતા. અસ્વચ્છ શરીર કે અસ્વચ્છ કપડાં સાથેનો વ્યક્તિ પોતાની આસપાસના લોકોમાં ઝેર ફેલાવે છે. આપણે માત્ર આપણા હિત ખાતર જ નહીં પણ આપણી આસપાસના લોકોના ભલા

ખાતર પણ સ્વચ્છ રહેવું જોઇએ. અશુદ્ધ વ્યક્તિ, અશુદ્ધ વસ્ત્રો, અસ્વચ્છ ઘરો ઝેરના, સામાન્ય પ્રજા માટેના જોખમરૂપ કેન્દ્રો છે.

પ્રાણમય કોશની શુદ્ધિ એમાં રહેલા ચુંબકીય પ્રવાહો પર આધાર રાખે છે. તેના પર આજુબાજુના પદાર્થોનાં ચુંબકીય લક્ષણોની તરત અસર થાય છે અને તેથી આપણે આ મુદ્દા વિશે પણ વધારે કાળજી રાખવાની જરૂર છે. કેટલાક વનસ્પતિજન્ય પદાર્થો અને કેટલીક વનસ્પતિ અન્નમય કોશ માટે હાનિકારક નથી પરંતુ પ્રાણમય કોશ માટે તે ઘણી વધારે ઉપદ્રવકારક છે. દા.ત. કાંદા, લસણ તેમનું ચુંબકત્વ માંસ કરતાં પણ વધારે ખરાબ છે. પ્રાણમય કોશ આલ્કોહોલિક દ્રવ્યોથી વધારે ગંભીરપણે પ્રભાવિત થાય છે, હાનિ પામે છે, બીજાના પ્રાણમય કોશનો પણ તેમના પર પ્રભાવ પડે છે. એનાથી વધારે મહત્ત્વની બાબત એ છે કે તે તેના પોતાના મનોમય કોશ વડે પણ પ્રભાવિત થાય છે અને તેના દ્વારા બીજાના મનોમય કોશનો પણ તેના પર પ્રભાવ પડે છે. તેથી કુસંગનું પરિણામ જોખમકારક છે. હવે મનોમય કોશની શુદ્ધતા-પવિત્રતા એના સ્વામીના વિચારો અને ઇચ્છાઓ પર આધાર રાખે છે અને એમાં જ અન્નમય કોશ અને પ્રાણમય કોશની અશુદ્ધિનું સૌથી વધારે ફળદાયી મૂળ રહેલું છે. આ બે ભૌતિક કોશો, જો વિચારો અને ઇચ્છાઓ અશુદ્ધ હોય તો, શુદ્ધ અને સ્વસ્થ-આરોગ્યમય રહી શકે નહીં. કોઇ માણસ શૌચના નિયમોનું પાલન ભલે ભારે કડકાઇથી કરતો હોય, પણ જો તે ગર્વિષ્ઠ હોય, આવેગશીલ હોય, ઉદ્દંડ હોય, તુચ્છ હોય, શંકાશીલ હોય તો તે અન્નમય અને પ્રાણમય કોશ બન્નેમાં કોઇ પણ શૌચ નિયમો ધોઇ ન શકે એવી અશુદ્ધિઓનું સિંચન કરે છે. ઋષિઓ અને દેવોની દષ્ટિમાં તો આવો મનુષ્ય અશુચિ-સાવ અશુદ્ધ જ છે.

* * *

**दूरादावसथान्मूत्रं दूरात् पादावसेचनम्।**
**उच्छिष्टान्नं निषेकं च दूरादेव समाचरेत्॥१॥**

૧. વ્યક્તિએ પોતાના નિવાસથી દૂર મૂત્રત્યાગ કરવો જોઇએ, દૂર પગ ધોવા જોઇએ, ઉચ્છિષ્ટ અન્ન દૂર ફેંકવું જોઇએ, સ્નાન કરેલા પાણીનો નિકાલ પણ દૂર કરવો જોઇએ. (મનુસ્મૃતિ-૬-૧૫૧)

**आचम्य प्रयतो नित्यमुभे सन्ध्ये समाहितः।**
**शुचौ देशे जपञ्जप्यमुपासीत यथाविधि॥२॥**

૨. મનુષ્યે નિત્ય જળ વડે આચમન કરીને બે વાર સંધ્યાવંદન કરવું જોઇએ. પવિત્ર સ્થાનમાં વિધિપુર્વક જપ કરીને ઉપાસના કરવી જોઇએ. (મનુસ્મૃતિ, ૨-૨૨૨)

**उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः।**
**भुक्ता चोपस्पृशेत्सम्यगद्भिः स्वानि च संस्पृशेत् ॥३॥**

૩. દ્વિજ વ્યક્તિએ હાથપગ ધોઇને હંમેશાં એકાગ્ર ચિત્તે ભોજન કરવું જોઇએ. જમ્યા પછી પાણી વડે સારી પેઠે હાથ ધોવા જોઇએ અને ઇન્દ્રિયો પર જળ છાંટવું જોઇએ.
(મનૃસ્મૃતિ, ૨-૫૩)

**ज्ञानं तपोऽग्निराहारो मृन्मनो वार्युपाञ्जनम्।**
**वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्त्तृणि देहिनाम् ॥४॥**

૪. જ્ઞાન, તપ, અગ્નિ, આહાર, માટી, મન, વાયુ, જળ, ધર્મવિધિ (કર્મ), સૂર્ય અને કાળ દેહધારીઓને શુદ્ધ કરનારા પરિબળો છે. (મનુસ્મૃતિ, ૫, ૧૦૩)

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति।**
**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥५॥**

૫. જળ વડે શરીરનાં અંગો શુદ્ધ થાય છે, સત્ય વડે મન શુદ્ધ થાય છે, વિદ્યા અને તપથી પ્રાણીઓનો આત્મા શુદ્ધ થાય છે અને જ્ઞાન વડે બુદ્ધિ શુદ્ધ થાય છે.
(મનુસ્મૃતિ, ૫, ૧૦૯)

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥६॥**

૬. આ જગતમાં જ્ઞાન જેવું શુદ્ધ, પવિત્ર તત્ત્વ બીજું કોઇ નથી. (ભગવદ્‌ગીતા, ૪-૩૮)

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥७॥**

૭. અત્યન્ત દુરાચારી મનુષ્ય પણ મને જો અનન્ય ચિત્તે ભજતો હોય તો તેને સાધુ-સજ્જન જ માનવો કારણ કે તેણે સારી પેઠે નિશ્ચય કરેલો છે. (કૃષ્ણતત્ત્વને જાણ્યું છે)

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥८॥**

૮. હે અર્જુન, તે ત્વરિતપણે ધર્માત્મા બને છે અને શાશ્વત શાન્તિ પ્રાપ્ત કરે છે. તું નિશ્ચિતપણે જાણી લે કે મારો ભક્ત કદી પણ નાશ પામતો નથી.
(ભગવદ્‌ગીતા, ૯, ૩૦-૩૧)

# પ્રકરણ- ૪



## ॥ દૈનિક પંચયજ્ઞો ॥

આપણે જોયું કે યજ્ઞનો નિયમ પ્રવર્તે છે, અસ્તિત્વ ધરાવે છે અને મનુષ્યની ગરિમા સ્વેચ્છાએ એ યજ્ઞો કરવામાં રહેલી છે. હવે આપણે એ જોવાનું છે કે સનાતન ધર્મે પોતાના અનુયાયીઓને આ લક્ષ્ય સિદ્ધ કરવા માટે શી તાલીમ આપી છે.

હમણાં તો આપણે શાસ્ત્રગ્રંથોમાં વર્ણવાયેલા વિવિધ પ્રકારના અનેક યજ્ઞોની વાત કરીએ અને રોજે રોજ આચરવાના મહાયજ્ઞોની ચર્ચા કરીએ. આ (દૈનિક) યજ્ઞો આ પ્રમાણે છેઃ

ઋષિયજ્ઞ અથવા વેદયજ્ઞ અથવા બ્રહ્મયજ્ઞ

દેવયજ્ઞ

પિતૃયજ્ઞ

ભૂતયજ્ઞ

આમાંના પ્રત્યેકનું બાહ્ય સ્વરૂપ છે અને દરેકનો આંતરિક અર્થ પણ છે. આંતરિક અર્થ યજમાન (યજ્ઞ કરનાર)ને યજ્ઞના પૂર્ણ જીવન તરફ દોરી જાય છે. આપણે બંનેને સમજવાનો પ્રયત્ન કરીએ.

બાહ્ય ઋષિયજ્ઞ અથવા વૈદિકયજ્ઞ એટલે અધ્યયન અને અધ્યાપન. મનુષ્યે દરરોજ કોઇ પવિત્ર ગ્રંથનું અધ્યયન કરવું જોઇએ અને એ રીતે ક્રમશઃ જે જ્ઞાન વિના તે પોતાની જાતને,

પોતાની સ્થિતિને અને પોતાની ફરજોને સમજી ન શકે તે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તેણે હંમેશાં પોતાનું આ જ્ઞાન પોતાના કરતાં ઓછી જાણકારી ધરાવતા વ્યક્તિઓને આપવું જોઇએઃ તેથી મનુ આ યજ્ઞનું વર્ણન કરતી વખતે તેને અધ્યાપન કહે છે. (જુઓઃ મનુસ્મૃતિ, ૩-૨૦). કિશોર વયના વિદ્યાર્થીએ આ યજ્ઞ રોજેરોજ ભગવદ્‌ગીતાના અમુક શ્લોકો વાંચીને અને તેને વિશે ચિંતન કરીને કરવો જોઇએ. તે અનુગીતા, હંસગીતા અથવા બીજા કોઇ શાસ્ત્રગ્રંથનું વાચન-અધ્યયન પણ કરી શકે છે. કેટલું વાંચ્યું તેના કરતાં કેટલી કાળજીથી અને કેટલા ઊંડા વિચારપૂર્વક વાંચ્યું તે વધારે મહત્ત્વનું છે. ગૂઢ-આંતરિક અર્થ એટલો જ છે કે સર્વ પ્રકારનું અધ્યયન યજ્ઞરૂપ બનવું જોઇએ, એવું અધ્યયન કે જેનું આપણે બીજાને અધ્યાપન કરાવી શકીએ.

બાહ્ય દૈવયજ્ઞ એટલે હોમહવન. કુદરતમાં જે શક્તિઓ અને ઉદાત્ત સંચલનો કાર્યાન્વિત છે તે સર્વ પ્રત્યેનો આદરપૂર્વકનો સ્વીકાર અને તેમનું સંરક્ષણ આપણે આપણી સંપત્તિના અંશમાંથી તેમને પુનઃ કશુંક અર્પણ કરીને કરવું જોઇએ, તે પરિબળોની સેવાર્થે આપણે કશુંક અર્પણ કરવું જોઇએ. આનો ગૂઢ-આંતરિક અર્થ એ છે કે આપણે પારભૌતિક લોક સાથેના આપણા સંબંધોને અને આ લોક અને પારભૌતિક લોકના પરસ્પરાવલંબનને સમજવા જોઇએ. આપણે પ્રકૃતિ સાથે સુસંવાદિતા (સંવાદ) કેળવતાં શીખવું જોઇએ. જે કાંઇ જીવંત પ્રકૃતિ છે તે સર્વ સાથે આપણે સંવાદિતા સાધવી જોઇએ.

બાહ્ય પિતૃયજ્ઞ એટલે તર્પણ. પિતૃઓને જળ અર્પણ કરવું તે. પિતૃઓ એટલે આપણા કુળની પુરાતન પેઢીઓ, આપણા પૂર્વજો. આનો ગૂઢ અર્થ એ થાય કે આપણે આપણા પરના ભૂતકાળના ઋણને ઓળખવું જોઇએ, સ્વીકારવું જોઇએ, આપણી પહેલાં ધરતી પર જે પેઢીઓ જીવી ગઇ તેમના પ્રત્યેનું આપણું ઋણ આપણે ફેડવું જોઇએ. તેમણે પરિશ્રમ કર્યો, પુરુષાર્થ કર્યો કે જેથી તેઓ આપણને, પોતાના વંશજોને સુધારી શકે, વધારે સમૃદ્ધ કરી શકે તે માટે આપણે પૂર્વજોના ઋણી છીએ. જે મનુષ્ય પોતાના ભૂતકાળ પ્રત્યેના, પૂર્વજો પ્રત્યેના ઋણને ઓળખી શકતો નથી તે વાસ્તવમાં માનવીય છે જ નહીં.

બાહ્ય મનુષ્યયજ્ઞ એટલે આતિથ્ય, અતિથિસત્કારઃ એક સાચા આર્ય સજ્જને દરરોજ પોતાનાથી ગરીબ હોય તેવી વ્યક્તિને ભોજન કરાવવું જોઇએ. એનો આંતરિક અર્થ થાય છેઃ માનવજાતિની સેવા કરવી અને મદદરૂપ થવું એ ફરજ છે. ભૂખ્યાંને અન્ન દેવું, નિર્વસ્ત્રને વસ્ત્રદાન કરવું, નિરાશ્રિતને આશ્રય આપવો, દુઃખી વ્યક્તિઓની સેવા કરવી. જેઓ ધનવાન છે તેઓ ગરીબોના ટ્રસ્ટી-સેવક છે.

બાહ્ય ભૂતયજ્ઞ એટલે ભોજન કરતાં પહેલાં થોડુંક અન્ન ભૂમિ પર ગ્રાસરૂપે અર્પણ કરવું, આપણી આસપાસ રહેલા અદશ્ય સૂક્ષ્મ જીવો માટેનો એ ભાગ છે. ભોજન કરતાં વધેલા

આહાર-અન્નને રખડતા માણસો કે પ્રાણીઓ માટે બહાર ખુલ્લી જગ્યામાં યોગ્ય સ્થળે મૂકી દેવો જોઇએ. ભૂતયજ્ઞનો આંતરિક અર્થ એ થાય છે કે આપણા કરતાં નીચલી કક્ષાનાં મનુષ્યલોક અથવા નિમ્નતર પ્રદેશમાં રહેલા જીવો તરફની આપણી ફરજ અદા કરવી. એમણે આપણી જે કાંઇ પણ સેવા કરી હોય તે માટેના તેમના પ્રત્યેના આપણા ઋણનો સ્વીકાર કરવો, તેમના પ્રત્યે કરુણા અને સમભાવ પ્રગટ કરવાં.

આમ, પાંચ મહાન દૈનિક યજ્ઞો મનુષ્યને પોતાની આસપાસના પોતાના વરિષ્ઠો, સમકક્ષો અને પોતાનાથી નિમ્ન સ્તરના જીવો સાથેના સંબંધ વિશે શીખવે છે. આ યજ્ઞો સુસંવાદી સંબંધો સ્થાપિત કરે છે જેના પર પરિવારો અને રાષ્ટ્રોની સુખાકારી તથા સમૃદ્ધિનો આધાર રહેલો છે. આ યજ્ઞો ઇશ્વરીય ચક્ર અનુસાર પૃથ્વી પરના જીવનચક્રને ફરતું રાખે છે અને તેઓ જુદા જુદા લોકની ઉત્ક્રાન્તિમાં સહાયરૂપ નીવડે છે. તે યજ્ઞો પ્રત્યેક વ્યક્તિને શીખવે છે કે તે પોતે એકલવાયો એકમ નથી, એ મહાન સકલ-સમગ્રનો એક અંશમાત્ર છે, એક ભાગ છે, એક અતિવિશાળ શરીરનો એક કોશમાત્ર છે અને તેથી (જો તે બધા મનુષ્યો) સામાન્ય સુખાકારી માટે સહાયભૂત થવા આગળ આવે અને બધાની સામાન્ય પ્રગતિમાં કારણભૂત બને તો જ તેની પોતાની અંગત સુખાકારી અને પ્રગતિ સુરક્ષિત રહે.

* * *

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम्।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम्॥१॥**

૧. અધ્યાપન બ્રહ્મયજ્ઞ છે, તર્પણ પિતૃયજ્ઞ છે, હોમ દૈવયજ્ઞ છે, ભૂતો માટે બલિ આપવો તે ભૂતયજ્ઞ છે અને અતિથિસત્કાર મનુષ્યયજ્ઞ છે. (મનુસ્મૃતિ-૩, ૭૦)

**स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि।**
**दैवे कर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम्॥२॥**

૨. મનુષ્યે હંમેશાં સ્વાધ્યાય-વેદાભ્યાસમાં રત રહેવું જોઇએ, દેવોના કર્મમાં પણ નિત્ય પ્રવૃત્ત રહેવું જોઇએ કારણ કે દૈવકર્મમાં જોડાયેલો વ્યક્તિ આ ચરાચર જગતને ટકાવી રાખે છે. (મનુસ્મૃતિ, ૩, ૮૦-૮૧)

**ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा।**
**आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता॥३॥**

૩. ઋષિઓ, પિતૃઓ, દેવો, ભૂતો અને અતિથિઓ ગૃહસ્થી પુરુષો પાસેથી અપેક્ષાઓ રાખે છે તેથી જે જ્ઞાની હોય તેણે એ સર્વને યોગ્ય કાર્યો કરવાં જોઇએ.

**स्वाध्यायेनार्चयेतर्षीन्  होमैर्देवान्यथाविधि।**
**पितृञ्छ्राद्धेन  नन्नैर्भूतानि  बलिकर्मणा॥४॥**

૪. ગૃહસ્થે નિયમાનુસાર ઋષિઓની વેદાભ્યાસ (સ્વાધ્યાય) વડે, દેવોની હોમહવન વડે, પિતૃઓની શ્રાદ્ધ વડે, મનુષ્યોની અન્ન વડે અને ભૂતોની બલિકર્મ વડે અર્ચના (પૂજા) કરવી જોઇએ.

(મનૃસ્મૃતિ, ૩-૭૫)



## પ્રકરણ-૫



# ॥ ભક્તિ-પૂજા-અર્ચના ॥

બ્રહ્માંડના પરસ્પરાવલંબનરૂપે માણસ પાંચ દૈનિક યજ્ઞો કરે છે તે સાચા અર્થમાં ધાર્મિક મનુષ્યની ઇચ્છાઓને પૂરેપૂરો સંતોષ આપે એવું બનતું નથી. તે બ્રહ્માંડના સ્વામી-અધિપતિ એવા ઇશ્વર સાથે સચેતન સંબંધે જોડાવા ઇચ્છા રાખે છે કારણ કે એનું પોતાનું જીવન પણ એ ઇશ્વરના મહાન અસ્તિ-જીવનનો એક ભાગ જ છે. મનુષ્યની આ આવશ્યકતા પૂજા-અર્ચનાથી સંતુષ્ટ થાય છે. પરબ્રહ્મના અંતિમ સત્યને પામનારા, સર્વ મનુષ્યોના કલ્યાણ માટે હંમેશાં પ્રવૃત્ત રહેનારા વ્યાસને મહાભારત અને બ્રહ્મસૂત્રોની રચના મનુષ્યોના ઉપદેશ માટે કર્યા પછી પણ માનસિક શાન્તિ પ્રાપ્ત ન થઇ ત્યારે તેમને નારદમુનિએ ઇશ્વરનાં ગુણગાન કરવાનું સૂચન કર્યું; અને વ્યાસે ઇશ્વરના મહિમાનું ગાન કરવા માટે વિષ્ણુ-ભાગવત (ભાગવતપુરાણ) ની રચના કરી અને તેના વડે પ્રાપ્ત ન થયેલી શાન્તિ પ્રાપ્ત કરી. (વિષ્ણુ ભાગવત, ૧, ૪, ૫)

ભક્તિ-પૂજા પરમેશ્વર પ્રત્યેના પ્રેમની, તેમના પ્રત્યેના આદરની, એમની સાથે સાયુજ્ય પામવાની અભિલાષાની, એમની સાથે ઐક્ય અનુભવવાની ઇચ્છાની, આત્મા અને પરમાત્માના ઐક્યને અનુભવવા માટેની ઇચ્છાની, આત્મા અને પરમાત્માના ઐક્યને અનુભવવા માટેની ઇચ્છાની અભિવ્યક્તિ છે. પૂજા ગમે તે સ્વરૂપમાં થઇ શકે-એની-પરમેશ્વરની પૂર્ણતાનાં ગુણગાન-પ્રશંસા કરવી તે પોતાની અપૂર્ણતાના ખ્યાલના મૂળમાં રહેલી પ્રાર્થના હોઇ શકે, એના પ્રેમની પ્રાપ્તિ માટે હોઇ શકે, એની શક્તિઓના સ્વીકારના સ્વરૂપની પણ પૂજા હોઇ શકે, ઇશ્વરના

સ્વરૂપનું ધ્યાન એ પણ પૂજા છે, પોતાની સમક્ષ એના પ્રાગટ્યની પ્રબળ ઇચ્છા રાખવી એ પણ પૂજા જ છે. પૂજા કરનાર-આરાધકની પ્રકૃતિ અને તેની ઊર્ધ્વગામિતાની કક્ષા પ્રમાણે પૂજા અનેક સ્વરૂપની હોઇ શકે. પરંતુ ખેડૂત હોય કે તત્ત્વજ્ઞાની હોય, પૂજા બ્રહ્મને પામવાની તેની જિજ્ઞાસા-પ્રબળ ઇચ્છા-ની તે અભિવ્યક્તિ છે. ઊર્મિઓ અને બૌદ્ધિક કક્ષા પ્રમાણે તે અભિવ્યક્તિ ભિન્ન ભિન્ન પ્રકારની હોઇ શકે, પરંતુ એના મૂળમાં રહેલી અભીપ્સા તો (ઇશ્વરને પામવાની) એક જ છે, સમાન છે.

નિર્ગુણ બ્રહ્મતત્ત્વ પૂજા-અર્ચનાનું પાત્ર-વિષય ન બની શકે. પૂજા માટે સગુણ બ્રહ્મ આવશ્યક છે, એનું સગુણ સ્વરૂપ કે આકાર જેના પર મન એકાગ્ર થઇ શકે, જેનાથી ઊર્મિઓ પ્રેરિત થાય, ઉત્તેજિત થાય. સગુણ બ્રહ્મ જેને ઇશ્વર કહીએ છીએ તે ભક્તિ-પૂજાનો વિષય-આરાધ્ય પાત્ર બને છે, એ પરમેશ્વરને સર્વ પ્રાર્થનાઓ કે ગુણગાન-સ્તુતિ-વચનો પહોંચે છે, જેના પર આપણું મનનચિંતન એકાગ્ર થાય છે, એને ઉદ્દેશીને સ્તુતિગાન થાય છે, પ્રાર્થના થાય છે. એનું પૂજન શિવ, વિષ્ણુ, મહાદેવ અથવા નારાયણ, અથવા દુર્ગા, લક્ષ્મી, ગણેશ, ઇન્દ્ર, અગ્નિ, સરસ્વતી અથવા રામાવતાર કે કૃષ્ણાવતાર કે બુદ્ધસ્વરૂપે-કોઇપણ સ્વરૂપમાં થઇ શકે. ગમે તે નામ કે રૂપ હોય પણ છેવટે તો જેનું પૂજન કરીએ છીએ તેને ઇશ્વર જ ગણીએ છીએ.

આનાથી સામાન્યજનોને જે પ્રશ્ન મૂંઝવે છે તેનું નિરાકરણ થઇ જાય છે. શા માટે ક્યારેક શિવ તો ક્યારેક વિષ્ણુને સર્વશક્તિમાન સર્વાધિપતિ કહેવામાં આવે છે, શા માટે એક પુરાણમાં અમુક દેવની તો બીજામાં બીજા દેવની સર્વોચ્ચરૂપે સ્તુતિ કરવામાં આવી હોય છે. આ બધાં જ ઇશ્વરનાં રૂપો છે અને ઇશ્વર તો એક જ છે. આરાધક કે ભક્તિ-પૂજા કરનાર ભક્ત પોતે જે રૂપને સૌથી વધુ ચાહતો હોય તે રૂપમાં ઇશ્વરનું જ પૂજન કરે છે, એનું જ ધ્યાન ધરે છે. એ રૂપની પૂજા કરતો નથી, પણ એ રૂપમાં રહેલા ઇશ્વરની-અધિષ્ઠાતા-પરમેશ્વરની જ આરાધના કરે છે. જેમ પત્ની પતિને ચાહે છે, એણે પહેરેલાં વસ્ત્રોને નહીં, જો કે એ વસ્ત્રો પતિએ પહેરેલાં છે માટે પત્નીને એ પ્રિય હોય એમ બને તેવું જ આ છે. ભક્ત ઇશ્વરના પ્રેમ, સૌન્દર્ય, શક્તિઓનું જ પૂજન કરે છે જે એમનાં દિવ્ય રૂપોમાંના એકમાં પ્રગટ-વ્યક્ત થયેલાં હોય છે. આપણે વામન-વામણા છીએ તેથી આપણે પૂજા કરીએ ત્યારે એ એક મહાન પરમેશ્વરના એક નાના અમથા અંશને ગ્રહણ કરી શકીએ છીએ.

તેથી જ જુદા જુદા ધર્મો વચ્ચેના અને એક જ ધર્મના જુદા જુદા સંપ્રદાયો વચ્ચેના ઝઘડા મૂર્ખાઇભર્યા અને અજ્ઞાનના સૂચક છે. સર્વ લોકો એક જ સમાન ઇશ્વરની આરાધના કરે છે, ભેદ તો કેવળ નામોના છે, આરાધકો-પૂજકોએ આપેલાં જુદાં જુદાં નામોના ભેદ છે. ભક્તિ કે પૂજાનો વિષય ભિન્ન નથી, એ તો એક જ છે.

પૂજા, ભક્તિનું સાદામાં સાદું સામાન્ય સ્વરૂપ છે. તેને માટે ચિત્ર કે મૂર્તિનો ઉપયોગ થાય

છે. મંત્રો-શ્લોકોનું ઉચ્ચારણ કરવામાં આવે છે, ફૂલો અર્પણ કરવામાં-ચડાવવામાં આવે છે, જળનો અભિષેક કરવામાં આવે છે અને આ બધી બાહ્ય ક્રિયાઓમાં-રૂપોમાં ઇશ્વર પ્રત્યેનો હૃદયનો ભાવ-પ્રેમ વ્યક્ત થાય છે, પછીથી ઇશ્વરનાં વિવિધ રૂપોથી પર- આ રીતે આરાધિત થયેલા ઇશ્વરની કક્ષા પ્રાપ્ત કરે છે. ભક્તિના વિષય આરાધ્ય દેવ તરીકે પસંદ કરેલ સ્વરૂપ કેટલીક વાર કુળદેવતા કે કુળદેવીનું હોય છે, કેટલીક વાર ઇષ્ટદેવનું હોય છે, એ સ્વરૂપ ભક્ત કે આરાધકની પોતાની પસંદગીનું હોય છે અથવા એના ગુરુએ તેને સૂચવેલું હોય છે.

ઉપાસના એવો શબ્દ છે કે જેમાં ભક્તિનાં ઘણા સ્વરૂપોનો સમાવેશ થઇ જાય છે. તેમાં સનાતન ધર્મના સર્વ અનુયાયીઓએ કરવી જોઇએ તે દૈનિક સંધ્યા અને ધ્યાનનો સમાવેશ પણ થઇ જાય છે. સંધ્યાનાં બે સ્વરૂપો છેઃ વૈદિક અને તાંત્રિક. બટુકે પોતાની જ્ઞાતિ અને કુળની પરંપરા મુજબ સંધ્યાવંદન કરવું જોઇએ. શાસ્ત્રોક્ત રીતે તાલીમ પામેલા ગુરુ પાસેથી એ સંધ્યા વંદનક્રિયા શીખે છે અને પછી તેણે તેનું પ્રતિદિન આચરણ કરવું જોઇએ. ધ્યાન એની ચોક્કસ કક્ષાએ વિદ્યાર્થી કરતાં પુખ્ત વયની વ્યક્તિએ કરવું જોઇએ.

* * *

**नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरञ्जनम् ।**
**कुतः पुनः शश्वदभद्रमीश्वरे न चार्पितं कर्म यदप्यकारणम् ॥१॥**

૧. જ્ઞાન સર્વોચ્ચ હોય, નિરંજન (નિર્મળ) હોય, સંપૂર્ણ નિઃસ્વાર્થ હોય છતાં તેની સાથે અવ્યય ઇશ્વર પ્રત્યેના ભક્તિભાવથી પ્રેરાયેલું કર્મ ન હોય તો તે પર્યાપ્ત જ નથી. તો પછી જે કર્મ સકામ હોય, ફળની ઇચ્છાથી કર્યું હોય, શુદ્ધ ન હોય અથવા તો કામના વિના કરવામાં આવ્યું હોય તો પણ તે ઇશ્વરને અર્પણ કરવામાં ન આવ્યું હોય તો કલ્યાણકારી શી રીતે નીવડે? (અર્થાત્ જે કર્મ ઇશ્વરને અર્પણ કરવામાં આવે તે જ કલ્યાણકારી છે) (વિષ્ણુભાગવત-૧, ૫, ૧૨)

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥२॥**

૨. જેઓ અક્ષર, અનિર્દેશ્ય (બતાવી ન શકાય તેવા) અવ્યક્ત તત્ત્વની ઉપાસના કરે છે તે સર્વ પ્રાણીઓના કલ્યાણમાં રત રહેનારા મને જ પ્રાપ્ત કરે છે.

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥३॥**

૩. અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા તે મનુષ્યોને વધારે દુઃખ અનુભવવું પડે છે કારણ કે દેહધારણ કરનારાઓ માટે અવ્યક્ત તરફની ગતિ મુશ્કેલી ભરેલી-દુઃખદાયક છે.

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।**
**अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते॥४॥**

૪. જે લોકો મારામાં પરાયણ રહીને મારામાં જ બધાં કર્મોને અર્પણ કરીને અનન્ય યોગ વડે મારું ધ્યાન કરે છે, મારી ઉપાસના કરે છે.

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्।**
**भवामि न चिरात्पार्थ! मय्यावेशितचेतसाम्॥५॥**

૫. તેમનો હું મૃત્યુમય સંસારસાગરમાંથી ઉદ્ધાર કરું છું, મારામાં ચિત્તને એકાગ્ર કરનારા તે ભક્તો માટે હું લાંબો સમય દૂર રહેતો નથી. (તેમની સમીપ રહું છું)

(ભગવદ્‌ગીતા ૧૨, ૩-૭)

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन! तिष्ठति।**
**भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया॥६॥**

૬. હે અર્જુન! ઇશ્વર સર્વે પ્રાણીઓના હૃદયપ્રદેશમાં વસેલા છે. અને તે માયા વડે સર્વ પ્રાણીઓને યંત્રમાં આરૂઢ થયાં હોય તેમ ભ્રમણ કરાવે છે.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥७॥**

૭. હે ભારત! સર્વ ભાવપૂર્વક તું તેને શરણે જા. તેમની કૃપાથી પરમ શાન્તિ અને શાશ્વત સ્થાનને તું પ્રાપ્ત કરી શકશે. (ભગવદ્‌ગીતા ૧૮, ૬૧-૬૨)

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥८॥**

૮. જે ભક્તો જે પ્રમાણે મારા શરણે આવે છે તેમનું તે પ્રમાણે અભિવાદન-સ્વીકાર કરું છું, હે પાર્થ, મનુષ્યો સર્વ પ્રકારે મારા જ માર્ગને અનુસરે છે. (ભગવદ્‌ગીતા, ૪, ૧૧)

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्॥९॥**

૯. જે જે ભક્ત શ્રદ્ધાપૂર્વક જે જે સ્વરૂપની અર્ચના (ભક્તિ-આરાધના) કરવા ઇચ્છે છે તે તે ભક્તની તે અચલ શ્રદ્ધા પ્રમાણે જ તે સ્વરૂપે હું તેને પ્રાપ્ત થાઉં છું, દર્શન આપું છું. (ભગવદ્‌ગીતા-૭-૨૧)

# પ્રકરણ-૬



## ॥ ચતુર્વિધ આશ્રમ ॥

જેમ વ્યક્તિઓની લાક્ષણિકતાઓ હોય છે તેમ રાષ્ટ્રની-દેશની પણ લાક્ષણિકતાઓ હોય છે અને પ્રાચીન કાળના હિન્દુ રાષ્ટ્રની અનેક લાક્ષણિકતાઓમાંની એક હતી વ્યવસ્થા અને સમતુલા. સનાતન ધર્મે લોકોની આ લાક્ષણિકતા નિશ્ચિત કરી હતી અને એ રીતે ગરિમાયુક્ત મનુષ્યને આકારિત કર્યો હતો. આ ગરિમાપૂર્ણ મનુષ્યને ઉપયુક્ત રીતે વિકાસ સધાતો અને તે સુસમતોલ જીવન જીવતો હતો. સનાતન ધર્મનું સાચું-યોગ્ય અનુસરણ કરનાર વ્યક્તિની એટલી બધી સમાન લાક્ષણિકતાઓ હતી કે શ્રીકૃષ્ણે કહ્યું હતુંઃ समत्वम् योग उच्यते। અર્થાત્ સમતા એ જ યોગનું બીજું નામ છે.

વેદોમાં સ્વીકારાયેલ જીવનનો વિશાળ દૃષ્ટિકોણ આ બધી લાક્ષણિકતાઓનો આધાર છે. બધા પદાર્થોનું અસ્તિત્વ આત્માના કલ્યાણ માટે છે અને એના સંકલ્પથી એ સિદ્ધ થાય છે. આત્મા જે અનુભવોમાંથી પસાર થવા માગતો હોય તે અનુભવો મેળવવા પૂરતું જ તેને માટે સાંસારિક પદાર્થોનું અસ્તિત્વ છે. આત્મા સ્થૂળ જગતમાં પોતાની શક્તિઓને પ્રગટ કરવાનો સંકલ્પ કરે છે અને સ્થૂળ પદાર્થોના બાહ્ય જગતનો પ્રાજ્ઞ શાસક બનવાની ઇચ્છા કરે છે, કારણ કે એપોતે અમર્ત્ય આંતરિક સત્તાધીશ-શાસક છે. એ શાશ્વત હોવાથી એને ઉતાવળ

નથી. ક્રમશઃ પ્રત્યેક અનુભવ કેવી રીતે પ્રાપ્ત કરવો એની એને જાણ છે અને આ પ્રમાણે સપ્રમાણ અને સુસંવાદી રીતે પ્રગટ થવું એની જાણમાં છે, સમજમાં છે. આવો ક્રમ ઇશ્વરે સુનિશ્ચિત કરેલો છે. ઇશ્વર પરમાત્મા છે, તેમણે જ આપણા મર્ત્ય જગતમાં આ ક્રમ નિર્ધારેલો છે. બીજ, મૂળ, કૂંપળ, પાંદડા, ફૂલો, ફળ આ બધાં એકબીજાને અનુસરે છે, એક પછી એક પ્રગટ થાય છે તેમાં યોગ્ય ક્રમ રહેલો છે. દરેકને પોતાનું સ્થાન, પોતાનું સૌન્દર્ય એની યોગ્ય ઋતુમાં મળેલું છે. એ જ પ્રમાણે પરમાત્માએ મનુષ્યજીવનના તબક્કાઓ પણ સર્જેલા છેઃ શિશુત્વ, બાળપણ, યુવાની, પુખ્તવય, વૃદ્ધાવસ્થા, આ ક્રમિક શ્રેણીમાંથી મનુષ્ય મુક્ત થઇ શકતો નથી તેમ તેને બદલી શકતો નથી. પણ મનુષ્યમાં રહેલો અપરિપક્વ જીવાત્મા પોતે જેને વશમાં નથી કરી શક્યો તે દ્રવ્યથી આવૃત્ત થઇને જુદી જુદી દિશામાં અનિયત રીતે ફંગોળાયા કરે છે, મન દ્વારા તે દોરવાઇ જાય છે. કામને વશ થાય છે, ઘડીકમાં એક વસ્તુ તરફ તો ઘડીકમાં બીજી વસ્તુ તરફ આકૃષ્ટ થાય છે, તેને મેળવવા મથે છે એટલે દરેક તબક્કે યોગ્ય ઊર્ધ્વગમન અવરોધાય છે. બાળક યુવાન થાય, યુવાન પુખ્ત વયનો મનુષ્ય થાય; પણ વૃદ્ધ મનુષ્ય યુવાનીના આનંદો-વિષયસુખો તરફ પાછો આસક્ત થાય છે. આમ જીવનમાંથી સ્વસ્થતા ઝુંટવાઇ જાય છે, એની યોગ્ય ઉપયોગિતા અડધી નષ્ટ થઇ જાય છે.

આ ભૂલભરેલી આતુરતા અને જીવનની સમતુલાનો અભાવ રોકવા-અટકાવવા માટે મહાન ઋષિમુનિઓએ આર્ય પ્રજાના પ્રાચીનતમ કુળ માટે વ્યક્તિના જન્મથી મૃત્યુ સુધીના જીવનને નિશ્ચિત તબક્કાઓમાં વિભાજિત કરી આપ્યું હતું તથા અનેક જન્મ જન્માન્તર સુધી જીવાત્માના જીવનમાં થતી તેની દીર્ઘ ઊર્ધ્વગતિ-ઉત્ક્રાન્તિને ચોક્કસ તબક્કાઓ દ્વારા સુનિશ્ચિત કરી હતી. પ્રત્યેક વ્યક્તિના જીવનમાં આ તબક્કાઓ ચાર છે, જન્મ અને મૃત્યુ વચ્ચેના જીવન દરમિયાન ઋષિઓએ આ ચાર તબક્કાઓ નક્કી કર્યા હતા તેને ચાર આશ્રમો કહેવામાં આવે છે. આશ્રમ એટલે રહેવા માટેનું સ્થાનઃ અસંખ્ય જન્મ-મરણમાંથી પસાર થતા જીવનમાંના આ તબક્કાઓ છે. તેમને વર્ણો (રંગ) અથવા જાતિ કહેવાય છે.

આપણને અત્યાર પૂરતો આશ્રમો સાથે સંબંધ છે. આગળ કહ્યા પ્રમાણે આ તબક્કાઓ ચાર છેઃ બ્રહ્મચર્ય-વિદ્યાર્થી તરીકેની અવસ્થા; ગાર્હસ્થ્ય-ગૃહસ્થ તરીકેની અવસ્થા; વાનપ્રસ્થ-વન કે અરણ્યમાં નિવાસ કરવાનો તબક્કો અર્થાત્ એકાંતવાસ; સંન્યાસ-સંસાર ત્યાગ કરીને સંન્યાસી તરીકે રહેવાનો, સંન્યસ્ત જીવન ગાળવાનો તબક્કો. (જુઓઃ મનુસ્મૃતિ, ૬-૮૭)

આ આશ્રમોમાંથી એકમાં પણ મનુષ્યે બાકીના ત્રણ આશ્રમો-તબક્કાઓ દરમિયાન કરવાના કર્તવ્યો કરવાનાં રહેતાં નથીઃ બ્રહ્મચારી-વિદ્યાર્થી ગૃહસ્થ ન જ બની શકે, વાનપ્રસ્થી કે

સંન્યાસી ન થઇ શકે, ગૃહસ્થ બ્રહ્મચારી, વાનપ્રસ્થી કે સંન્યાસી ન થઇ શકે; વાનપ્રસ્થીએ ગૃહસ્થે ભોગવવાના ભોગ-વિષયો ભોગવવાના ન હોય; તેમ સંન્યાસી વાનપ્રસ્થી દ્વારા કરવાનાં કર્તવ્યો કે શાંતિ માટેનાં આકર્ષણોની ઇચ્છા ન રાખી શકે. પ્રત્યેક અવસ્થા કે તબક્કામાં વ્યક્તિની પોતાની નિશ્ચિત ફરજો હોય છે અને વ્યક્તિએ એની ખુશીઓ-આનંદો ભોગવવાનાં હોય છે. પ્રત્યેક આશ્રમમાં બજાવવાનાં કર્તવ્યો કરીને અને એમાંથી આનંદ પ્રાપ્ત કરીને જીવાત્મા ક્રમિક પ્રગતિને માર્ગે દોરાય છે. જ્યારે આ આશ્રમોની અવગણના કરવામાં આવે છે ત્યારે જીવાત્માની ઉત્ક્રાન્તિ-એના ક્રમિક વિકાસમાં વિલંબ થાય છે.

હવે આજના જમાનામાં આશ્રમવ્યવસ્થામાં એના એ જ પ્રાચીન નિયમો પ્રમાણે જીવન જીવવાનું શક્ય નથી, કારણ કે પરિસ્થિતિઓ ઘણી બદલાઇ ગઇ છે. પણ જો આપણે પ્રત્યેક આશ્રમ-જીવન તબક્કાની પાયાની ફરજો વિશેનો સ્પષ્ટ ખ્યાલ મેળવી લઇએ તો આપણે આપણા જીવનને વ્યવસ્થિત ક્રમબદ્ધ વિકાસમાં આકારી શકીએ ખરા.

વિદ્યાર્થીનું જીવન ઉપનયનસંસ્કારથી શરૂ થાય છે, એનો એ બીજો જન્મ છે. એ સમયથી બટુકે-વિદ્યાર્થીએ ચોક્કસ પ્રકારના સદ્ગુણો કેળવવા માટે ચોક્કસ પ્રયત્ન કરવો જોઇએ. તેણે ખડતલ થવું જોઇએ અને સાદી ટેવો કેળવવી જોઇએ. આ ગુણો એની કાયાને મજબૂત અને સ્વસ્થ બનાવે છે. વહેલા ઊઠી જવું, સ્નાન કરવું, માપસરનો સાદો આહાર લેવો, વ્યાયામ કરવો, આરામથી બેસી રહેવા કે પ્રમાદ કરવાથી દૂર રહેવું વગેરે સારી ટેવો કેળવીને તે તંદુરસ્તી પ્રાપ્ત કરી શકે. જે વિદ્યાર્થી આ પ્રકારનું જીવન જીવતો હોય તેની સરખામણી મોડે સુધી પથારીમાં સૂઇ રહેનારા, ગાદીતકિયે બેસી રહી આરામ કરનારા વિદ્યાર્થી સાથે કરી જુઓ. એક સતત સાવધ, મજબૂત, કસાયેલ સ્નાયુઓ વાળો, સ્ફૂર્તિલો કાર્યશીલ છે અને તે પુખ્ત વયનો થશે ત્યારે ખડતલ, તંદુરસ્ત અને સ્વસ્થ પુરુષ થશે. બીજો ભારે શરીર વાળો, ઢીલોઢસ, નમાલો અને આળસુ હશે અથવા વધારે પડતો સુકલકડી અને અશક્ત હશે, સહેલાઇથી રોગ અને તકલીફોનો ભોગ બનનારો થશે.

કિશોરાવસ્થામાં વ્યક્તિએ સખત પરિશ્રમ, આજ્ઞાંકિતતા, નમ્રતા અને સેવાભાવીપણાના ગુણો કેળવવા માટે પણ પ્રયત્ન કરવો જોઇએ. યુવાની જિંદગી માટેની તૈયારી કરવાનો સમયગાળો છે, જ્ઞાન મેળવવા માટે પરિશ્રમપૂર્વકનો અભ્યાસ ઉપયોગી પુરુષત્વ કેળવવા માટે ખૂબ જરૂરી છે. આજ્ઞાંકિતતા એટલે પોતાના વડીલોના અનુભવોનો પોતાના વર્તનવ્યવહારના માર્ગદર્શન માટે વિનિયોગ કરવો તે. આ પ્રકારની આજ્ઞાંકિતતા યુવકને પોતાના પ્રારંભિક જીવનની ઘણી મુશ્કેલીઓમાંથી બચાવે છે અને જેને આજ્ઞાનું પાલન કરતાં આવડે છે તે જ પછીથી શાસન

કરવા-આજ્ઞા આપવા-યોગ્ય નીવડે છે. નમ્રતા, વિનય-વિવેક એની પ્રગતિને ઝડપી બનાવે છે કારણ કે નમ્ર, વિનયશીલ વ્યક્તિ સાથે પોતાની પાસે જે કાંઇ અનુભવ હોય તે વહેંચવા સૌ તત્પર રહે છે. કુટુંબના મર્યાદિત વર્તુળમાં, શાળામાં વિદ્યાર્થીનું સેવાભાવીપણું-પ્રત્યેકને મદદ કરવા તત્પર રહેવું-એવો ગુણ છે કે ભવિષ્યમાં માનવજાતની સેવા કરવાનો સ્વભાવ કેળવે છે. સેવાભાવી વ્યક્તિ માનવજાતિની સેવામાં તત્પર રહે છે.

વિદ્યાર્થીએ પોતાના વિચાર અને કાર્ય-વર્તન-વ્યવહારમાં પવિત્ર રહેવું જોઇએ, મન-શરીરથી બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. તેણે પોતાના વિચારો પર સંયમ-કાબૂ કેળવવો જોઇએ, કારણ કે જે કિશોર ખરાબ-મેલા વિચારો કરતો નથી તે ખરાબ-દુષ્ટ કાર્યો પણ કરતો નથી. તેણે વિજાતીય સંબંધ વિશે વિચારવું જોઇએ નહીં, તેમ દિવાસ્વપ્ન પણ જોવું જોઇએ નહીં. જેના વિચારો અને જેની કાયા પવિત્ર હશે તે ગૃહસ્થજીવનમાં નિષ્કલંકિત રીતે પ્રવેશી શકશે. વિદ્યાર્થીને તેથી જ 'બ્રહ્મચારી' એવું નામ આપ્યું છે, જેનો અર્થ આજે કેવળ 'અપરિણિત' એવો મર્યાદિત બની ગયો છે. અકાળે વૃદ્ધત્વ, નબળાઇ, રોગ, કુળહ્રાસ વગેરે વિદ્યાર્થી અવસ્થામાં લગ્નને પરિણામે સર્જાય છે અને તે પ્રાચીન નિયમોની વિરુદ્ધ છે.

ગૃહસ્થાશ્રમમાં લગ્નથી પ્રવેશ થાય છે, જ્યારે યુવકે પોતાનો અભ્યાસ-કોલેજની કારકિર્દી પૂર્ણ કરી શોય છે અને જ્યારે તે ગૃહસ્થ તરીકેની ફરજો અને ઉત્તરદાયિત્વો સ્વીકારવા સજ્જ થયેલો હોય છે. બધા આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ સૌથી વધુ મહત્ત્વનો છે કારણ કે તે બાકીના બધા આશ્રમોનો આધાર છે. (મનુસ્મૃતિ-૩, ૭૭ અને ૮૯, ૯૦) પરિવારનું તેમજ રાષ્ટ્રનું હિત-કલ્યાણ ગૃહસ્થ પર આધારિત છે. આ બંનેની સુખાકારી અને સમૃદ્ધિ ગૃહસ્થના હાથમાં છે. એક સારો પતિ, એક સારો પિતા, એક સારો માલિક, એક સારો નાગરિક મનુષ્યોમાં સૌથી વધારે ઉમદા-ઉદાત્ત-ઉત્તમ છે. ગૃહસ્થનું ઘર નિઃસ્વાર્થતા, સમભાવ, મૃદુતા, સાલસતા, પવિત્રતા, સહાયકારિતા, ડહાપણ (દૂરંદેશિતા), પરિશ્રમ, યોગ્ય નિર્ણાયકતા અને ઉદારતાના ગુણો શીખવનારી શાળા છે. ગૃહસ્થના પોતાના ઘર, રાજ્ય અને વર્તુળમાં જે ગુણો એને સદ્ગૃહસ્થ બનાવે છે તે જ ગુણો જ્યારે સંન્યાસી કે મહાત્મા સર્વસામાન્ય જનતા આગળ આવે છે ત્યારે તે સંન્યાસી-મહાત્મામાં પ્રગટ થાય છે. એ જ ગુણો એને સંત સિદ્ધ કરે છે. ગૃહસ્થના આદર્શમાં આવેલ અવનતિ કે હીણપતને કારણે આધુનિક જીવન ક્ષુદ્ર અને અધમ બની ગયું છે. કાચી વયે ગૃહસ્થજીવનમાં પ્રવેશ કરવાને કારણે ગૃહસ્થ અને વિદ્યાર્થી (બ્રહ્મચારી?)નાં કર્તવ્યો ભેળસેળ થઇ ગયાં છે. કારણ કે આજકાલ વિદ્યાર્થી અવસ્થામાં લગ્નનું અનિષ્ટ પ્રવર્તે છે. પરિણામે પ્રાચીન કાળમાં ગૃહસ્થજીવનની જે ગંભીરતા અને ગરિમા હતી તે હવેના ગૃહસ્થના જીવનમાં રહી નથી. પાક્યા વિનાનું કાચું ફળ તોડીને ખાવાથી

ખાનારને ફળની મીઠાશનો અનુભવ થતો નથી.

કેટલાક ઉચ્ચ કુળમાં જન્મેલા અવિચારી બ્રાહ્મણ યુવકો યોગ્ય સમય થયા પહેલાં ગૃહત્યાગ કરીને અરણ્યમાં સંન્યાસીનું જીવન જીવવા પહોંચ્યા. ઇન્દ્રને તેમના પર કરુણા ઉપજી અને સોનેરી પક્ષીનું રૂપ લઇને તેમણે આ યુવકોને ઉપદેશ આપ્યો, ''ગૃહસ્થજીવનનું યાપન કરો. તે જ સદ્‌ગુણોને કેળવવા માટેનું ક્ષેત્ર છે. તે પવિત્ર છે. દેવોની ભક્તિ, અધ્યયન, કુટુંબ-પરિવારનું ભરણપોષણ કરીને પિતૃઓનું ઋણ અદા કરવું અને આપણને ઉછેરવામાં આવ્યા છે અને આપણને સહાય કરવામાં આવી છે તેથી નવા જીવોને સહાયરૂપ થવું એ જ સૌથી વધારે કઠોર તપ છે. ગૃહસ્થજીવનના કર્તવ્યોનો ભારે બોજ તમે ઉઠાવો. જેઓ પોતાના કર્મથી દૂર ભાગે છે તેઓ પાપભાગી થાય છે. જરૂરિયાતમંદને સહાય કર્યા પછી અવશિષ્ટ (બાકી) રહેલાનો ઉપભોગ કરવો એ જ યજ્ઞના અવશિષ્ટાન્નના ઉપભોગ બરાબર છે.'' (મહાભારત, શાન્તિપર્વ-૧૧)

જ્યારે ગૃહસ્થ જુએ કે એના પુત્રો એની પોતાની ફરજોનો પૂરેપૂરો ભાર ઉઠાવવા યોગ્ય બન્યા છે જ્યારે ઉંમરની અસર વરતાવા લાગે અને જ્યારે એનાં બાળકોના બાળકો (પૌત્રો-પૌત્રીઓ) એની આસપાસ રમતાં થાય ત્યારે એણે અને એની પત્નીએ ગૃહસ્થજીવન-ઘરનું અધ્યક્ષપણું સોંપી દેવાનો તથા સક્રિય જીવનમાંથી-દુન્યવી પરિશ્રમમાંથી નિવૃત્ત થવાનો સમય આવી ગયો છે એમ સમજવું. શાંત અને એકાંતમય જીવન, અધ્યયન, અન્યોનું ભલું કરવા માટે પોતે ભોગ આપવાની પ્રવૃત્તિ, યુવાનોને થોડાંક સલાહસૂચન કરવાં-આ પ્રકારની પ્રવૃત્તિઓ તે આપણા આધુનિક જીવનમાં વાનપ્રસ્થ-ત્રીજો આશ્રમ હોવો જોઇએ.

અંતે વૃદ્ધ વયમાં મનુષ્ય ખરેખર ચોથા આશ્રમમાં પ્રવેશ કરે છે. સંન્યાસ-સંન્યસ્તાશ્રમ. પોતાના જીવનના અંતિમ સમયગાળાને એણે ધ્યાનભક્તિમાં વિતાવવો જોઇએ, મૃત્યુ આવે ત્યાં સુધી ઇશ્વરપરાયણ રહેવું જોઇએ. મૃત્યુ પછી પરલોકમાં તે પૃથ્વીલોકમાં કરેલાં કર્મનાં ફળ ભોગવે છે, પૃથ્વી પર વિતાવેલા સત્‌-જીવનનું ફળ પ્રાપ્ત કરે છે અને પછી આગળ ઊર્ધ્વગમન કરે છે.

* * *

**ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थी यतिस्तथा।**
**एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥१॥**

૧. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થી અને યતિ આ ચાર ગૃહસ્થના જુદા જુદા આશ્રમો છે. (મનુસ્મૃતિ-૬-૩૭)

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम्।**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत्॥२॥**

૨. ત્રણ કે બે કે એક વેદનું યથાક્રમ અધ્યયન કરીને બ્રહ્મચર્યનો ભંગ કર્યા વિના તેણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો જોઇએ.

**गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः।**
**अपत्यस्य तथापत्यं तदारण्यं समाश्रयेत्॥३॥**

૩. પણ ગૃહસ્થ જ્યારે પોતાના વાળ શ્વેત થયેલા જુએ અને સંતાનના સંતાનનું દર્શન કરે ત્યારે તેણે અરણ્યનો આશ્રય લેવો જોઇએ.

**वनेषु तु विहृत्यैवं तृतीयं भागमायुषः।**
**चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान् परिव्रजेत्॥४॥**

૪. આ પ્રમાણે આયુષ્યનો ત્રીજો ભાગ અરણ્યોમાં વિહાર કરીને આયુષ્યના ચતુર્થ ભાગમાં તેણે આસક્તિઓનો-વિષયોનો ત્યાગ કરીને સંન્યાસી બનવું જોઇએ.

(મનુસ્મૃતિ-૩-૨ અને ૬, ૨-૩૩)

**अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा प्रजाम्।**
**अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन् व्रजत्यधः॥५॥**

૫. દ્વિજ વર્ણની વ્યક્તિ વેદોનું અધ્યયન કર્યા વિના, તેમજ સંતાનોને જન્મ આપ્યા વિના, યજ્ઞો કર્યા વિના મોક્ષની ઇચ્છા કરે તો તે અધોગતિ પામે છે. (મનુસ્મૃતિ-૬-૩૭)

**अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम्।**
**अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत्॥६॥**

૬. વધારે પડતું ભોજન અનારોગ્યપ્રદ છે, આયુષ્યને હણે છે, એનાથી સ્વર્ગપ્રાપ્તિ થતી નથી, તે પુણ્યકારી નથી અને લોકોના વિદ્વેષનું પાત્ર બને છે તેથી અતિભોજનનો ત્યાગ કરવો જોઇએ.

**नोदिते गुरुणा नित्यमप्रणोदित एव वा।**
**कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च॥७॥**

૭. ગુરુના માર્ગદર્શન સહિત કે માર્ગદર્શન વિના બ્રહ્મચારીએ અધ્યયનનો પ્રયત્ન કરવો જોઇએ અને આચાર્ય-ગુરુની સેવા કરવી જોઇએ.

**वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसांस्त्रियः।**
**शुक्तानि चैव सर्वाणि प्राणीनां चैव हिंसनम् ॥८॥**

૮. બ્રહ્મચારીએ મદિરા, માંસ, સુગંધી દ્રવ્યો, માળાઓ, સ્વાદિષ્ટ ચટાકેદાર ભોજન, સ્ત્રીઓ, ખટાશયુક્ત સર્વ દ્રવ્યો અને પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરવો જોઇએ.

**कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम्।**
**द्यूतं च जनवादं च परिवादं तथानृतम् ॥९॥**

૯. કામ, ક્રોધ, લોભ, નૃત્ય, ગીત, વાદનકળા, જુગાર, કૂથલી, નિંદા અને અસત્યનો વિદ્યાર્થી (બ્રહ્મચારી) એ પરિત્યાગ કરવો જોઇએ.

**एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत् क्वचित्।**
**कामाद्धिस्कन्दयन्‌रेतोहिनस्तिव्रतमात्मनः ॥१०॥**

૧૦. હંમેશાં એકલા શયન કરવું જોઇએ પોતાના વીર્યનો વ્યય ન કરવો જોઇએ કારણ કે જે કામને કારણે વીર્યસ્રાવ કરે છે તે પોતાના વ્રતને હાનિ પહોંચાડે છે (તેનો વ્રતભંગ થાય છે) (મનૃસ્મૃતિ, ૨-૧૯૧, ૧૭૭-૧૮૦)

**यथा वायुं समाश्रित्य सर्वे जीवन्ति जन्तवः।**
**तथा गृहस्थमाश्रित्य वर्तन्त इतराश्रमाः ॥११॥**

૧૧. જેમ સર્વ પ્રાણીઓ વાયુનો આશ્રય કરીને જીવે છે તેમ અન્ય આશ્રમો ગૃહસ્થાશ્રમને આશ્રિત રહીને ટકે છે.

**सर्वेषामपि चैतेषां वेदश्रुतिविधानतः।**
**गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान् बिभर्ति हि ॥१२॥**

૧૨. આ સર્વ આશ્રમોમાં વેદસાહિત્યમાં કહ્યા મુજબ ગૃહસ્થ શ્રેષ્ઠ કહેવાય છે. કારણ કે તે બાકીના ત્રણ આશ્રમોનો આધાર છે.

**यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थितिम्।**
**तथैवाश्रमिणाः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥१३॥**

૧૩. જેમ બધી નદીઓ અને મહાનદીઓ સમુદ્રમાં જઇને મળે છે તેમ બધા આશ્રમો ગૃહસ્થાશ્રમમાં આશ્રિત થઇને રહે છે. (મનુસ્મૃતિ-૩, ૭૯, ૮૯-૯૦)

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।**
**स संन्यासी स योगी च न निरग्निर्न चाक्रियः ॥१४॥**

૧૪. કર્મફળનો આશ્રય કર્યા વિના જે મનુષ્ય કર્તવ્યરૂપ કર્મ કરે છે તે જ સંન્યાસી છે, તે જ યોગી છે. જે અગ્નિની આરાધના કરતો ન હોય કે કર્મ કરતો ન હોય તે સંન્યાસી કે યોગી નથી.

(ભગવદ્‌ગીતા ૬-૧)





## || ચતુર્વિધ વર્ણ ||

જેમનો ઉલ્લેખ આગળ ઉપર થઇ ચૂક્યો છે એવા જીવાત્માના અનેક જન્મોની યાત્રા દરમિયાન ચાર વિશિષ્ટ રીતે વિભાજિત કરાયેલા તબક્કાઓ જેમને વર્ણો કહેવામાં આવે છે (વર્ણ = રંગ) તે આવે છે. મનુએ પ્રતિષ્ઠિત કરેલી સમાજવ્યવસ્થામાં આ ચાર વિશેષ સામાજિક વર્ગો-જાતિઓ કે વર્ણો કહેવાય છે.

આ તબક્કાઓ સર્વદેશીય (સાર્વત્રિક) છે, બધા જ જીવાત્મા એમાંથી પસાર થાય છે. સનાતન ધર્મની લાક્ષણિકતા એ છે કે તેણે આ વર્ણોને પોતાના સામાજિક વ્યવસ્થાતંત્રના માળખારૂપ બનાવ્યા છે. (વર્ણો સનાતનધર્મનું સામાજિક માળખું છે)

પ્રાચીન કાળમાં બાહ્ય જાતિમાળખા આ વર્ણવ્યવસ્થાને અનુસરતા હતાઃ જીવાત્માનો જન્મ જે તે વર્ણમાં થતાં સમગ્ર સમાજ સંતુષ્ટ અને પ્રગતિશીલ રહ્યો હતો. પણ આજના યુગમાં અર્જુને કુરુક્ષેત્રના મેદાન પર પોતાના નિર્વેદમાં જેની આગાહી કરી હતી તે વર્ણસંકર, વર્ણોની ભેળસેળ આર્યાવર્તમાં થવા લાગી છે, સમગ્ર દ્વીપકલ્પ પર વર્ણસંકરતાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. જીવાત્માઓ અન્ય વર્ણનાં શરીર ધારણ કરી જન્મ લે છે. તેથી પ્રાચીન યુગમાં સુસંવાદિતામાંથી જે સંતોષ અને પ્રગતિ ચોક્કસપણે સર્જાતાં હતાં તેને બદલે અવ્યવસ્થા, અરાજક્તા અને સ્થગિતતા હાલના સમયમાં પ્રવર્તે છે, કારણ કે અત્યારે વર્ણોમાં વિસંવાદિતા

જન્મી છે. પરિસ્થિતિમાં સુધારો કઇ રીતે થઇ શકે તે માણસો માટે ચર્ચાવિચારણાનો પ્રશ્ન બની ગયો છે. બિનઅનુભવી કિશોરો માટે એ સમસ્યા નથી. આપણે તો અહીં જ્ઞાતિ-જાતિ કે વર્ણનો અર્થ શો છે તે સમજવાની જ માત્ર જરૂર છે.

આપણે જોયું તેમ વર્ણો ચાર છે.

પહેલો તબક્કો એ છે કે જેમાં જીવાત્માની શિશુત્વ, બાળપણ અને યુવાવસ્થાનો સમાવેશ થાય છે. તેનામાં યુવકના ગુણોનો વિકાસ થાય છે. તે આજ્ઞાકારિતા, સેવાભાવીપણું, ધીરજ વગેરે ગુણો કેળવે છે, તેની જવાબદારીઓ બહુ ઓછી છે, એની ફરજો એક જ શબ્દમાં સમાઇ જાય છેઃ સેવા કરવી. જ્યાં વર્ણવિષયક ગૂંચવાડો નથી એવા આ યુવાન જીવાત્માઓ સમાજના નીચલા સ્તરમાં જન્મેલા હોય છે. તેઓ કામદારો, કારીગરો, સેવકો પ્રત્યેક પ્રકારનો શારીરિક શ્રમ કરનારા માણસો છે. સનાતનધર્મની સામાજિક તંત્રવ્યવસ્થામાં આવા માણસો (જીવાત્માઓ) શૂદ્ર વર્ણમાં જન્મેલા ગણાતા હતા. અત્યારે જાતિવ્યવસ્થાના ગૂંચવાડાના સમયમાં આવા યુવાન જીવાત્માઓ ભારતમાં શૂદ્ર વર્ણમાં જન્મ્યા હોય કે એવા કોઇબીજા વર્ણમાં જન્મ્યા હોય તેઓ સુખી, સંતોષી અને ઉપયોગી જીવન ગુજારે છે; પરંતુ હાલ જે વારંવાર બની રહ્યું છે તેમ તેઓ ઉચ્ચ વર્ણમાં કે જાતિમાં જન્મ્યા હોય તો તેઓ ઉચ્ચતર કક્ષાની ફરજો બજાવી શકતા નથી, તે માટેની તેમનામાં ક્ષમતા નથી. તેઓ પોતાની આજુબાજુના વાતાવરણ-માહોલને ઘણી ક્ષતિ-હાનિ પહોંચાડે છે. તેઓ વધારે મોટી જવાબદારીનો ભાર ખમી શકતા નથી. એ જ પ્રમાણે પહેલાંના (ઉચ્ચ વર્ણના) જીવાત્માઓ નિમ્ન વર્ણમાં જન્મે અને પોતાના પર્યાવરણમાં અનુકૂલન ન સાધી શકે ત્યારે ધૂંધવાયા કરે છે, અસંતુષ્ટ રહે છે અને વિરોધી પ્રતિક્રિયા પ્રસ્તુત કરે છે (બળવો કરે છે) જો કે ખરેખર આગળ વધી ચૂકેલો જીવાત્મા તો કોઇપણ શરીરમાં સંતુષ્ટ રહે છે, પણ વચલી કક્ષાના સામાન્ય જીવાત્માઓ બહુ સ્વાભાવિક રીતે અને અનિવાર્યપણે પ્રતિકૂળ માહોલ સામે પ્રતિકાર કરે છે, સંઘર્ષ કરે છે અને તેમની આવી બેચેનીનો ઉપયોગ ઇશ્વર ઉત્ક્રાન્તિ સાધવા માટે કરે છે, યોગ્ય, જરૂરી પરિવર્તનો આણવા માટે કરે છે.

બીજો તબક્કો જીવાત્માના પૌરુષનો અડધો અડધ ભાગ આવરી લે છે, આ સમયગાળામાં તે સંપત્તિની કમાણી કરવા યોગ્ય બન્યો હોય છે, એનો ઉપભોગ-ઉપયોગ કરવા લાયક બન્યો હોય છે, પરિશ્રમનું આયોજન અને યોગ્ય માર્ગદર્શન કરવાની ક્ષમતાવાળો હોય છે, મોટી જવાબદારીઓ નિભાવી શકે છે, સાચી રીતે એકત્ર કરેલાં પોતાની સાધનસંપત્તિનું યોગ્ય વ્યવસ્થાપન પણ કરી શકે છે. આમાં વેપારવાણિજ્ય કરનારા વર્ગનો સમાવેશ થાય છે. મોટા મોટા વેપારીઓ, ઉદ્યોગપતિઓ, મૂડીપતિઓ, બેન્કના કર્મચારીઓ, મોટી ઔદ્યોગિક

સંસ્થાઓના મેનેજરો-વ્યવસ્થાપકો વગેરેનો આ વર્ણ-વર્ગમાં સમાવેશ થાય છે. સનાતન ધર્મની સમાજવ્યવસ્થામાં આવા જીવાત્માઓ વૈશ્ય વર્ણમાં જન્મેલા ગણાય છે. તેમને લોકોના હિત અને સામાન્ય સમૃદ્ધિનું લક્ષ્ય સિદ્ધ કરવા માટે કેળવવામાં આવે છે. માત્ર પોતાની વૈયક્તિક સંપત્તિ વધારવાને બદલે સમાજની સામાન્ય સમૃદ્ધિ માટે તેમને ક્રમશઃ પ્રવૃત્તિ કરવાની તાલીમ આપવામાં આવે છે.

ત્રીજો તબક્કો જીવાત્માના પુરુષત્વના ઉત્તરાર્ધનો છે. એની જવાબદારીઓ અને શક્તિઓ વ્યાપક બને છે અને તેમાં રાષ્ટ્રનો પણ સમાવેશ થાય છે. તે વહીવટ કરે છે, શાસન કરે છે, રાષ્ટ્રને માટે નિઃસ્વાર્થભાવે કાર્ય કરે છે, પોતાની સત્તા-શક્તિનો ઉપયોગ રાષ્ટ્ર અને પ્રજાનું રક્ષણ કરવા માટે નિયમોનું પાલન કરાવવા માટે કરે છે. માત્ર પોતાની વૈયક્તિક સંપત્તિ વધારવાનું એનું લક્ષ્ય હોતું નથી, હોવું જોઇએ નહીં. આ વર્ગમાં રાજાઓ, ન્યાયાધીશો, વહીવટકર્તાઓ, કાયદા ઘડનારાઓ, યોદ્ધાઓ-સર્વનો સમાવેશ થઇ જાય છે. રાષ્ટ્રમાં જે કોઇ શાસન કરે અને વ્યવસ્થા જાળવે તે અધિકારીઓ આ વર્ગમાં આવે છે. સનાતન ધર્મે પ્રબોધેલી સમાજવ્યવસ્થામાં આવા પરિપક્વ જીવાત્માઓ ક્ષત્રિય વર્ણમાં જન્મેલા હતા. તેઓ રાજપદ અને રાષ્ટ્રના સંરક્ષણ માટે યુદ્ધ કરવાની જવાબદારી સંભાળતા હતા.

ચોથા તબક્કામાં-વર્ગમાં જીવાત્માની પ્રૌઢ-શાંત વયનો સમાવેશ થાય છે. આ સમયે દુન્યવી વિષયોએ પોતાનું આકર્ષણ ગુમાવી દીધું હોય છે, વ્યક્તિ પોતાનાથી નાની વયના યુવાનો માટે સલાહકાર, મિત્ર અને સહાયકની ભૂમિકા નિભાવે છે. આ વર્ગમાં સંતમહાત્માઓ, સલાહકારો, દરેક પ્રકારના શિક્ષકો-લેખકો, વૈજ્ઞાનિકો, કવિઓ, તત્ત્વજ્ઞાનીઓ-ઇત્યાદિનો સમાવેશ થાય છે. સનાતનધર્મના સામાજિક વ્યવસ્થાતંત્ર-માળખામાં આ જીવાત્માઓનો જન્મ બ્રાહ્મણ વર્ણમાં થયેલો ગણાતો હતો. વિશેષ આગળ વધેલા નિઃસ્વાર્થ વ્યક્તિઓ જેઓ પાસે આપવા લાયક ઘણુંબધું હતું અને જેઓ અલ્પ પ્રમાણમાં પોતે ગ્રહણ કરતા હતા. ભારતમાં થયેલ વર્ણસંકરતાએ આ વર્ણ પર ભારે આઘાત કર્યો છે કારણ કે ઉચ્ચતર કક્ષાની વ્યક્તિની હીનતા નીચલા સ્તરની વ્યક્તિની હીનતા કરતાં વધારે ખરાબ છે. બ્રાહ્મણના દેહમાં શૂદ્ર જીવાત્મા સનાતન ધર્મ માટેનું સૌથી મોટામાં મોટું ભયસ્થાન છે.

એક વર્ણની વ્યક્તિઓ અન્ય વર્ણોની વ્યક્તિઓનાં કાર્યો કરવા માંડે તો તેમાંથી ઘણું અનિષ્ટ થાય છે. પોતાના વર્ણમાં એણે અદા કરવાની ફરજો કરતાં તે વ્યક્તિ પોતે વર્ણાનુસાર વધારે અધિકારોની અપેક્ષા રાખે ત્યારે પણ સામાજિક અનિષ્ટ થાય છે. બ્રાહ્મણો અને ક્ષત્રિયોએ પોતાના વિશેષાધિકારો માટે આગ્રહ રાખ્યો છે અને પોતાના વર્ણને કારણે તેમના પર રહેલી મોટી જવાબદારીઓ-ઉત્તરદાયિત્વ તરફથી મોં ફેરવી લીધું છે, એ ફરજો પ્રત્યે ઉપેક્ષા દાખવી

છે. સ્વાભાવિક રીતે આ પ્રકારના વલણથી સમાજમાં વિરોધ ઉત્પન્ન થાય, થયો છે અને પારસ્પરિક સેવા અને સદ્‌ભાવનું સ્થાન દુશ્મનાવટે લીધું છે. પરિણામે આજે વર્ણવ્યવસ્થા સમાજના માળખામાં સ્વસ્થ ક્રમ કે વ્યવસ્થા જાળવવાને બદલે સામાજિક કટુતાનું મૂળ બની ગઇ છે.

પ્રત્યેક કિશોર તંદુરસ્ત અને સુખમય સ્થિતિનું સર્જન કરવા માટે ઓછામાં ઓછું આટલું કરી શકેઃ તેણે પોતાના વર્ણને અનુરૂપ સદ્‌ગુણો કેળવવાનો અને અમલમાં મૂકવાનો ખંતપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. અભિમાન, દંભ, વિશેષાધિકારો ઝૂંટવી લેવા વગેરેથી બચવું જોઇએ. શૂદ્ર એના ઉદ્યમ (પરિશ્રમ), વફાદારી અને સેવાપરાયણતાથી ઓળખાય; વૈશ્ય પોતાની લગન, નિર્ણયશક્તિ અને ઉદારતા (દાનશીલતા)થી ઓળખાય; ક્ષત્રિય પોતાની બહાદુરી, ઉદારતા અને જોશથી નોંધપાત્ર બને અને બ્રાહ્મણ પોતાના ધૈર્ય, શુદ્ધિ, પવિત્રતા, વિદ્વત્તા, સત્યપ્રિયતા અને આત્મભોગની ભાવનાથી વિશેષ ધ્યાનપાત્ર બને. કદાચ એમ પણ બને કે વર્ણો પોતાના ધર્મોનું આચરણ કરે તો વર્ણસંકરતા ધીમે ધીમે દૂર થઇ જાય.

* * *

**ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः।**
**ऊरू तदस्य यद्वैश्यः पदभ्यां शूद्रो अजायत॥१॥**

૧. બ્રાહ્મણ તે પુરુષનું મુખ હતું, ક્ષત્રિય એના બે બાહુઓમાંથી સર્જાયો, વૈશ્ય તે પુરુષનાં બે સાથળોમાંથી જન્મ્યો અને શૂદ્ર તેનાં બે ચરણમાંથી જન્મ્યો.

(ઋગ્વેદ, ૧૦, ૯૦, ૧૨)

**सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः।**
**मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत्॥२॥**

૨. તે મહાતેજસ્વીએ આ સમગ્ર સૃષ્ટિના રક્ષણ માટે એના મુખ, બાહુ, સાથળ અને ચરણમાંથી જન્મેલા મનુષ્યોને પૃથક્ પૃથક્ કર્મોની સોંપણી કરી.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत्॥३॥**

૩. બ્રાહ્મણોને માટે અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન અને દાનપ્રતિગ્રહણનાં કાર્યો નિશ્ચિત કર્યાં.

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च।**
**विषयेष्वप्रसक्तिं च क्षत्रियस्य समादिशत्॥४॥**

૪. ક્ષત્રિયને પ્રજાનું રક્ષણ, દાન, યજ્ઞયાગાદિક કરવા, અધ્યયન અને વિષયોમાં અનાસક્તિ કેળવવાનાં કાર્ય સોંપવામાં આવ્યાં.

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च॥५॥**

૫. વૈશ્યને પશુઓની સાચવણી, દાન, યજ્ઞયાગાદિ, વેદોનું અધ્યયન, વેપાર-વાણિજ્ય, નાણાની ધીરધાર તથા કૃષિવિષયક કર્તવ્યો સોંપવામાં આવ્યાં.

**एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत्।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया॥६॥**

૬. ઇશ્વરે શૂદ્રને માટે એક જ કર્મની આજ્ઞા કરી અસૂયા (દ્વેષ કે વિરોધ) વિના આ ત્રણેય વર્ણોની સેવા કરવી. (મનુસ્મૃતિ, ૮૭-૯૧)

**यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णभिव्यञ्जकम्।**
**यदन्यत्रापि दृश्येत तत् तेनैव विनिर्दिशेत्॥७॥**

૭. જે મનુષ્યનું જે વર્ણસૂચક લક્ષણ કહેવામાં આવ્યું તે લક્ષણ અન્યત્ર (બીજે) પણ જોવામાં આવે તો તે વ્યક્તિને તે વર્ણની વ્યક્તિરૂપે ઓળખવો (જન્મથી નહીં) (અર્થાત્ કર્મ પરથી વર્ણ નિશ્ચિત થાય, જન્મથી નહીં) (વિષ્ણુભાગવત-૭, ૯, ૩૫)

**न योनिर्नापि संस्कारो न श्रुतं न च सन्ततिः।**
**कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणाम्॥८॥**

૮. જન્મ, સંસ્કાર, જ્ઞાન કે વેદોનો અભ્યાસ કે પૂર્વજ દ્વિજત્વનાં કારણો નથી, માત્ર વર્તન-વ્યવહાર-કર્મ જ દ્વિજત્વનું કારણ છે. (અર્થાત્ દ્વિજ જન્મથી નહીં તેના કર્મથી ઓળખાય છે) (મહાભારત, વનપર્વ, ૩૧૩, ૧૦૮)

**सत्यं दानं क्षमा शीलमानृशंस्यं तपो घृणा।**
**दृश्यते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः॥९॥**

૯. હે નાગરાજ, જેનામાં સત્ય, દાન, ક્ષમા, શીલ, વિનમ્રતા, તપ, સંયમ, સાદાઇ વગેરે ગુણોના દર્શન થાય છે તે જ બ્રાહ્મણ કહેવાય છે.

**शूद्रे तु यद्भवेल्लक्ष्मं द्विजे तच्च न विद्यते।**
**नैव शूद्रोभवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः॥१०॥**

૧૦. જો શૂદ્રમાં આ ગુણલક્ષણો જોવા મળે અને બ્રાહ્મણમાં જોવા ન મળે તો આ ગુણલક્ષણોવાળો શૂદ્ર નથી અને આ ગુણલક્ષણો વિનાનો તે બ્રાહ્મણ નથી.

**यत्रैतल्लक्ष्यते सर्वं वृत्तं स ब्राह्मणः स्मृतः।**
**यत्र नैतद्भवेत् सर्वं तं शूद्रमिति निर्दिशेत्॥११॥**

૧૧. જે વ્યક્તિમાં આ સર્વ પ્રકારનાં વર્તનવ્યવહાર લક્ષિત થાય છે તે બ્રાહ્મણ કહેવાય છે અને જેનામાં આ ગુણો નથી તે શૂદ્ર ગણાય છે.

(મહાભારત, વનપર્વ, ૧૮૦, ૨૧, ૨૫-૨૬)

**आचारहीनं न पुनन्ति वेदा यद्यप्यधीताः सह षड्भिरङ्गैः।**
**छन्दांस्येनं मृत्युकाले त्यजन्ति नीडं शकुन्ता इव जातपक्षाः॥१२॥**

૧૨. આચાર વિનાના મનુષ્યને ષડંગસહિત વેદોનું અધ્યયન પણ પવિત્ર કરી શકતું નથી. એવા મનુષ્યનો પાંખ ફૂટેલી હોય તેવાં પક્ષીઓની જેમ વેદો મૃત્યુ સમયે ત્યાગ કરે છે.

**आचारहीनस्य तु ब्राह्मणस्य वेदा षडङ्गास्त्वखिलाः सयज्ञाः।**
**कां प्रीतिमुत्पादवितुं समर्था अन्धस्य दारा इव दर्शनीयाः॥१३॥**

૧૩. આચારવિહોણા બ્રાહ્મણને માટે ષડંગસહિતના અને યજ્ઞો સહિતના સર્વ વેદો કેવી પ્રસન્નતા ઉત્પન્ન કરી શકવાના હતા? જેમ આંધળા મનુષ્યને સુંદર પત્ની પ્રસન્ન કરી શકતી નથી તેમ આચારહીન બ્રાહ્મણને વેદો પ્રસન્ન કરી શકતા નથી.

(વસિષ્ઠસ્મૃતિ, ૬, ૩-૪)



# પ્રકરણ-૧



## ॥ નીતિશાસ્ત્ર એટલે શું? ॥

વિજ્ઞાન જ્ઞાનનું નિશ્ચિતપણે વ્યવસ્થિત ગોઠવાયેલું માળખું છે ,જેમાં તથ્યો પરસ્પર સંકળાયેલા હોય છે. તથ્યો કે હકીકતોના સંગ્રહ કે સંચય કે સમૂહને વિજ્ઞાન કહી શકાય નહીં. વિજ્ઞાનમાં તથ્યો પદ્ધતિસર રીતે પરસ્પર સંકળાયેલાં હોય એ રીતે ગોઠવાયેલાં હોય છે; અને આ પારસ્પરિક સંબંધ પાછળ રહેલો-સમાયેલો સિદ્ધાન્ત એ તથ્યોના સંચયને વિજ્ઞાનનું નામ આપતાં પહેલાં જાણી લેવો પડે. નૈતિક એટલે જે વર્તનવ્યવહાર-આચરણ સાથે સંકળાયેલું હોય તેવું. બુદ્ધિશાળી વ્યક્તિઓએ એકબીજા સાથે તેમજ અન્ય જીવો સાથે કેવું વર્તન કે આચરણ કરવું જોઇએ તે રીતને નૈતિક આચાર કહેવાય. તેથી, આપણે જ્યારે નૈતિક વિજ્ઞાનની વાત કરતા હોઇએ ત્યારે એનો અર્થ સદ્‌ગુણો કે દોષોની સૂચિ એવો થતો નથી, પરંતુ આચરણના એવા તથ્યોની શ્રેણીનો એમાં સમાવેશ થાય છે જે એકબીજા સાથે યોગ્ય સંબંધો ધરાવતા હોય અને આવા સંબંધોની પાછળ પણ કોઇક સિદ્ધાંત રહેલો હોય.

નીતિશાસ્ત્ર માટેનો બીજો શબ્દ છે નૈતિકતા-યોગ્ય-સાચું આચરણ અને શું યોગ્ય કે સાચું છે તે જાણવા માટે આપણે મનુષ્ય અને તેની આસપાસની સ્થિતિ કે વાતાવરણની સમજ કેળવવી પડે.

નૈતિકતાનો ઉદ્દેશ કે વિષય બધી જ વ્યક્તિઓના કલ્યાણને સુનિશ્ચિત કે સુરક્ષિત કરવાનો છે અને આ ઉદ્દેશ માણસને નીતિમત્તાનું વિજ્ઞાન-નીતિશાસ્ત્ર બતાવીને-શીખવીને સિદ્ધ કરી શકાય, એકબીજા સાથે સંવાદિતા સાધીને પોતાની આસપાસની સ્થિતિ સાથે સુસંવાદિતા કેળવીને શી રીતે જીવવું એ શીખવવાનો નીતિશાસ્ત્રનો હેતુ છે. ઇશ્વર પ્રેમસ્વરૂપ છે અને પોતાના સંસારની-સૃષ્ટિની સુખાકારી ઇચ્છે છે અને તે ક્રમશઃ સાર્વત્રિક-સર્વદેશીય સુખ આણવા ઇચ્છે છે. આનો અર્થ એવો નથી થતો કે સાચી વસ્તુ હંમેશાં પ્રસન્નકર હોય છે અને ખોટી વસ્તુ કાયમ અસુખકર-અપ્રસન્ન કરનારી હોય છે. પણ એનો અર્થ એવો છે કે જે આચરણ શાશ્વત સુખ તરફ દોરી જાય છે, ઇશ્વરના સાયુજ્યના સુખ તરફ દોરી જાય છે છેવટે મોક્ષ તરફ લઇ જાય છે તે આચરણ સારું છે. ''જેમ ગાડાનાં પૈડાં બળદને અનુસરે છે તેમ દુઃખ પાપ (દુષ્ટ આચરણ)ને અનુસરે છે.'' અને સુખ સદાચરણને-સારા આચારને અનુસરે છે. ખોટું કામ કરવાનું ફળ ખાવામાં ભલે મીઠું લાગે, પણ તે ઝેર છે, વિષ છે અને પાછળથી તીવ્ર યાતના-અસહ્ય પીડા નોંતરે છે, કેટલીક વાર તો લાંબા સમયના રોગને નિમંત્રણ આપે છે. જે કિશોર કે યુવક ખોટું કામ કરે છે કેમ કે તેનાથી તેને થોડા સમય માટે આનંદ-ખુશી મળે છે તે એવા અબુધ બાળક જેવો છે જે સુંદર રંગ ધરાવતા મીઠાં ઝેરી ફળ ખાય છે અને પછી સાંજે પીડાથી તરફડે છે. નૈતિકતા શીખવનાર શિક્ષકનું કર્તવ્ય છે કે તે પ્રત્યેક પાપાચરણને ઝેરરૂપે ઓળખાવે.

* * *

**आचारलक्षणो धर्मः सन्तस्त्वाचारलक्षणाः।**
**आगमानां हि सर्वेषामाचारः श्रेष्ठ उच्यते॥१॥**

૧. ધર્મનું લક્ષણ છે આચાર. આચાર સત્‌આચરણની નિશાની છે. સર્વ ઉપદેશોમાં આચાર જ શ્રેષ્ઠ કહેવાય છે.

**आचारप्रभवो धर्मो धर्मादायुर्विवर्धते।**
**आचाराल्लभते ह्यायुराचाराल्लभते श्रियम्॥**
**आचारात्कीर्तिमाप्नोति पुरुषः प्रेत्य चेह च॥२॥**

૨. આચારમાંથી ધર્મનો ઉદ્‌ભવ થાય છે, ધર્મથી આયુષ્યમાં વૃદ્ધિ થાય છે, આચારથી જ આયુષ્ય (જીવન) પ્રાપ્ત થાય છે અને આચાર વડે જ શ્રી-લક્ષ્મી, ઐશ્વર્ય મળે છે, મનુષ્ય આ લોક અને પરલોકમાં આચાર વડે જ કીર્તિ પ્રાપ્ત કરે છે.

(મહાભારત અનુશાસનપર્વ, ૧૦૪)

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च।
तस्मादस्मिन् सदा युक्तो नित्यं स्यादात्मवान् द्विजः॥३॥

૩. શ્રુતિ અને સ્મૃતિ દ્વારા આચારને શ્રેષ્ઠ ધર્મ કહેવામાં આવ્યો છે, તેથી આત્મજ્ઞાની દ્વિજે સદાને માટે આચારપરાયણ રહેવું જોઇએ.

एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम्।
सर्वस्य तपचो मूलमाचारं जगृहुः परम्॥४॥

૪. મુનિઓએ આ પ્રમાણે ધર્મના માર્ગને આચારમાંથી પ્રગટતો જોયો છે તેથી સર્વ પ્રકારના તપના મૂળરૂપ આચારનો સ્વીકાર કર્યો છે. (મનૃસ્મૃતિ, ૧, ૧૦૮, ૧૧૦)

प्रभवार्थाय भूतानां धर्मप्रवचनं कृतम्।
यः स्यात्प्रभवसंयुक्तः स धर्म इति निश्चयः॥५॥

૫. સર્વ ભૂતોના કલ્યાણ-હિત સાથે ધર્મનું પ્રવચન-પ્રવર્તન કરવામાં આવ્યું છે. જે ધર્મ આવું કલ્યાણ સાધી શકે તે જ સાચો ધર્મ છે એ નિશ્ચિત છે.

धारणाद्धर्ममित्याहुर्धर्मेण विधृताः प्रजाः।
यः स्याद्धारणसंयुक्तः स धर्म इति निश्चयः॥६॥

૬. જે ધારણ કરે છે, ટકાવી રાખે છે તે ધર્મ છે એમ કહેવાયું છે. ધર્મ વડે જ પ્રજા ટકી રહે છે, ધારણ થાય છે, તેથી જે ધારણ કરવા સાથે જોડાયેલો છે તે જ ધર્મ છે એ નિશ્ચિત છે.

अहिंसार्थाय भूतानां धर्मप्रवचनं कृतम्।
यः स्यादहिंसया युक्तः स धर्म इति निश्चयः॥७॥

૭. પ્રાણીઓની હિંસા ન થાય તે માટે ધર્મ કહેવામાં આવ્યો છે. તેથી જે અહિંસાની સાથે જોડાયેલો હોય તે જ ધર્મ છે એવો નિશ્ચય થાય છે. (મહાભારત શાન્તિપર્વ, ૧૯૯)

सर्वेषां यः सुहृन्नित्यं सर्वेषां च हिते रतः।
कर्मणा मनसा वाचा स धर्मं वेद जाजले॥८॥

૮. હે જાજલિ! જે હંમેશાં સર્વનો મિત્ર બની રહે છે અને જે સર્વના હિતમાં પરાયણ રહે છે, તે મનુષ્ય કર્મ, મન અને વાણીથી ધર્મને જાણે છે. (મહાભારત, શાન્તિપર્વ, ૮૮)

**न कुर्यात्कर्हिचित्संगं तमस्तीव्रं तितीरिषुः।**
**धर्मार्थकाममोक्षाणां यदत्यन्तविघातकम्॥९॥**

૯. જે આ ગાઢ અંધકારને પેલે પાર જવા ઇચ્છે છે તેણે કોઇ પણ વસ્તુમાં આસક્તિ રાખવી જોઇએ નહીં, કારણ કે આવી આસક્તિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારેયને માટે અત્યંત વિઘાતક-વિનાશકારક-હાનિકારક છે.

**तत्रापि मोक्ष एवार्थं आत्यन्तिकतयेष्यते।**
**त्रैवर्ग्योऽर्थो यतो नित्य कृतान्तभयसंयतः॥१०॥**

૧૦. આ ચારમાં પણ મોક્ષ સર્વ રીતે ઇષ્ટ પુરુષાર્થ છે કારણ કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણને તો હંમેશાં કાળનો ભય હોય છે. (વિષ્ણુભાગવત ૪, ૨૨, ૩૪-૩૫)

**धर्मं चार्थं च कामं च यथावद्वदतां वर।**
**विभज्य काले कालज्ञः सर्वान् सेवेत पण्डितः॥**
**मोक्षो वा मरणं श्रेय एषां राजन्सुखार्थिनाम्॥११॥**

૧૧. હે વક્તાઓમાં શ્રેષ્ઠ, કાળને યોગ્ય રીતે જાણનાર પંડિતે ધર્મ, અર્થ અને કામ ત્રણમાં સમયને યોગ્ય રીતે વહેંચીને તે ત્રણેયનું સેવન કરવું જોઇએ. હે રાજન, પરંતુ આ સર્વમાં મોક્ષ સુખ ઇચ્છનારાઓને માટે સૌથી શ્રેયસ્કર છે.

(મહાભારત, વનપર્વ, ૩૩, ૪૧-૪૨)



# પ્રકરણ-૨



## ॥ ધર્મે પ્રબોધેલો નીતિશાસ્ત્રનો આધાર ॥

આપણે પહેલાં જોઇ ચૂક્યા છીએ કે ધર્મનો પ્રથમ પોકાર છેઃ 'આત્મા એક જ છે.' દેખાય છે અનેક જીવો પણ તે સર્વ એક પરમાત્માના જ અંશો કે આવિષ્કારો છે. એમની પૃથક્તા થોડા સમય માટેની-હંગામી છે, તેમની એકતા શાશ્વત છે. તળાવમાં અનેક ડુબાડવામાં આવે પણ તે બધામાં ભરાયેલું પાણી તો એક જ છે. અસ્તિત્વના સમુદ્રમાં અનેક ઉપાધિઓ ડુબાડવામાં આવી છે પણ દરેક ઉપાધિમાં ધબકતું જીવન તો એક જ છે. ધર્મનું આ પાયાનું સત્ય નીતિશાસ્ત્રનો આધાર છે, પાયો છે.

તેથી, આપણા નૈતિક વિજ્ઞાનમાં આપણે આત્માનું ઐક્ય-એકત્વ ઓળખી લેવું પડે, પરંતુ એટલું પૂરતું નથી કારણ કે એકત્વમાં 'હું' કે 'તું' નથી અને આપણે તો જોયું છે કે આપણું નીતિવિજ્ઞાન 'હું' કે 'તું'વચ્ચેના સંબંધ સાથે કામ પાડે છે. તેથી આપણે ''અનાત્માના અનેકત્વ''ને પણ ઓળખી લેવું પડશે, એનો અર્થ એ કે દ્રવ્ય (શરીર)ની અનેક ઉપાધિઓ છે અને દરેક અલગ-પૃથક્ ઉપાધિમાં 'એક આત્મા'નો અંશ કે આવિષ્કાર છે. અસંખ્ય દેહો છે, અસંખ્ય મન છે અને આ દેહ અને મન એકબીજાના સંબંધમાં આવતા રહે છે. જ્યાં સુધી પ્રત્યેક અલગ મન અને દેહ અન્ય મન કે દેહ સાથે એક સિદ્ધાંતને અનુસરીને ન વર્તે ત્યાં સુધી એ બંને વચ્ચે યોગ્ય-સાચા સંબંધો રહી શકશે નહીં અને તે સિદ્ધાંત આ પ્રમાણે

છેઃ મૂળમાં એ બધાં દેહ-મન એક છે, પ્રત્યેકને માટે તે ખરેખર સહાયકર્તા છે તે સર્વને માટે સહાયકર્તા છે, પ્રત્યેક-એકને માટે જે ખરેખર હાનિકારક છે તે સર્વને માટે પણ હાનિકારક છે. બીજાનું અપમાન કરવામાં આપણે ખરેખર આપણું જ અપમાન કરીએ છીએ. કોઇ હાથ વડે પોતાના જ શરીરના પગને કાપી નાખે તો પગમાંથી લોહી વહે છે, હાથમાંથી નહીં; પણ તરત હાથ નબળો પડી જાય છે કારણ કે લોહી તો આખા શરીરમાં વહે છે અને શરીરના પ્રત્યેક અંગ માટેનો લોહીનો પુરવઠો એક જ સ્રોતમાંથી મળે છે. આવું જ મનુષ્યો વિશે છે; એક માણસ બીજા માણસને આઘાત પહોંચાડે ત્યારે આઘાત પહોંચાડનારને પણ આઘાત પામનાર જેટલી જ પીડા થાય છે, માત્ર પીડાની અનુભૂતિ થતાં વધારે સમય લાગે છે એટલું જ.

તો, આ સદાચરણ, યોગ્ય આચરણનો ધર્મે નિર્ધારિત કરેલો આધાર છે. આપણે પહેલાં તો મહાન ઋષિમુનિઓ, સંતોએ પ્રમાણિત કરીને મૂકેલાં નૈતિક સૂત્રો કે નિયમો, જે શાસ્ત્રોક્ત છે તે ગ્રહણ કરવાનાં છે, કારણ કે આ નિયમો વિશે વિચારવાનું આપણી પાસે સામર્થ્ય પણ નથી તેમ આપણી પાસે એવો સમય પણ નથી. પરંતુ યુવકો પુખ્ત વયના થાય ત્યારે સનાતન ધર્મમાં આપેલા આ નિયમો વિશે પોતાની તર્કબુદ્ધિ લાગુ પાડીને તેમની સત્યતા વિશે ખાતરી કરી શકે છે.

તો, બધા જ જીવોમાં એક જ આત્મા છે; દરેક જીવાત્મા એક પરમાત્માનો અંશ કે આવિષ્કાર છે. આ સિદ્ધાંત દરેકના હૃદયમાં ઊંડે ઊતરી જવો જોઇએ અને દરેકે યાદ રાખવું જોઇએ કે જે અન્યને હાનિ કે પીડા પહોંચાડે છે તે પોતાને જ હાનિ-પીડા પહોંચાડી રહ્યો છે. શ્રીકૃષ્ણ કહે છેઃ ''હે ગુડાકેશ, હું સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા છું, હું જ પ્રાણીઓનો આદિ, મધ્ય અને અંત છું.'' (ભગવદ્ગીતા, ૧૦, ૨૦)

* * *

**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा।**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेता केवलो निर्गुणश्च॥१॥**

૧. સર્વ ભૂતોમાં એક જ દેવ છુપાઇને રહેલો છે, તે સર્વવ્યાપી છે, સર્વ પ્રાણીઓનો અન્તરાત્મા છે, તે કર્મનો અધ્યક્ષ છે, સર્વ ભૂતોમાં તેનું નિવાસસ્થાન છે, તે જ સર્વનો સાક્ષી છે, તે જ ચિત્સ્વરૂપ છે, તે મર્યાદાઓથી પર છે અને નિર્ગુણ છે.

(શ્વેતાશ્વતર ઉપનિષદ, ૭, ૨)

**एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो वभूव॥२॥**

૨. સર્વ ભૂતોમાં રહેલો આ અન્તરાત્મા એક હોવા છતાં પ્રત્યેક રૂપમાં પૃથક્ પૃથક્ રૂપ ધારણ કરી રહ્યો છે. (કઠોપનિષદ્ ૫, ૧૦)

**यस्तु सर्वाणि भूतान्य़ात्मन्येवानुपश्यति।**
**सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते॥३॥**

૩. પરંતુ જે સર્વ પ્રાણીઓને પોતાના આત્મામાં જ રહેલાં જુએ છે અને સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને જ જુએ છે તે તેમના પ્રત્યે જુગુપ્સા (તિરસ્કાર) દાખવતો નથી.

**यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः।**
**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः॥४॥**

૪. જે જ્ઞાનીના ચિત્તમાં સર્વ પ્રાણીઓ તેના આત્મારૂપ બની ગયા હોય છે, સર્વને જે એકસ્વરૂપ જોતો હોય છે તેને શોક કે મોહ ઉત્પન્ન થતાં નથી. (ઇશોપનિષદ્ ૬-૭)

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः॥५॥**

૫. યોગમાં જોડાયેલા આત્માવાળો મનુષ્ય પોતાના આત્માને સર્વ પ્રાણીઓમાં સ્થિત રહેલો જુએ છે અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીઓનું દર્શન કરે છે. આવો યોગી સર્વત્ર સમદર્શી-સમાન દૃષ્ટિ રાખનારો હોય છે. (ભગવદ્ગીતા-૬, ૨૯)



# પ્રકરણ-૩



## ॥ સદ્-અસદ્ વિવેક ॥

દરેક વ્યક્તિના મોંએ સાચું અને ખોટું-સારું અને ખરાબ એ બે શબ્દો સાંભળવા મળે છે પણ દરેક વ્યક્તિ આપણને સાચા અને ખોટાનો-આ બે શબ્દોનો-અર્થ સમજાવી શકતી નથી. આપણે એ સમજવાનો પ્રયત્ન કરીએ.

આપણે જોઇ ગયા છીએ કે આપણને ખાસ કરીને ત્રિલોક-ત્રણ લોક સાથે લેવા-દેવા છે અને આપણે એ પણ જાણીએ છીએ કે બ્રહ્માએ ત્રિલોકસમૂહનું સર્જન કર્યું છે, વિષ્ણુ એનું પાલન-પોષણ કરે છે અને શિવ એનો સંહાર કરે છે. આપણે એક નવા ત્રિલોકનો વિચાર કરીએ. એ સદા પ્રવર્તમાન છે; ઘણાં રૂપો પ્રગટ થાય છે, વધે છે અને વિકાસ પામે છે; તેઓ વધુ ને વધુ પૃથક્-પૃથક્ થતાં જાય છે; તેઓ જુદા જુદા વૈયક્તિક અસ્તિત્વો સાથે સંકળાય છે, પોતે જે અનુભવોમાંથી પસાર થાય છે તેમાંથી તેઓ વધુ ને વધુ વિકાસ પામે છે; તેઓ પોતાના શરીરોનો વિકાસ સાધે છે, મનનો વિકાસ સાધે છે, બહારથી જે કાંઇ ગ્રહણ કરે તેની પોતાનામાં ચાલતી પ્રક્રિયા દ્વારા તેમના મન અને શરીર વિકસતાં રહે છે. આને પ્રવૃત્તિમાર્ગ કહેવાય છે. આ માર્ગે ચાલીને જીવાત્મા બહારથી જે કાંઇ ગ્રહણ કરી શકે તે ગ્રહણ કરીને, પ્રબળ બુદ્ધિમત્તા સર્જીને, શક્તિશાળી 'હું'નું સર્જન કરીને એક પૃથક્ વ્યક્તિ તરીકે ઊભરે છે. આ પ્રક્રિયા જ્યારે પૂર્ણ થાય છે ત્યારે જીવાત્માએ સમજી લેવાનું હોય છે કે તે પોતે તો વધારે મહાન 'હું'-અહમ્ નો એક અંશમાત્ર કે આવિર્ભાવ-આવિષ્કાર છે. અને મહાન હું તે ઇશ્વર,

એણે સમજી લેવું પડે છે કે એની પોતાની શક્તિઓનો ઉપયોગ મહાન ઇશ્વરના અંશ તરીકે થાય તો જ તેમાંથી સુખ નિષ્પન્ન થઇ શકે છે. પછી તે જીવાત્મા અનેકમાં રહેલા એક તત્ત્વને સમજવા લાગે છે અને એકમેવ પરમાત્માનું જ્ઞાન મેળવવા પોતાના અંશરૂપ પૃથગાત્માથી વિમુખ થાય છે, એ જીવાત્મા પોતાના કરતાં નબળા હોય તેવા જીવોને કશુંક દાન કરવાનો પ્રયત્ન કરે છે, એણે પોતાની માનેલી, પોતે એકત્ર કરેલી સંપત્તિની અન્ય જીવો સાથે તે વહેંચણી કરે છે (ઉદાર બને છે). આને નિવૃત્તિમાર્ગ કહેવાય, આ માર્ગે ચાલનારો જીવાત્મા સર્વ સાથે પોતાને એક માનવાનો-સમજવાનો પ્રયત્ન કરે છે અને જરૂરિયાતમંદો સાથે પોતાનું જે કાંઇ છે તે વહેંચવા તરફ દોરાય છે.

આ બંને માર્ગ એકત્ર થઇને ઊર્ધ્વક્રમનો વિકાસ-ઉત્ક્રાન્તિ કહેવાય છે. ઊર્ધ્વગમનના આ માર્ગે ઇશ્વરેચ્છા-એના વિષ્ણુરૂપે પોતાના સંસાર-પોતાની સૃષ્ટિને માર્ગદર્શન આપે છે. (જગતના પાલનહાર) વિષ્ણુની ઇચ્છાથી જીવાત્મા આ માર્ગે ચાલે છે. ઇશ્વરેચ્છા-આ ક્રમ-પ્રમાણે કાર્ય કરવું-એને અનુસરવું તે Right-સદ્-સન્માર્ગ કે સાચો માર્ગ છે, એનાથી વિરૂદ્ધ માર્ગે જવું એ અસદ્ માર્ગ કે ખોટો માર્ગ છે.

હવે, જ્યાં પ્રવૃત્તિમાર્ગ નિવૃત્તિમાર્ગમાં બદલાય છે ત્યાં સૃષ્ટિ સમગ્રપણે એક પરિવર્તનબિન્દુ પર હોય છે. મોટા ભાગના લોકો પ્રવૃત્તિમાર્ગ ઉપર સ્થગિત થઇ ગયેલા હોય છે. પણ તેમની ઊર્ધ્વગતિ-તેમનો આગળનો માર્ગ-નિવૃત્તમાર્ગેથી પસાર થવામાં છે. તેથી, જે ઇચ્છાઓ, વિચારો અને કાર્યો વ્યક્તિ અને અન્યોને સહાયક નીવડે, નિવૃત્તિ માર્ગ તરફ દોરી જાય, તે એકત્વ-અદ્વૈત તરફ લઇ જનારા માર્ગનું અનુસરણ કરવું એ જ યોગ્ય-સાચું-સદાચરણ છે. આપણે પૃથક્તા દૂર કરવાનું-ઓછી કરવાનું અને એકતાની વૃદ્ધિ કરવાનું લક્ષ્ય સેવવું જોઇએ. જે કાંઇ અલગઅલગપણાને, પૃથક્તાને ઓછી કરે છે અને એકતા તરફ દોરી જાય છે તે Right-સાચું છે, જે કાંઇ આચરણ પૃથક્તા-અલગઅલગપણામાં વધારો કરે છે અને એકતાથી દૂર લઇ જાય છે તેવું આચરણ ખોટું છે, તે અસદ્ આચરણ છે.

પરંતુ પ્રાણીઓ માટે, જંગલી જાતિઓ માટે, પછાત વ્યક્તિઓ માટે, અવિકસિત જીવાત્માઓ માટે, જેમનું વ્યક્તિત્વ હજી ખૂબ ક્ષીણ છે એવા જીવો માટે હજી અલગપણું જાળવી રાખવાનું જ લક્ષ્ય છે, આગળ વધેલા વિકસિત જીવાત્માઓ માટે જે સદ્ કે અસદ્ છે તે આવા અવિકસિત જીવાત્માઓ માટે નથી. (ટૂંકમાં પ્રાણીઓ અને પામર જીવો માટે સદ્-અસદ્ આચરણનાં ધોરણો લાગુ પડતાં નથી) એટલે જે નૈતિકતાને સાપેક્ષ ખ્યાલ કહ્યો છે એને ઉત્ક્રાન્તિમાં આપણી સ્થિતિ સાથે સંબંધ છે, આપણે જે રસ્તે આગળ વધીએ છીએ તેની સાથે સંબંધ છે.

ભીષ્મ યુધિષ્ઠિરને કહે છેઃ ''નૈતિકતા ઘણી સૂક્ષ્મ બાબત છે. હું તને વેદના શબ્દ અનુસાર

ઉપદેશ આપતો નથી પણ શાણપણ અને અનુભવ દ્વારા વેદનું અર્થઘટન કરીને આ કહી રહ્યો છું. એકપક્ષી નૈતિકતાને અનુસરીને કોઇપણ વ્યક્તિ દુનિયામાં પોતાનો માર્ગ સુનિશ્ચિત કરી શકતો નથી. શાસ્ત્રનું વચન કાળજીપચૂર્વક વિવેકવૃત્તિ દાખવીને અનુસરવું જોઇએ. નહીં તો તે દુઃખદાયક બને અને નિષ્ફળ જાય છે. પુરાતનકાળમાં ઉશનસ્ (શુક્રાચાર્ય) દ્વારા કહેવામાં આવ્યું છે કે જે તર્કની કસોટી પર સિદ્ધ થઇ શકે નહીં તે શાસ્ત્ર શાસ્ત્ર નથી. શંકા-કુશંકાથી ભરેલું જ્ઞાન અજ્ઞાન સમાન જ છે. ચોક્કસ સંજોગો કે પરિસ્થિતિ પ્રમાણેની ન હોય તેવી કેવળ શબ્દ પર આધારિત નૈતિકતા દોષ તરફ દોરી જાય છે. ખૂબ લાંબા સમય સુધી પડેલા દુષ્કાળ દરમિયાન વિશ્વામિત્ર ઋષિએ ચાંડાલ પાસેથી માંસ લઇને તેનું ભક્ષણ કર્યું હતું અને દેવોને તેમણે યજ્ઞભાગ તરીકે અર્પણ કરેલા એ દેવભાગનો સ્વીકાર કરવાની ફરજ પડી હતી, એ રીતે તેમનું એ કાર્ય નીતિમત્તા અનુસારનું-ન્યાયિક બન્યું. સંન્યાસી માટે ક્ષમા કરવી યોગ્ય છે પણ રાજાને માટે ક્ષમા હંમેશાં યોગ્ય નથી હોતી. રાજા પોતાને પહોંચેલી હાનિ માટે ક્ષમા કરી શકે, પરંતુ પોતાની પ્રજાના નાનામાં નાના સભ્ય પ્રત્યે થયેલા અન્યાય કે દુષ્કૃત્યની રાજા ઉપેક્ષા કરી શકે નહીં, જો એ પોતાનું અને રાજ્યનું હિત ઇચ્છતો હોય તો એણે દંડ દેવો ઘટે. જે વધને યોગ્ય નથી તેનો વધ કરવાથી થયેલું પાપ વધ્યનો વધ ન કરવાથી થતા પાપ જેટલું જ મોટું છે. રાજાએ પોતાના અનુચરો પાસે પૂરેપૂરી દઢતાથી તેમનાં કર્તવ્યો કરાવવાં જોઇએ. તેમને તેમનું કર્તવ્ય બજાવવા માટે ફરજ પાડવી જોઇએ. જો રાજા આમ ન કરે તો તેના સેવકો વરુ જેવા અદમ્ય બની જાય, અશક્ત-અસમર્થ લોકોનો વધ કરે અને એકબીજા પર હાવી થઇ જાય. એક પ્રાચીન સૂક્તિમાં કહેવાયું છેઃ ''જે મધુરતાથી બોલે છે તે જ ભાર્યા છે, જે પોતાના જન્મદાતાને સુખ આપે છે તે જ યોગ્ય પુત્ર છે, જેના પર પૂરેપૂરો વિશ્વાસ કરી શકાય તે જ સાચો મિત્ર છે, જ્યાં આજીવિકા પ્રાપ્ત થઇ શકે છે તે જ ખરેખરી માતૃભૂમિ છે. જે દમન કર્યા વિના દઢ શાસન કરે છે, કડક શાસનકર્તા છે તે જ યોગ્ય રાજા છે, જેના રાજ્યમાં સદાચારી લોકો નિર્ભય છે, જે દીનદુઃખીઓની કાળજી લે છે અને દુષ્ટોને દંડ આપે છે તે જ સાચો રાજવી છે.'' (મહાભારત, શાન્તિપર્વ, ૧૩૯, ૧૪૧-૧૪૨)

પોતે જે સ્થાન કે પરિસ્થિતિમાં મુકાયા હોય તેમાં લોકોએ કયા સદ્ગુણો કેળવવાનું લક્ષ્ય રાખવું તેનો ખ્યાલ આપવા માટે આશ્રમ અને વર્ણની વ્યવસ્થા આપવામાં આવી હતી, એ રીતે તેમની ક્રમબદ્ધ ઊર્ધ્વગતિ-ઉત્ક્રાન્તિમાં સહાયરૂપ થવાનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. બધા માણસોને ઇશ્વરેચ્છા જાતે સમજવાની શક્તિ કે સમય હોતા નથી તેથી ઇશ્વરેચ્છા વિશે આપણને પ્રબોધવા માટે શાસ્ત્રો રચાયા છે અને એ રીતે સાચા-ખોટા સદ્-અસદ્ વચ્ચેનો વિવેક કરવામાં આપણને સહાય મળે છે. વ્યાસ અને અન્ય ઋષિઓના ધર્મગ્રંથોમાં કેટલાક સામાન્ય આચરણ-નિયમો પણ નિરૂપવામાં આવ્યા છે, પણ કયા સંજોગો કે કિસ્સાઓમાં એ નિયમો લાગુ પડે છે તે વિશેની વિગતો સ્પષ્ટ કે વિશિષ્ટ કરવામાં આવી નથી. તેથી શાસ્ત્રોમાં

આપેલા ખાસ (આચરણ) નિયમો લાગુ પાડવા સહેલા પણ નથી તેમ જરૂરી પણ નથી. દા.ત.

''પરોપકાર કરવો તે પુણ્ય છે, પારકાને પીડા પહોંચાડવી એ પાપ છે.''

'' જે વર્તન પોતાના તરફ થાય તો પોતાને દુઃખ પહોંચાડે તેવું વર્તન વ્યક્તિએ કોઇ બીજી વ્યક્તિ સાથે કરવું જોઇએ નહીં. પોતાને માટે એ જેવા વર્તનની અપેક્ષા રાખે તેવું જ વર્તન તેણે બીજા સાથે કરવાનો ઉદ્દેશ કેળવવો જોઇએ.''

''કોઇ વ્યક્તિએ એવું કર્મ ન કરવું જોઇએ જેનાથી અન્યને હાનિ કે પીડા પહોંચે અને એવું કર્મ પણ ન કરવું જોઇએ જેને કરવામાં શરમ-લજ્જાનો અનુભવ થાય.''

''જે કાર્ય પોતાને માટે સારું કે હિતકારક ન હોય તે કાર્ય મનુષ્યે અન્યના સંદર્ભમાં પણ કરવું જોઇએ નહીં.''

* * *

**सुखाभ्युदयिकं चैव नैश्रेयसिकमेव च।**
**प्रवृत्तं च निवृत्तं चं द्विविधं कर्म वैदिकम्॥१॥**

૧. વેદમાં બે પ્રકારનું કર્મ કહેલું છેઃ પ્રવૃત્ત અને નિવૃત્ત. પ્રવૃત્ત કર્મ અભ્યુદય-સુખ તરફ દોરી જાય છે. નિવૃત્ત પ્રકારનું કર્મ નિઃશ્રેયસ્-પરમ કલ્યાણ-પરમ સુખ-નિત્યસુખ તરફ દોરી જાય છે.

**इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते।**
**निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते॥२॥**

૨. આ લોક કે પરલોકમાં જે કર્મ વ્યક્તિગત કામનાપૂર્વક કરવામાં આવે છે તે પ્રવૃત્ત કર્મ કહેવાય છે, પરંતુ જ્ઞાનપૂર્વક કરેલું નિષ્કામ કર્મ નિવૃત્ત કર્મ કહેવાય છે.

**प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम्।**
**निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै॥३॥**

૩. પ્રવૃત્ત કર્મોનું સેવન કરીને મનુષ્ય દેવો સમાન ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે, નિવૃત્ત કર્મ કામના વિના કરનાર પંચમહાભૂતોને વટાવી જાય છે. (અર્થાત્ દેહધર્મોમાંથી મુક્ત થાય છે)

(મનુસ્મૃતિ-૨૧; ૮૮, ૮૯, ૯૦)

**अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे।**
**अन्ये कलियुगे नृणां युगाह्रासानुरूपतः॥४॥**

૪. કૃતયુગમાં (સત્યયુગમાં), ત્રેતાયુગમાં અને દ્વાપર યુગમાં ધર્મો પૃથક્-પૃથક્ (આચરણનિયમો જુદા જુદા) હોય છે, જ્યારે કળિયુગમાં યુગોના ચક્રપરિવર્તનને અનુરૂપ જુદા આચરણધર્મો હોય છે. (મહાભારત, શાન્તિપર્વ-૨૩૧-૨૭)

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥५॥**

૫. જે પરમપુરુષમાંથી પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે, જેના વડે આ સર્વ કાંઇ વ્યાપ્ત છે તેની પોતાના કર્મ વડે અર્ચના-ભક્તિ કરીને મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

**श्रेयान्स्वधर्मो विगुणाः परधर्मात्स्वनुष्ठितात्।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥६॥**

૬. બીજાના સારી રીતે આચરેલા ધર્મ કરતાં પોતાનો યોગ્યપણે ભલે ન આચરણ કરાયો હોય તો પણ પોતાના જ ધર્મનું-સ્વધર્મનું-આચરણ વધારે કલ્યાણકારી છે. પોતાની પ્રકૃતિ માટે નિયત થયેલું કર્મ કરનારો વ્યક્તિ પાપ પામતો નથી.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।**
**भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया॥७॥**

૭. હે અર્જુન, સર્વ પ્રાણીઓને પોતાની માયા વડે યન્ત્રમાં આરૂઢ થયેલા હોય તેમ ભ્રમણ કરાવનારો ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં નિવાસ કરે છે.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥८॥**

૮. હે ભારત! તું સમર્પણભાવપૂર્વક તેને જ શરણે જા. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત ધામને પ્રાપ્ત કરી શકશે. (ભગવદ્ગીતા, ૧૮, ૪૬, ૪૭, ૬૧, ૬૨)

**वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम्।**
**आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च॥९॥**

૯. સમગ્ર વેદ ધર્મનું મૂળ છે. તેને જાણનારાઓના સ્મૃતિ અને શીલ, સાધુઓ-સજ્જનોના આચાર અને આત્માના સંતોષનું મૂળ પણ સમગ્ર વેદમાં રહેલું છે. (મનુસ્મૃતિ, ૨-૬)

**अष्टादशपुराणेषु व्यासस्य वचनद्वयम्।**
**परोपकारः पुण्याय पापाय परपीडनम्॥१०॥**

૧૦. અઢાર પુરાણોમાં વ્યાસનાં બે વચનો (મહત્ત્વનાં) છેઃ પરોપકાર પુણ્યને માટે હોય છે, પરને પીડા આપવાનું કર્મ પાપને માટે હોય છે.

**यदन्यैर्विहितं नेच्छेदात्मनः कर्म पूरुषः।**
**न तत्परेषु कुर्वीत जानन्नप्रियमात्मनः॥**
**यद्यदात्मनि चेच्छेत तत्परस्यापि चिन्तयेत्॥११॥**

૧૧. મનુષ્યને બીજાઓ દ્વારા પોતાને માટે કરેલું, પોતાને જે પ્રિય ન હોય તેવું કર્મ તેણે બીજાઓ પ્રત્યે પણ ન કરવું જોઇએ. જે કર્મ કે જે વર્તન તે પોતાના તરફ થાય એવું ઇચ્છતો હોય તેવું જ બીજાઓ માટે પોતે કરે એ વિશે તેણે ચિંતન કરવું જોઇએ.
(મહાભારત શાન્તિપર્વ, ૨૦૯, ૨૦, ૨૧, ૨૩)

**यदन्येषां हितं न स्यादात्मनः कर्म पौरुषम्।**
**अपत्रपेत वा येन न तत्कुर्यात्कथञ्चन॥१२॥**

૧૨. જેનાથી અન્યોનું હિત ન થાય તેવું કર્મ પુરુષે કરવું જોઇએ નહીં. અથવા જેનાથી પોતાને લજ્જા-શરમનો અનુભવ થાય તેવું કર્મ પણ માણસે આચરવું જોઇએ નહીં.
(મહાભારત, શાન્તિપર્વ ૧૨૪, ૬૭)

**अतो यदात्मनोऽपथ्यं परेषां न तदाचरेत्॥१३॥**

૧૩. જે પોતાને માટે અપથ્ય-અહિતકારી હોય તેવું કર્મ મનુષ્યે બીજાના સંદર્ભમાં, બીજાને વિશે પણ ન કરવું જોઇએ. (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, ૩, ૬૫)

# પ્રકરણ-૪



## ॥ નીતિમત્તાનાં ધોરણો ॥

આપણે જોયું કે નૈતિક આચરણનો માપદંડ કે ધોરણ ઊર્ધ્વગતિના પહેલે તબક્કે તો ઐક્ય (આત્મા-પરમાત્માનું એકત્વ-અદ્વૈત) છે. પણ ઘણા જીવો એ કક્ષાએ પહોંચ્યા હોતા નથી. મોટાભાગના જીવો માટે એના પ્રત્યેક કર્મને એક પ્રશ્ન પૂછીને જ કસોટી કરીએ છીએઃ શું તે કર્મ એકત્વને-એકત્વ તરફ-પ્રેરે છે ખરું ? એ કર્મ પૃથક્ત્વને પ્રેરે છે ? પહેલા પ્રશ્નનો ઉત્તર જો 'હા'માં હોય તો એ આચરણ કે કર્મ યોગ્ય છે. જો બીજા પ્રશ્નનો ઉત્તર 'હા'માં હોય તો તે આચરણ કે કર્મ અયોગ્ય છે. તેથી જ પ્રકરણ એકમાં કહેવાયું હતું કે નૈતિકતા-નીતિશાસ્ત્ર મનુષ્યોને એકબીજા સાથે-પરસ્પર અને પોતાની આસપાસની પરિસ્થિતિ સાથે સુસંવાદિતા સાથે જીવવાનું શીખવે છે. સંવાદિતા સાથે રહેવું એટલે જ એકત્વને પ્રેરિત કરવું.

તેથી જ શ્રીકૃષ્ણ જ્યારે દૈવી અને આસુરી સંપત્તિઓની વાત કરે છે ત્યારે આપણે જોઇએ છીએ કે જેઓ એકત્વને-અદ્વૈતને સંવાદિતાને પ્રેરે છે તેને તેઓ દૈવી સંપત્તિ કહે છે અને પૃથક્ત્વને પ્રેરે છે, તેને તેઓ આસુરી સંપત્તિ કહે છે.

અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાનયોગમાં નિષ્ઠા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરળતા, અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, ત્યાગ, શાન્તિ, પ્રામાણિકતા, સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા, અલોલુપતા (લોભનો અભાવ), મૃદુતા, સ્થિરતા, તેજસ્વિતા, ક્ષમા, ધૃતિ, શૌચ, ગર્વનો અભાવ, ઈર્ષ્યાનો અભાવ-આ સર્વ ગુણો તે દૈવી સંપત્તિ છે. (ભગવદ્ગીતા, ૧૬, ૧-૩)

આ પ્રકારના સદ્‌ગુણો મનુષ્યોને એકસાથે સંવાદિતામાં રાખે છે, નજીક આણે છે અને આ સદ્‌ગુણોનો આધાર બધા આત્મા એક જ છે એવા જ્ઞાન પર રહેલો છે. બીજી તરફ, શ્રીકૃષ્ણ માણસોને એકબીજાથી દૂર કરી દેતા અવગુણો-આસુરી સંપત્તિનું વર્ણન પણ કરે છે. આસુરી સંપત્તિ પૃથક્ કરી દે છે, વિભાજન પ્રેરે છે. "દંભ, દર્પ (તુમાખી), અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન આસુરી સંપત્તિથી જન્મેલા દોષો છે. (ભગવદ્‌ગીતા, ૧૬, ૪)

આસુરી મનુષ્યનું શ્રીકૃષ્ણે કરેલું વર્ણન દર્શાવે છે કે તેવો મનુષ્ય-આસુરી જીવ-અહંકાર, અભિમાન અને સ્વાર્થથી ભરેલો હોય છે. (ભગવદ્‌ગીતા, ૧૬, ૭-૧૮)

તો સદ્-અસદ્-સાચા ખોટા વચ્ચેનો આ ભેદ દૃઢતાપૂર્વક ગ્રહણ કરી લેવો જોઇએ અને એ પ્રમાણે પોતાના આચરણને ઘડવું જોઇએ. આગળ ઉપર અભ્યાસ કર્યા પછી તે સાચા-ખોટા-સદ્-અસદ્ આચરણ વિશે પોતાના વિચારોમાં વૃદ્ધિ કરી શકશે, ઘણી વિગતો વિશે શીખશે-જાણશે અને એણે ઘણી ગૂંચવાડાભરેલી બાબતોનો ઉકેલ લાવવો પડશે. પણ આ સિદ્ધાંત, આ માપદંડ અપરિવર્તિત રહેશે, કારણ કે તેનો આધાર ઊર્ધ્વગતિ-ઉત્ક્રાન્તિ-વિકાસ પર રહેલો છે અને તે ઇશ્વરેચ્છા અનુસાર ઘડાયેલો છે.

* * *

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम्।**
**तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः॥१॥**

૧. આ સર્વમાં આત્મજ્ઞાન સર્વશ્રેષ્ઠ-સર્વોચ્ચ છે, તે સર્વવિદ્યાઓમાં અગ્રેસર છે-મહત્ત્વનું છે કારણ કે તેના દ્વારા જ અમૃતત્વ પ્રાપ્ત થાય છે.

**सर्वमात्मनि सम्पश्येत्सच्चासच्च समाहितः।**
**सर्वे ह्यात्मनि सम्पश्यन्नधर्मे कुरुते मनः॥**
**आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम्॥२॥**

૨. એકાગ્ર મન (ચિત્ત) વડે તેણે સત્ અને અસત્ક્ષ-સર્વનું દર્શન આત્મામાં કરવું જોઇએ, કારણ કે આ પ્રમાણે સર્વનું આત્મામાં દર્શન કરતાં એનું મન અધર્મ તરફ દોરાતું નથી. આત્મા જ સર્વદેવતાસ્વરૂપ છે, સર્વકાંઇ આત્મામાં સ્થિત થયેલું છે-રહેલું છે.

**एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना।**
**स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम्॥३॥**

૩. જે આ પ્રમાણે આત્મા વડે (પોતે) સર્વ ભૂતોમાં આત્માનું દર્શન કરે છે, તે સર્વના સમત્વ-સમાનતાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને બ્રહ્મરૂપી પરમ પદ પ્રાપ્ત કરે છે.

(મનુસ્મૃતિ, ૧૨, ૮૫, ૧૧૮, ૧૧૯, ૧૨૫)

# પ્રકરણ-૫



## ॥ સદ્‌ગુણો અને તેમનો આધાર/પાયો ॥

આપણે આગળ જોઇ ગયા છીએ કે સનાતન ધર્મે પરસ્પરને માટેના સમર્પણ અથવા પરસ્પરની સેવા કરવાની આજ્ઞા કરેલી છે, એ સમજવું સરળ છે કે એ જ સાચું છે, સદાચરણ છે કારણ કે તે એકત્વને પ્રેરે છે. એ રીતે પાંચ દૈનિક યજ્ઞો યજમાન અને ઋષિઓ, દેવો, પિતૃઓ, મનુષ્યો અને પ્રાણીઓ વચ્ચે એકત્વ (સંમિલન) પ્રેરે છે. સનાતન ધર્મ આપણને યોગ્ય આચરણ કરવાનું બીજી એક રીતે પણ શીખવે છેઃ આપણે ત્રણ પ્રકારનાં ઋણ અદા કરવાનાં છે; ઋષિઓ પ્રત્યેનું ઋણ, જે બ્રહ્મચર્યાશ્રમ દરમિયાન અધ્યયન અને ગુરુસેવા કરીને ચૂકવી શકાય છે; પિતૃઓ પ્રત્યેનું ઋણ ગૃહસ્થાશ્રમ દરમિયાન પરિવારનું ભરણપોષણ કરીને અને દાનધર્મ આચરીને ચૂકવી શકાય છે; દેવો પ્રત્યેનું ઋણ વાનપ્રસ્થાશ્રમમાં યજ્ઞ-સમર્પણ દ્વારા અને ધ્યાન દ્વારા ચૂકવી શકાય છે.

ઋણ એટલે કોઇને કશુંક ચૂકવવાનું, આપવાનું બાકી હોવું તે. કોઇ પાસેથી આપણે કશુંક મેળવ્યું હોય અને તે પાછું વાળવાનું હોય છે. જે ચૂકવવાનું બાકી હોય તે ઋણ ચૂકવવાની પ્રક્રિયાને ફરજ બજાવવી-કર્તવ્યપાલન કરવું એમ કહેવાય છે, જે આપણે બીજાને આપવાનું છે. જે આપણે કરવું જોઇએ તે કર્તવ્ય. આ કર્તવ્યપાલન તે જ સદ્‌ગુણ કહેવાય છે, કર્તવ્યપાલન

ન કરવું, ફરજ ન બજાવવી એ દુર્ગુણ છે. સદ્‌ગુણી મનુષ્ય એનાં કર્તવ્યો-ફરજોને સમજે છે અને એ ફરજો પૂર્ણ કરે છે, એ કર્તવ્યો બજાવે છે; દુર્ગુણી મનુષ્ય પોતાની ફરજો સમજતો પણ નથી તેમ કર્તવ્યો કે ફરજોનું પાલન પણ કરતો નથી.

ભીષ્મે સદ્‌ગુણોને 'સત્યનાં સ્વરૂપો' કહ્યાં છે, (મહાભારત, શાન્તિપર્વ-૧૪૨) કારણ કે સત્ય એજ સત્ છે, ભીષ્મ કહે છે તે પ્રમાણે "શાશ્વત બ્રહ્મ છે" (મહાભારત, શાન્તિપર્વ, ૧૪૨). સત્ય દિવ્ય પ્રકૃતિ છે અને આપણે બ્રહ્મના આવિષ્કારમાં તેનું દર્શન કરીએ છીએ, જેને આપણે બાહ્ય પ્રકૃતિ કે બાહ્ય જગત કહીએ છીએ, કારણ કે પ્રકૃતિના બધા જ નિયમો સત્યની અભિવ્યક્તિરૂપ છે અને એ નિયમો પૂરેપૂરી ચોકસાઇપૂર્વક અને પરિવર્તન પામ્યા વગર કાર્ય કરે છે. હવે, પહેલાં કહેવાઇ ગયું છે તે પ્રમાણે, સૌથી મહાન સત્ય તો એ છે કે અનેક અનાત્મ-વિવિધ અનાત્મ તત્ત્વોમાં આત્મતત્ત્વ તો એક છે. બીજાં બધાં સત્યો અને નિયમો જુદા જુદા દેખાય છે કારણ કે (તે એક સત્યના) પ્રતિબિંબો છે, અનુકરણો છે-વિવિધતામાં રહેલી આ મહાન એકતાનાં પ્રતિબિંબો છે. આ મહાન સત્ય નીતિશાસ્ત્રમાં આ રીતે વ્યક્ત થાય છેઃ આપણે પોતે પોતાને માટે જે અનુભવીએ તે બીજા જીવો માટે પણ અનુભવવું જોઇએ, આપણે આપણી જાતને બીજાના જેવી જ અન્ય જીવો જેવી જ સમજવી જોઇએ, આવી સમજ કેળવતાં, આવો અનુભવ કરતાં આપણે હંમેશાં સત્યવચન ઉચ્ચારવું જોઇએ, કારણ કે બીજાને અસત્ય વચન કહેવું, ખોટું બોલવું એટલે તેના પર અવિશ્વાસ કરવો, એને આપણી જાત કરતાં જુદો-પૃથક્ અથવા વિરોધીરૂપે જોવો, બધા સમાન હોય ત્યારે તેમને માટેની સમાન જાણકારી તેની સાથે વહેંચવામાંથી તેને બાકાત રાખવો એવો જ અર્થ કોઇને ખોટું કહેવાનો તો થાય. જાણીને કે અજાણતાં અસત્યવચન ઉચ્ચારણથી આવી અલગતા ઊભી કરવાથી કાયમી નુકસાન થાય છે અને દુર્ગુણો આવિર્ભાવ પામે છે. સદ્‌ગુણોનું આ પ્રમાણે સત્યના સ્વરૂપો તરીકે વર્ણન આપણા નીતિમત્તાના માપદંડ સાથે આ રીતે સુસંવાદી બને છે, મેળ ખાય છે, કારણ કે સત્યવાદિતા એકતા-સંમિલનને પ્રેરે છે જ્યારે અસત્યવાદિતા અલગતા-પૃથક્ત્વમાં-જીવોને એકબીજાથી છૂટા પાડવામાં વધારો કરે છે.

હિન્દુ સાહિત્યગ્રંથોમાં વર્ણવાયેલાં ઉદાત્તચરિતપાત્રોમાં હંમેશાં સત્યવાદિતા એક મહત્ત્વના લક્ષણ તરીકે નિરૂપણ પામેલી જોવા મળે છે. આ બધા મહાન પાત્રોનું પ્રિય વિધાન છેઃ "મેં કદી અસત્ય વચન ઉચ્ચાર્યાં નથી." શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રના યુદ્ધમાં શસ્ત્રો ગ્રહણ ન કરવાની પ્રતિજ્ઞા કરી હતી અને જ્યારે તેઓએ અર્જુનને સહાયરૂપ થવા હાથમાં રથચક્ર ઊંચકીને ભીષ્મ તરફ દોટ મૂકી ત્યારે અર્જુને તેમની પ્રતિજ્ઞાને કારણે તેમની સહાય લેવાનો ઇન્કાર કર્યો. (મહાભારત, ભીષ્મપર્વ, ૫૯) તે જ પ્રમાણે યુધિષ્ઠિરે પણ પરાજયની શક્યતા જોવા

છતાં એ જ પ્રતિજ્ઞાને કારણે તેમની (કૃષ્ણની) સહાય ન સ્વીકારી (મહાભારત, ભીષ્મપર્વ, ૫૯). વળી બીજી તરફ આપણે એ પણ વાંચ્યું છે કે યુધિષ્ઠિર અતિ જરૂરિયાતની ક્ષણે, પોતાની સત્યવાદિતાને ભૂલી ગયા અને દ્રોણને પરાસ્ત કરવા માટે અસત્ય બોલ્યા ત્યારે તેમનો રથ જે પૃથ્વીથી અદ્ધર ચાલતો હતો તે જમીનને અડીને ચાલતો થઇ ગયો, નીચો ઊતરી ગયો. (મહાભારત, દ્રોણપર્વ, ૨૦૩). જ્યારે પાંડવો હજી અરણ્યવાસમાં હતા અને શ્રીકૃષ્ણે સૂચવ્યું કે યુધિષ્ઠિર કુરુઓ પોતાના સૈન્યને મોકલે, ભલે પછી તેઓ તેર વર્ષ વનવાસ વેઠશે એવા તેમના વચનનો અંશતઃ ભંગ થાય, ત્યારે યુધિષ્ઠિરનો ઉત્તર હતો, ''પાંડુના પુત્રો કદી પણ સત્યના માર્ગેથી વિચલિત થશે નહીં.'' (મહાભારત, વનપર્વ, ૧૮૧)

બહુ મોટી હાનિ થવાની હોય તો પણ પ્રતિજ્ઞાનું પાલન અવશ્ય કરવું જોઇએ. જ્યારે પ્રહ્લાદે ઇન્દ્ર પાસેથી ત્રણે લોકનું રાજ્ય જીતી લીધું ત્યારે ઇન્દ્રે બ્રાહ્મણનું રૂપ લીધું અને શિષ્ય તરીકે એની સેવા કરી. છેવટે પ્રહ્લાદ ઇન્દ્ર પર એટલા પ્રસન્ન થયા કે ઇન્દ્ર જે કાંઇ માગે તે આપવા તત્પર બન્યા. ઇન્દ્રે પ્રહ્લાદનું શીલ (ચારિત્ર્ય) માગી લીધું, આચરણ, વર્તન, વ્યવહારની માગણી કરી ત્યારે પ્રહ્લાદે ઇન્દ્રને તેનું દાન કર્યું, એમ કરવાથી એમનો પોતાનો હ્રાસ થશે એમ જાણવા છતાં પ્રહ્લાદે એની યાચના સ્વીકારી, એમ બન્યું પણ ખરું, છતાં પ્રહ્લાદે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું, વચનપાલન કર્યું.

અને જ્યારે ભીષ્મનાં અપર માતા સત્યવતીએ તેમને રાજગાદી સ્વીકારી લગ્ન કરવાની વિનંતિ કરી ત્યારે પોતાની પ્રતિજ્ઞાની વિરુદ્ધની આ વિનંતિનો ભીષ્મે આપેલો પ્રત્યુત્તર કોણ ભૂલી શકે?

'હું ત્રણેય લોકનો ત્યાગ કરું, સ્વર્ગનું રાજ્ય છોડું એનાથી મોટું જે કાંઇપણ હોય તેનો ય ત્યાગ કરું પણ હું સત્યનો કદી ત્યાગ કરીશ નહીં. પૃથ્વી પોતાનો ગંધનો ગુણ છોડી દે, જળ પોતાનો રસ ત્યજી દે, તેજ પોતાનો રૂપ દર્શાવવાનો ગુણ છોડી દે, વાયુ સ્પર્શ છોડી દે, સૂર્ય પોતાની કાંતિનો ત્યાગ કરે, અગ્નિ પોતાની ઉષ્ણતા છોડી દે, ચંદ્ર પોતાનાં શીતળ કિરણોનો ત્યાગ કરી દે, આકાશ શબ્દ ઉત્પન્ન કરવાની પોતાની શક્તિ છોડી દે, વૃત્રનો હણનાર ઇન્દ્ર પોતાનું પરાક્રમ છોડી દે, ન્યાયના દેવ પોતાનું નિષ્પક્ષપાતીપણું છોડી દે પણ હું ક્યારેય સત્યનો ત્યાગ કરીશ નહીં.'

અગ્નિ સમાન તેજસ્વી, માનશૂર, વગરવિચાર્યે નિષ્કપટતાથી વચન આપનાર, કર્ણ, પ્રાચીન કથા અનુસાર શસ્ત્રોથી અભેદ્ય કવચ સહિત જન્મ્યો હતો. પાંડવોને પક્ષે સત્ય હોવાથી વિજય તેમનો થાય એવું દેવો ઇચ્છતા હતા. કર્ણ અને અર્જુન વચ્ચે દ્વન્દ્વયુદ્ધ થાય તો કવચને કારણે

અર્જુન પરાજિત થાય. હવે કર્ણનો નિયમ હતો કે તે દરરોજ પૂર્વ દિશામાં મુખ કરીને વેદોનો અભ્યાસ કરવા બેસતો. જ્યાં સુધી સૂર્યનાં કિરણો શ્વેત રંગના થાય ત્યાં સુધી તે વેદોનું અધ્યયન-પઠન કરતો. કર્ણે પ્રતિજ્ઞા કરી હતી કે સ્વાધ્યાય દરમિયાન કોઇપણ બ્રાહ્મણ એની પાસેથી કંઇ પણ દાન માગે તો તે અવશ્ય આપશે; એક દિવસ દેવોના રાજા ઇન્દ્ર બીજો કોઇ ઉપાય ન સૂઝવાથી, વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ત્યાં આવ્યા, કર્ણ સમક્ષ પ્રગટ થયા અને દાન માગ્યું. કર્ણે વચન આપ્યું કે તે અવશ્ય ભિક્ષા-દાન આપશે. જો એની શક્તિમર્યાદામાં હશે તો વચન પૂર્ણ કરશે. ત્યારે ઇન્દ્રે કહ્યું, ''તમે તમારા શરીર પર ધારણ કરેલું આ જન્મજાત કવચ મને દાનમાં આપો.'' કર્ણે પ્રત્યુત્તર આપ્યો, ''હવે હું તમે બ્રાહ્મણ નથી એ જાણી ગયો છું. પણ દેવોના રાજા સ્વયં પાંડવોના હિત માટે સ્વરૂપ બદલીને આવ્યા છે. પણ મેં જે વચન આપ્યું છે તેનું પાલન તો અવશ્ય થવું જ જોઇએ. તમે જે માગ્યું છે તે ગ્રહણ કરો, તમારી ઇચ્છા પ્રમાણે તે આપવામાં હું મારું જીવન અર્પણ કરી રહ્યો છું એ જાણું છું. આ કવચ મારા પ્રતિસ્પર્ધી અર્જુનને પરાસ્ત કરવા માટેનું એકમાત્ર સાધન છે. મારે માટે અર્જુનને યુદ્ધમાં હરાવવો એ જીવન કરતાં વધુ મહત્ત્વનું છે. છતાં તમે આ કવચ ગ્રહણ કરો.'' અને કર્ણે એ જીવંત કવચ ટુકડે ટુકડે પોતાને હાથે તલવારથી ઊતરડી નાખ્યું અને ઇન્દ્રને દાનમાં આપી દીધું; અને અર્જુનને હરાવ્યો હોત તેના કરતાં પણ કર્ણે દાન કરીને એના કરતાં દીર્ઘાયુ જીવન પ્રાપ્ત કરી લીધું. (મહાભારત, વનપર્વ, ૩૦૩-૩૦૯)

સૂર્યવંશી રાજા દશરથ પાસે દેવોએ અસુરો સામેના યુદ્ધમાં સહાયતા માગી. તેમણે ક્ષત્રિયે કરવું જોઇએ તે જ પ્રમાણે અસુરો સામે યુદ્ધ કર્યું. તેમની સૌથી યુવાન રાણી કૈકેયીએ એમના યુદ્ધરથનું સારથિપદ સંભાળ્યું, જ્યારે રાજા ઘાયલ થઇને મૂર્છા પામ્યા ત્યારે કુશળતાપૂર્વક કૈકેયીએ રથને હાંકીને સલામત સ્થળે આણ્યો અને દશરથના જીવનની રક્ષા કરી. આ કાર્ય માટે કૃતજ્ઞ રાજાએ તેને બે વરદાન આપવાનું વચન આપ્યું, કૈકેયીએ તે ભવિષ્યમાં માગણી કરશે એવું સૂચન કર્યું. ઘણા સમય પછી રાજા વૃદ્ધ થયા. તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર રામને યુવરાજપદ આપવાનો નિર્ણય કર્યો ત્યારે કૈકેયીએ પેલા બે વરદાન માગ્યાઃ વૃદ્ધ રાજાના સૌથી પ્રિય, પુરુષોત્તમ રામને વનવાસ આપવો અને રાજગાદી કૈકેયીના પુત્ર ભરતને સોંપવી. દશરથને ખબર હતી કે આ વરદાન આપવાથી એમનું મૃત્યુ થવાનું છે છતાં તેમણે વરદાન આપ્યા અને મૃત્યુનો સ્વીકાર કર્યો. ભલે પોતે મૃત્યુ પામે પણ રાજાએ આપેલું વચન મિથ્યા ન થાય, સત્યનો ભંગ ન થાય. (રામાયણ, અયોધ્યાકાંડ)

દૈત્યોના રાજા બલિએ સ્વર્ગ પણ જીતી લીધું હતું અને તે ત્રણે લોકનો અપ્રત્યાશિત શાસક બન્યો હતો. એની આજ્ઞાથી મહાન અશ્વમેઘ યજ્ઞની વિધિઓ ચાલી રહી હતી. વિષ્ણુ ભગવાન

વામન સ્વરૂપમાં તેના યજ્ઞમાં આવ્યા અને બલિ પાસે પોતે ત્રણ પગલામાં આવરી લે એટલી ભૂમિ દાનમાં માગી. બલિના ગુરુ શુક્રાચાર્યે તેને એ દાન આપવા માટે મનાઇ ફરમાવી કારણ કે વામન સ્વયં વિષ્ણુ ભગવાન હતા. બલિએ જવાબ આપ્યો, ''પ્રહ્લાદનો પૌત્ર કદી અસત્ય બોલતો નથી. મેં આ બ્રાહ્મણ બટુકને જે વચન આપ્યું છે તે પ્રમાણે તેને હું દાન આપીશ. ભલે તેઓ વિષ્ણુ હોય અને મારા શત્રુ હોય.'' અને જ્યારે વામને બે પગલામાં ત્રણે લોકને આવરી લીધા, ત્રીજું પગલું માંડવા માટે સ્થાનની માગણી કરી ત્યારે બલિએ પોતાનું મસ્તક નમાવ્યું અને પોતાના સમગ્ર સામ્રાજ્યને ગુમાવવા તૈયાર થયો. આ વચનપાલન માટે વિષ્ણુએ તેને આશીર્વાદ આપ્યા અને જણાવ્યું, ''પોતાની સંપત્તિ જતી રહી, એનું પોતાનું સ્થાન એણે ગુમાવ્યું, પોતે શત્રુ દ્વારા પરાસ્ત થયો અને બંધનમાં પડ્યો, મિત્રોએ તેનો ત્યાગ કર્યો, એના પોતાના ગુરુ શુક્રાચાર્યે પણ એને ઠપકો આપ્યો અને શાપિત કર્યો છતાં બલિએ સત્યનો ત્યાગ ન કર્યો.'' (વિષ્ણુભાગવત, ૮, ૧૫, ૧૩)

પુરાણો કહે છે કે સત્યપાલનના આવા કાર્ય માટે વિષ્ણુની કૃપાથી બલિ હવે પછીનો બીજો ઇન્દ્ર થશે, જ્યારે અત્યારે પુરંદર નામે ઓળખાતો દેવ એ સ્થાન-ઇન્દ્રાસન ખાલી કરશે ત્યારે તેના પર બલિનું સ્થાન હશે અર્થાત્ બલિ ઇન્દ્ર બનશે. (કારણ કે ઇન્દ્ર કોઇ વ્યક્તિગત નામ નથી, સ્વર્ગના સામ્રાજ્યના અધિપતિની વિશિષ્ટ પદવી છે).

સત્ય એ જ બ્રહ્મ છે. બ્રહ્મસત્યમ્. તેથી જેઓ બ્રહ્મની જિજ્ઞાસા સેવે છે તેઓ સત્યવાદી-સત્ય આચરનાર હોવા જોઇએ. તેથી યુવકે બીજા બધા કરતાં સત્યપરાયણતા-સત્યવાદિતા સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

* * *

**जायमानो ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणत्वाञ्जायते यज्ञेन देवेभ्यः ।**
**प्रजया पितृभ्यः स्वाध्यायेन ऋषिभ्यः ॥१॥**

૧. બ્રાહ્મણ જન્મે ત્યારે ત્રણ ઋણો સહિત જન્મતો હોય છેઃ યજ્ઞ વડે દેવોનું ઋણ, પ્રજનન-સંતતિ વડે પિતૃઓનું ઋણ અને સ્વાધ્યાય વડે ઋષિઓ પરત્વેનું ઋણ.
(મનુસ્મૃતિ-૬, ૩૬ પરની ટીકામાં કુલ્લકે (ટીકાકાર) ઉદ્ધત કરેલ વેદવચન)

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।**
**अनपाकृत्यमोक्षं तु सेवमानो व्रजत्यधः ॥२॥**

૨. ત્રણ ઋણમાંથી મુક્ત થઇને તેણે (મનુષ્યે) પોતાનું મન મોક્ષ તરફ વાળવું જોઇએ. ઋણ ચૂકવ્યા વિના મોક્ષની ઇચ્છા રાખનાર અધઃપતન પામે છે.

अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत्॥३॥

૩. વેદોનો વિધિવત્ અભ્યાસ કરીને, ધર્માચરણપૂર્વક પુત્રોને ઉત્પન્ન કરીને અને શક્તિ અનુસાર યજ્ઞો વડે યજન કરીને પછી મનને મોક્ષ તરફ વાળવું જોઇએ.

परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ॥४॥

૪. પરસ્પરને પોષિત કરીને તું પરમ શ્રેય (કલ્યાણ) પ્રાપ્ત કરશે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्त्तयतीह यः।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति॥५॥

૫. આ પ્રમાણે પ્રવર્તતા ચક્રને જે આ લોકમાં અનુસરતો નથી તે મનુષ્ય પાપયુક્ત જીવન જીવતાં ઇન્દ્રિયો દ્વારા ભોગો ભોગવતાં હે અર્જુન, નિષ્ફળ જીવન જીવે છે. (ભગવદ્ગીતા-૩, ૧૧-૧૬)

सत्यं सत्सु सदा धर्मः सत्यं धर्मः सनातनः।
सत्यमेव नमस्येत सत्यं हि परमा गतिः॥६॥

૬. સત્ય હંમેશાં સજ્જનોનો ધર્મ છે. સત્ય સનાતન ધર્મ છે. સત્યને જ નમન કરવું જોઇએ, કારણ કે સત્ય જ પરમ ગતિ છે.

सत्यं धर्मस्तपो योगः सत्यं धर्मः सनातनः।
सत्यं यज्ञः परः प्रोक्तः सर्वं सत्ये प्रतिष्ठितम्॥७॥

૭. સત્ય ધર્મ છે, તપ છે, યોગ છે, સત્ય જ સનાતન (શાશ્વત) બ્રહ્મ છે. સત્યને શ્રેષ્ઠ યજ્ઞ કહ્યો છે. સર્વકાંઇ સત્યમાં જ પ્રતિષ્ઠિત રહેલું છે.

सत्यं नामाव्ययं नित्यमविकारि तथैव च।
सर्वधर्माविरुद्धेन योगेनैतदवाप्यते॥८॥

૮. સત્ય અવ્યય તત્ત્વનું બીજું નામ છે (અર્થાત્ સત્ય અવ્યય-અવિનાશી છે) વળી સત્ય અવિકારી છે, કોઇપણ ધર્મથી વિરુદ્ધ ન હોય એવા યોગ-ધ્યાન વડે સત્યની પ્રાપ્તિ થાય છે.

सत्यं च समता चैव दमश्चैव न संशयः।
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षाऽनसूयता॥९॥

૯. સત્ય એ જ સમતા છે, એ જ દમ (સંયમ) છે એમાં કોઇ સંશય નથી. અમાત્સર્ય (ઇર્ષ્યાવૃત્તિનો અભાવ), ક્ષમા, વિનયશીલતા, સહનશીલતા, દ્વેષનો અભાવ-આ બધા સદ્ગુણો સત્ય છે.

**त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं दया।**
**अहिंसा चैव राजेन्द्र! सत्याकारास्त्रयोदश॥१०॥**

૧૦. ત્યાગ, ધ્યાન, સંસ્કારિતા, ધૃતિ (ધીરજ), હંમેશાં દયાવૃત્તિ, અહિંસા-હે રાજવીશ્રેષ્ઠ! આ તેર સત્યનાં રૂપો છે. (મહાભારત અનુશાસન પર્વ-૧૦૦, ૬૨)

**चत्वार एकतो वेदाः साङ्गोपाङ्गाः सविस्तराः।**
**स्वधीता मनुजव्याघ्र सत्यमेकं किलैकतः॥११॥**

૧૧. હે નરશ્રેષ્ઠ, એક પલ્લામાં અંગ-ઉપાંગો સહિતના સવિસ્તર વેદોનું સારી રીતે કરેલું અધ્યયન અને બીજા પલ્લામાં એકમાત્ર સત્ય-આ બંને સમાન છે.
(મહાભારત-વનપર્વ-૧૩)

**आत्मन्यपि न विश्वासस्तथा भवति सत्सु यः।**
**तस्मात्सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति॥१२॥**

૧૨. માણસો જેટલો વિશ્વાસ સત્યવાદીઓમાં મૂકે છે તેના કરતાં પોતાનામાં ઓછો ભરોસો કરે છે. તેથી દરેક વ્યક્તિ સત્યવાદી પુરુષો સાથે વિશેષ સંબંધ-મૈત્રીની ઇચ્છા રાખે છે.
(મહાભારત, વનપર્વ-૨૯૧)

**सतां सदा शाश्वतधर्मवृत्तिः**
**सन्तो न सीदन्ति न च व्यथन्ति।**
**सतां सद्भिर्नाफलः सङ्गमोऽस्ति**
**सद्भ्यो भयं नानुवर्त्तन्ति सन्तः॥१३॥**

૧૩. સત્યપ્રિય વ્યક્તિઓ અને સજ્જનો હંમેશાં શાશ્વત ધર્મને અનુસરે છે. સત્યવચનીઓ નિષ્ફળ જતા નથી તેમ નિરાશ થતા નથી, વ્યથા પામતા નથી. સત્યવચનીઓ સાથેનો સમાગમ કદી અફળ જતો નથી, એવી જ રીતે સત્યપ્રિય વ્યક્તિઓનો સજ્જનોને ભય હોતો નથી.

**सन्तो हि सत्येन नयन्ति सूर्यं सन्तो भूमिं तपसा धारयन्ति।**
**सन्तो गतिर्भूतभव्यस्य राजन् सतां मध्ये नावसीदन्ति सन्तः॥१४॥**

૧૪. સત્‌જનો (સત્યવચનીઓ) સત્યના બળથી સૂર્યને સંચલિત કરી શકે છે, તેઓ તપ વડે પૃથ્વીને ધારણ કરે છે, તેઓ ભૂત અને ભવિષ્યની ગતિ નિશ્ચિત કરે છે, હે રાજન્‌, સજ્‌જનોની વચ્ચે સજ્‌જનો કદી પીડા પામતા નથી. (મહાભારત વનપર્વ)

**(यतः प्रभवति) क्रोधः कामो वा भरतर्षभ।**
**शोकमोहौ विधित्सा च परासुत्वं च (दद्वद) ॥१५॥**

૧૫. હે ભરતશ્રેષ્ઠ, ક્રોધ, કામ, શોક, મોહ, શંકાશીલતા, અસત્પ્રવૃત્તિ,

**त्रयोदशैतेऽतिबलाः शत्रवः प्राणिनां स्मृताः ॥१६॥**

૧૬. લોભ, દ્વેષ, ઇર્ષ્યા, ચિંતાવેગ, તિરસ્કાર, ઉપહાસવૃત્તિ અને ભય આ તેર પ્રાણીઓના અતિબળવાન શત્રુઓ છે. (મહાભારત, શાન્તિપર્વ, ૩૩)

**यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते।**
**तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥१७॥**

૧૭. જેના વચન વિશે ક્ષેત્રજ્ઞ (સર્વજ્ઞ) વિદ્વાન શંકા કરતો નથી, જે બોલે ત્યારે સંશય અનુભવતો નથી તે સત્યવચની પુરુષ કરતાં શ્રેષ્ઠ મનુષ્યને આ પૃથ્વી પર દેવો પણ જાણતા નથી. અર્થાત્ સત્યવચની પુરુષ જ આ સૃષ્ટિમાં-સંસારમાં શ્રેષ્ઠ છે.
(મનુસ્મૃતિ-૮-૯૬)

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥१८॥**

૧૮. તારો અધિકાર કેવળ કર્મમાં છે, ફળમાં ક્યારેય નથી, તેથી કર્મનું ફળ મેળવવાનો હેતુ રાખીશ નહીં, તે જ પ્રમાણે અકર્મ-કર્મ ન કરવામાં પણ તું આસક્ત થઇશ નહીં.
(ભગવદ્ગીતા-૨-૪૭)

**ऋतं सत्यं परं ब्रह्म ॥१९॥**

૧૯. પરમ બ્રહ્મ જ ઋત છે, સત્ય છે. (નૃસિંહોત્તરત્તાપિનીઉપનિષદ્ ૧, ૬)

# પ્રકરણ-૬



## || સુખ અને ઊર્મિઓ (ઉદ્વેગો) ||

આપણે જોયું કે ઇશ્વર ચિંતન (વિચાર) રૂપ, શક્તિરૂપ અને સુખમય છે. સચ્ચિદાનંદસ્વરૂપ છે. એ જ પ્રમાણે એના અંશો-સંતાનોમાં એવા જ લક્ષણો-લાક્ષણિકતાઓ રહેલાં છે. જ્યારે જીવાત્મા જડ પ્રકૃતિથી આવૃત્ત થાય છે ત્યારે એના સ્વભાવની આનંદરૂપ લાક્ષણિકતા-લક્ષણ બાહ્યગતિ કરે છે, સંતોષની શોધમાં બહિર્મુખ થાય છે. બાહ્ય જગત સાથે પોતાને જોડીને સમજવાનો પ્રયત્ન કરે છે. આ બહિર્મુખ થયેલા આવેગોને ઇચ્છાઓ કહે છે અને જ્યારે જીવાત્માને આનંદ-પ્રસન્નતા-ખુશી આપનારા વિષય-પદાર્થ સાથે આ આવેગો જોડે છે, એની ઇચ્છાઓ આવા કોઇક વિષય સાથે જોડાય છે ત્યારે પરિણમતી લાગણી કે ઉદ્વેગને રાગ-પ્રેમ કહે છે, એને રુચિ પણ કહી શકાય. એનાથી ઊલટું, આવેગો કે ઇચ્છાઓ જીવાત્માને એવા કોઇ વિષય કે પદાર્થ સાથે જોડે કે જેનાથી એને પીડા થાય, તે વખતે એની ઇચ્છાઓ આવા વિષય સાથે જોડાવાનું ટાળે છે અથવા જીવાત્મા એની સાથે જોડાવાની ઇચ્છાને ટાળે છે, એમાંથી ઉત્પન્ન થતી લાગણી કે ઉદ્વેગ તે દ્વેષ-તિરસ્કાર કે અણગમો કહેવાય છે. પહેલી લાગણી (પ્રેમ) રાગ-જીવાત્મા અને વિષય વચ્ચે આકર્ષણ પેદા કરે છે, બીજી લાગણી (તિરસ્કાર-દ્વેષ) અપાકર્ષણ પેદા કરે છે.

જીવાત્મા આ ગમા-અણગમા રાગ-દ્વેષ-પ્રેમ-તિરસ્કાર વિશે ચિંતન કરે છે અને ધીમે ધીમે પોતાની લાગણીઓને યોગ્ય દિશામાં દોરતાં શીખે છે, ઇશ્વરેચ્છા અનુસાર તર્કશક્તિ-બુદ્ધિ દ્વારા માર્ગદર્શન પામેલી લાગણીઓ સદ્ગુણોના સ્વરૂપે વિકસે છે. અને આમ લાગણીઓની કેળવણી (એમના પર થયેલો સંસ્કાર) મનુષ્યની નૈતિક પ્રગતિ-નીતિમત્તાવિષયક વિકાસનું રૂપ ધારણ કરે છે. જેમ જેમ તે પ્રેમની લાગણીને વધુ કેળવતો જાય છે તેમ તે પોતાની જાતને મનુષ્યોના વધુ વ્યાપક વર્તુળ સાથે જોડે છે, પરિવાર, સમાજ, રાષ્ટ્ર, જ્ઞાતિ. આ બધાંને તે પોતાની જાતની જેમ ચાહવા લાગે છે અને આ ચાહત કે પ્રેમ એના સ્વભાવનું લક્ષણ બની જાય છે, આ પ્રેમ એની પ્રકૃતિ-એના સ્વભાવની સતત વૃદ્ધિ પામતી આનંદની અભિવ્યક્તિનું રૂપ ધારણ કરે છે અને એ લાગણી એકત્વમાં સંતોષાય છે.

આપણે જોયું કે હવે ઊર્ધ્વગમન-ઉત્ક્રાન્તિ આપણને એકત્વ તરફ દોરી જાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો, ઇશ્વરેચ્છા ભિન્ન ભિન્ન આત્માઓને એકબીજા સાથેના અને આત્માના પોતાની સાથેના ઐક્ય તરફ ગતિ કરાવે છે, દોરી જાય છે. આ એકત્વમાં જ આનંદ છે; તેથી સદ્-યોગ્ય અને સુખીને એકબીજાથી પૃથક્-જુદા પાડી શકાતા નથી. સનાતન ધર્મ આપણને અનેકવાર-વારંવાર આ તારણ પર લઇ જાય છે, દોરી લાવે છેઃ ''બ્રહ્મ આનંદસ્વરૂપ છે'' તેથી બ્રહ્મનું લક્ષણ-બ્રહ્મનો સ્વભાવ ધરાવતો જીવાત્મા પણ આનંદરૂપ છે, જ્યારે તે આ પરમગતિ ઊર્ધ્વગમનથી ઊલટી દિશામાં જાય છે, ઇશ્વરેચ્છાથી વિરુદ્ધ જાય છે ત્યારે જ દુઃખ ઉત્પન્ન થાય છે. જ્યારે તે ખોટું આચરણ કરે છે, અસદાચરણ કરે છે ત્યારે જ તે દુઃખી થાય છે.

* * *

**ब्रह्मैवेदं सर्वं सच्चिदानन्दरूपम् ।**
**सच्चिदानन्दरूपमिदं सर्वम् ॥१॥**

૧. સત્, ચિત્ આનંદરૂપ બ્રહ્મ જ આ સર્વ કાંઇ છે, આ સર્વ કાંઇ સચ્ચિદાનંદરૂપ છે.
(નૃસિંહોત્તરતાપિની ઉપનિષદ્, ૭)

**पराञ्चिखानि व्यतृणत् स्वयंभू-**
**स्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् ॥२॥**

૨. સ્વયંભૂએ ઇન્દ્રિયોને બહિર્મુખ કરી તેથી જીવે બાહ્યદૃષ્ટિ કરી, અંતરાત્મામાં નહીં.
(કઠોપનિષદ્, ૪-૧)

**यदा वै सुखं लभतेऽथ करोति नासुखं लब्ध्वा करोति।**
**सुखमेव लब्ध्वा करोति... ॥३॥**

૩. જ્યારે જીવ સુખ પ્રાપ્ત કરે છે ત્યારે કર્મ કરે છે, સુખ પ્રાપ્ત કર્યા વિના (સુખ ન મળવાનું હોય તો) તે કર્મ કરતો નથી. સુખ મેળવવા જ તે કર્મ કરે છે.

**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् ॥४॥**

૪. જે કાંઇ પણ ભૂમા (અનંત) છે તે જ સાચું સુખ છે, અલ્પમાં સુખ હોતું નથી. ભૂમા (અનંત) એ જ સુખરૂપ છે.

**यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति**
**स भूमा अथ यत्राऽन्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति**
**तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं... ॥५॥**

૫. જેમાં તે બીજું કાંઇ જોતો નથી, બીજું કાંઇ સાંભળતો નથી, બીજું કાંઇ જાણતો નથી, તે જ ભૂમા (અનંત) છે. જેમાં તે બીજું જુએ છે, બીજું સાંભળે છે, બીજું જાણે છે તે અલ્પ છે. જે કાંઇ ભૂમા (અનંત) છે તે અમૃત છે, જે કાંઇ અલ્પ છે તે મર્ત્ય છે.

(છાન્દોગ્ય ઉપનિષદ્, ૭, ૨૨-૧, ૨૩-૧ અને ૨૪-૧)

**सुखचैतन्यस्वरूपोऽपरिमितानन्दसमुद्रोऽविशिष्टसुख-**
**स्वरूपश्चानन्द इति ॥६॥**

૬. જે સુખમય ચૈતન્ય સ્વરૂપ છે, અપરિમિત આનંદનો સમુદ્ર છે જેનાથી વિશેષ સુખરૂપ બીજું કાંઇ નથી તે આનંદ સ્વરૂપ છે. (સર્વસારોપનિષદ્)

**इष्टविषये बुद्धिः सुखबुद्धिरनिष्टविषये बुद्धिर्दुःखबुद्धिः ॥७॥**

૭. ઇષ્ટવિષયમાં બુદ્ધિ-ઇચ્છેલા પદાર્થમાં સુખનો અનુભવ તે સુખબુદ્ધિ અને અનિષ્ટવિષયમાં બુદ્ધિ-અનિષ્ટ પદાર્થમાં દુઃખનો અનુભવ તે દુઃખબુદ્ધિ. (સર્વસારોપનિષદ્)

**सर्वाणि भूतानि सुखे रमन्ते**
**सर्वाणि दुःखस्य भृशं त्रसन्ते ॥८॥**

૮. સર્વ જીવો (પ્રાણીઓ) સુખમાં આનંદ અનુભવે છે. સર્વ પ્રાણીઓ દુઃખમાં અતિશય ત્રાસ પામે છે. (દુઃખથી દૂર ભાગે છે) (મહાભારત, શાન્તિપર્વ, ૨૩૧, ૨૨૭)

**इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत।**
**सर्वभूतानि सम्मोहं सर्गे यान्ति परन्तप॥९॥**

૯. હે ભારત, આ સંસારમાં ઇચ્છા અને દ્વેષમાંથી ઉત્પન્ન થયેલા દ્વન્દ્વોના મોહથી, હે શત્રુનાશક, સર્વ પ્રાણીઓ સંમોહ-ભ્રાન્તિ પામે છે. (ભગવદ્‌ગીતા-૬-૨૭)

**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम्॥१०॥**

૧૦. ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, જીવસમૂહ, ચેતના, ધૃતિ-આ સર્વને તેમના વિકારો સહિત ટૂંકમાં ક્ષેત્ર કહેવામાં આવે છે. (ભગવદ્‌ગીતા, ૧૩-૬)

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः॥११॥**

૧૧. આ કામ અને આ ક્રોધ બંને રજોગુણમાંથી ઉદ્‌ભવ પામે છે.

**इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ॥१२॥**

૧૨. ઇન્દ્રિયના વિષયો માટેના રાગ અને દ્વેષ ઇન્દ્રિયોમાં જ રહેલા છે. તેમને વશ થવું જોઇએ નહીં કારણ કે તેઓ મોક્ષમાર્ગમાં અવરોધરૂપ છે. (ભગવદ્‌ગીતા-૩-૩૪)

**रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति॥१३॥**

૧૩. ઇન્દ્રિયોને વશ કરનાર જીવાત્મા રાગદ્વેષથી મુક્ત ઇન્દ્રિયો વડે વિષયોમાં રમમાણ-ફરતો રહે તો પણ આત્માથી વશ થયેલી ઇન્દ્રિયોને કારણે પ્રસાદ (શાન્તિ), પ્રસન્નતા પામે છે. (ભગવદ્‌ગીતા-૨-૬૪)

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥१४॥**

૧૪. જે શાસ્ત્રોક્ત વિધાનનો ત્યાગ કરીને ઇચ્છાઓના આવેગોને અનુસરે છે તે સિદ્ધિ પ્રાપ્ત કરતો નથી, સુખ કે પરમગતિને પામતો નથી. (ભગવદ્‌ગીતા ૧૬, ૨૩)

**एको वशी सर्वभूतान्तरात्मा**
**एकं रूपं बहुधा यः करोति ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा**
**स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१५॥**

૧૫. જે સર્વ ભૂતોના અંતરાત્મારૂપે રહેલો છે, જે એકમાત્ર સર્વને વશમાં રાખનાર છે, જે એકમાંથી અનેક રૂપો ધારણ કરે છે તે આત્મામાં રહેલા પરમાત્માનું જે જ્ઞાની, ધૈર્યશીલ પુરુષો દર્શન કરે છે તેમને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, અન્યોને નહીં.

(કઠોપનિષદ્ ૫, ૧૨)





# ॥ આત્મપરક સદ્‌ગુણો ॥

આપણે જોયું કે જીવાત્માને પોતાની આસપાસના સર્વ કોઇ સાથે સંબંધ છે અને નૈતિકતા તેના અન્યો સાથેના સંબંધોને સુસંવાદી બનાવવા સાથે સંકળાયેલી છે. પરંતુ આપણે ભૂલવું ન જોઇએ કે તે પોતાના કોશો કે સ્થૂલ-સૂક્ષ્મ શરીર સાથે અથવા તે પોતે જેની સાથે ગાઢ રીતે સંકળાયેલો છે તે અનાત્મ અંગો સાથે પણ સંબંધ ધરાવે છે, જો આ બધાની સાથેના તેના સંબંધો પણ સુસંવાદી ન હોય તો જીવાત્મા પોતાનાથી દૂર અલગ હોય એવા તત્ત્વો-પદાર્થો સાથે સુસંવાદી સંબંધો કેળવવાની અપેક્ષા રાખી શકે નહીં. જ્યારે તે વયમાં નાનો હોય છે ત્યારે આ પદાર્થો-દ્રવ્યો કે તત્ત્વો તેના પર હાવી થયેલાં હોય છે અને તેને અનેક પ્રકારની તકલીફોમાં મૂકે છે; પણ જેમ જેમ તે મોટો થતો જાય છે તેમ તેમ તે તેમના પર નિયંત્રણ કેળવવાનો પ્રયત્ન કરે છે; તેમની સાથે તેને ઘણો સંઘર્ષ કરવો પડે છે અને આત્મસંયમ નામે ઓળખાતો મોટો ગુણ કેળવે નહીં ત્યાં સુધી તેનો સંઘર્ષ જારી રહે છે. આત્મસંયમ-દમ એટલે જીવાત્માએ પોતાના અંગો પર, ઉચ્ચતર આત્માએ નિમ્નતર અંશો પર કેળવેલો સંયમ. જીવાત્માએ પોતે પોતાના પર કાબૂ રાખવા માટે; નહીં કે બીજા જીવાત્માઓ સાથેના સંબંધમાં- કેળવેલા પોતાના જ અંગો, પોતાની જ કાયા, મન વગેરે પરના સંયમને અર્વાચીન વર્ગીકરણ પ્રમાણે આત્મપરક સદ્‌ગુણો કહેવામાં આવે છે. પરંતુ પ્રત્યેક વ્યક્તિ એ જોઇ શકે છે કે જેમણે આવો આત્મસંયમ, આવા આત્મપરક સદ્‌ગુણો કેળવ્યા હશે તે અન્યો સાથેના સંબંધમાં

બીજી વ્યક્તિઓ (આત્મપરક સદ્‌ગુણો વિનાની વ્યક્તિ) કરતાં વધુ સુસંવાદી રહી શકશે.

નિયમોના મહાન સર્જકદાતા મનુએ આ પ્રકારના આત્મસંયમ પર, તેની જરૂરિયાત પર, ઘણો ભાર મૂક્યો છે અને તેઓ એના વિશે ઘણાં મૂલ્યવાન સૂચનો કરે છે. તેઓ કહે છે કે કર્મની પાછળ ત્રણ પરિબળો રહેલા છે અને તે પ્રત્યેક પરિબળ પર કર્તાએ કાબૂ મેળવવોજોઇએઃ ''કર્મ મન, વાણી અને કાયામાંથી જન્મે છે.'' (મનુસ્મૃતિ-૧૦-૧૩)

મન-મનોમયકોશ જેમાં લાગણીઓ-ઉદ્વેગો સમાયેલા છે તેને જીતવું જોઇએ. અને એ સૌથી અઘરું કામ છે. કારણ કે મન કામનાના વિષયો પાછળ ભટક્યા કરે છે, ભેરવાય છે અને સુખ આપનારા વિષયોને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અભિભૂત થઇ જાય છે. લાગણીઓ-ઉદ્વેગો તો હંમેશાં સંતોષ ઇચ્છતા હોય છે અને મન તેમને તૃપ્ત કરવા આતુર હોય છે. તેથી તેમનું ગુલામ બની જાય છે. જીવાત્માએ મનને આ ગુલામીમાંથી મુક્ત કરવાનું છે, એને પોતાને શાંત કરવા પ્રયત્ન કરવાનો છે, જેથી મન ઇન્દ્રિયોને વશમાં કરી શકે, કર્મેન્દ્રિયોને વશ કરી શકેઃ મનુ કહે છે તે પ્રમાણેઃ મનને જીતવાથી પંચ જ્ઞાનેન્દ્રિયો અને પંચ કર્મેન્દ્રિયો બંને જિતાઇ જાય છે. (મનુસ્મૃતિ-૨, ૯૨) પંચેન્દ્રિયદ્વય એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો.

તેથી, વ્યક્તિએ પોતાના મનને જીતવાનું, વશ કરવાનું લક્ષ્ય રાખવું જોઇએ, જો તે અનિષ્ટ વસ્તુઓ તરફ દોડે તો તેને પાછું વાળવું જોઇએ; આપણે મનને સારી બાબતોમાં કેન્દ્રિત કરવા તરફ પ્રયત્ન કરવો જોઇએ. આત્મસંયમ (જાત પરનો કાબૂ)ની દિશામાં આ સૌથી પહેલો સૌથી મહત્ત્વનો અંશ છે.

બીજું પગથિયું છે વાણી પરનો સંયમ. બોલતાં પહેલાં આપણે વિચાર કરવો જ જોઇએ. ઉતાવળાં વચન આપણને અંત વિનાની મુશ્કેલીઓ તરફ ઘસડી જાય છે. અર્જુન વચન ઉચ્ચારવામાં ઉતાવળો હતો તેથી પોતે ઘણી વખત ભારે મુશ્કેલીઓમાં મુકાયો હતો. પોતાના પુત્ર (અભિમન્યુ)ના વધ માટે જવાબદાર જયદ્રથને સૂર્યાસ્ત પહેલાં જો પોતે નહીં હણે તો પોતે અગ્નિપ્રવેશ કરશે એવી એની ઉતાવળી પ્રતિજ્ઞાને કારણે કૃષ્ણે હસ્તક્ષેપ કરીને સૂર્યને વહેલો ઢાંકી દેવો પડ્યો જેથી જયદ્રથ પોતાના સુરક્ષિત ઘેરામાંથી બહાર આવે. (મહાભારત-દ્રોણપર્વ) વળી ફરી એક વાર યુધિષ્ઠિરનાં કટાક્ષભર્યાં વચનોથી ઉશ્કેરાઇને તેમની સાથે થયેલા કલહમાં પણ તેણે ઉતાવળાં વચનો ઉચ્ચાર્યાં હતાં. (મહાભારત-કર્ણપર્વ-૭૦-૯૦) બીજા પણ એવા પ્રસંગો છે. ઉતાવળે કરેલી પ્રતિજ્ઞા પાળવામાં નિષ્ફળ જતાં મહાપ્રસ્થાન સમયે એનું મૃત્યુ થયુંઃ ''અર્જેનુ કહ્યું કે પોતે એક જ દિવસમાં સર્વ શત્રુઓનો નાશ કરશે. પોતાનું શૂરાતન દર્શાવવામાં એણે ગર્વ કર્યો, પણ પોતે જેમ કહ્યું હતું તેમ કરી શક્યો નહીં તેથી એ નીચે ઢળી પડ્યો.'' (મહાભારત-મહાપ્રસ્થાનિકપર્વ). જેણે પોતાની જીભને જીતી લીધી છે તે પોતાની જાતને જલદીથી વશ કરી શકે છે.

ત્રીજું, ભૌતિક શરીર પર સંયમ કેળવવો જોઇએ. શારીરિક સંતોષ કે તૃપ્તિ માટે તેને પાપકર્મ કરવા માટેની ઉતાવળ કરવા દેવી જોઇએ નહીં. શ્રીકૃષ્ણ કહે છેઃ ''દેવો, બ્રાહ્મણો, ગુરુઓ અને પ્રાજ્ઞજનોનું પૂજન, શૌચ, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસાને શારીરિક તપ કહેવાય છે.'' (ભગવદ્ગીતા, ૧૭-૧૪). યુવાની શરીર પર સંયમ કેળવવાનો-શારીરિક તપનો સમય છે, કારણ કે આ સમયમાં શરીર પર સહેલાઇથી કાબૂ મેળવી શકાય છે અને તેને યોગ્ય રીતે કેળવી શકાય છે. શરીર આદત-ટેવને વશ હોય છે, શરૂઆતમાં તે જીવાત્માના નિશ્ચયનો પૂરી તાકાતથી વિરોધ કરશે પણ પછી પૂરેપૂરી સંતુષ્ટતા અને તૈયારીથી નવા રસ્તાને પહેલાંના રસ્તાની જેમ જ અપનાવી લેશે.

આ આત્મસંયમ વડે આપણે જે અનિષ્ટો અને દુઃખોથી મુક્ત થવાનો પ્રયત્ન કરવાનો છે તે છે સ્વાર્થી ઇચ્છાઓ, કારણ કે ભૌતિક સંપત્તિ અને દુન્યવી વિષયોનાં સુખો માટેની અદમ્ય ઇચ્છા ઘણાં દુઃખોને જન્મ આપે છે, ઇચ્છાઓને દૂર કરવાથી શાંતિ પ્રાપ્ત થાય છે, ઇચ્છાઓને સતત તૃપ્ત કરતા રહેવાથી ક્યારેય ઇચ્છાઓ શાંત થતી નથી. માન્કીને એની પ્રતીતિ થઇ હતી. સંપત્તિ માટેના લોભને કારણે માન્કીએ લાંબો સમય એની પાછળ રઝળપાટ કરી, પણ તેને હંમેશાં નિરાશા અને નિષ્ફળતા જ સાંપડી. પોતાની સંપત્તિના બાકી રહેલા હિસ્સામાંથી એણે હળ સાથે જોડવા માટે બે વાછરડા-બળદ ખરીદ્યા. નસીબ વાંકું હોવાથી જે દોરડા-ધૂંસરી સાથે બંનેને બાંધ્યા હતા તે ત્યાંથી પસાર થઇ રહેલા ઊંટની ડોકમાં ભેરવાઇ ગઇ, ધૂંસરી ખેંચાતાં બંને બળદ મરી ગયા. છેલ્લી દુર્ઘટનાથી માન્કીની આંખ ઊઘડી ગઇ. એની ઇચ્છાઓ વરાળની જેમ ઊડી ગઇ. તેણે ગાયુંઃ ''જે ઇચ્છા કરે છે તેણે ઇચ્છાનો ત્યાગ કરવોજોઇએ. શુકે (દેવે) સાચું જ કહ્યું છે કે જેને પોતાની ઇચ્છા પ્રમાણે બધું જ મળે છે તે અને જે પ્રત્યેક ઇચ્છાનો ત્યાગ કરે છે તે-આ બંનેમાં જે સર્વનો ત્યાગ કરે છે તે પહેલા કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે કોઇપણ વ્યક્તિ બધી ઇચ્છાનો અંત પામી શકતી નથી. હે મારા આત્મા, જે અત્યાર સુધી લોભનો ગુલામ હતો તે તું હવે એક વાર (ઇચ્છા) મુક્તિ અને તૃપ્તિ (શાન્તિ) નો અનુભવ કરી જો, આસ્વાદ લઇ જો, હું લાંબો સમય સુધી સૂતો રહ્યો પણ હવે સૂવાનો નથી; હું જાગ્રત રહીશ. હે કામનાઓ, હવે તમે મને છેતરી નહીં શકો. અત્યાર સુધી તમે મારા હૃદયને જેમાં ચોંટેલું રાખ્યું હતું, જેની પાછળ પડવાની તમે ફરજ પાડી હતી તે મેળવવું સહેલું છે કે અશક્ય તેનો વિચાર કરવા મને થોભવાનો મોકો નહોતો આપ્યો. હે કામનાઓ, તમે બુદ્ધિહીન છો, મૂર્ખ છો. જ્યારે સંતોષાતી નહોતી ત્યારે તમે આગની જેમ ભડભડતી બળતી હતી. વધુ ને વધુ ઉપભોગ ઇચ્છતી હતી. તમારી પૂર્તિ કરવી અશક્ય છે, જેમ ગતિનો અંત નથી હોતો તેમ તમારો અંત નથી. તમારું એકમાત્ર ધ્યેય મને દુઃખમાં ડુબાડી દેવાનું છે. આજે આપણે છૂટા પડીએ છીએ. હે ઇચ્છા, હે કામના, આજથી હું તમારા સાન્નિધ્યમાં રહેવાનો નથી. હું તમારો વિચાર કરતો નથી, હું તમારો સર્વથા ત્યાગ કરું છું, મારા હૃદયના



પૂરેપૂરા ઉદ્વેગો સહિત તમારો ત્યાગ કરું છું. જે પહેલા નિરાશામાં ડૂબ્યો હતો તેવો હું હવે પૂરેપૂરી માનસિક શાંતિ પામી ચૂક્યો છું. હૃદયના પૂરેપૂરા સંતોષ સાથે, ઇન્દ્રિયોના શમન સાથે હું હવે પછી મને જે કાંઇ આવી મળે તેના પર આજીવિકા નિભાવીશ. હે મારી શત્રુરૂપ ઇચ્છાઓ, હવે હું તમારી તૃપ્તિ માટે પરિશ્રમ નહીં કરું. તમારી પૂરેપૂરી શૃંખલાઓ તમારો સર્વનો ત્યાગ કરીને મને બદલામાં શાન્તિ અને આત્મસંયમ પ્રાપ્ત થયા છે, ક્ષમા, સમભાવ અને છૂટકારો પ્રાપ્ત થયાં છે.'' આમ માન્કીએ ગુમાવ્યું ઓછું અને મેળવ્યું ઘણું. (મહાભારત, શાન્તિપર્વ-૧૭૭)

રાજા યયાતિની કથા પણ સાંભળો. યયાતિ ઉત્કટ કામનાથી તપ્ત બનીને તેના પોતાના પુત્ર પાસેથી એની સુંદર આકર્ષક યુવાની મેળવવા આતુર થયો હતો, જેથી ભોગો ભોગવવાની અતૃપ્ત રહી ગયેલી ઇચ્છા પૂર્ણ કરી શકે. યયાતિની કથા આ પ્રમાણે છે:

નહુષનો પુત્ર યયાતિ ચંદ્રવંશી રાજા હતો અને ઇન્દ્રિયોના ભોગો ભોગવવાની તેને હંમેશાં લાલસા રહેતી. એણે પાપાચરણ કર્યું અને પોતાના સસરા અસુરોના ગુરુ શુક્રાચાર્યના કોપનો ભોગ બન્યો. શુક્રાચાર્યના શાપને કારણે યયાતિ પોતે ભરયુવાનીમાં પુરુષત્વયુક્ત હોવા છતાં અતિક્ષીણકાય અને અશક્ત વૃદ્ધ બની ગયો. યયાતિએ ઋષિ શુક્રાચાર્યને અનેક વિનંતિઓ કરી ત્યારે તેના પર દયા આણીને શુક્રાચાર્યે કહ્યું કે એક હજાર વર્ષ સુધી તે પોતાના પુત્રોમાંથી કોઇ એક પોતાની યુવાનીના બદલામાં તેની વૃદ્ધાવસ્થા ગ્રહણ કરવા તૈયાર હોય તો તેમ કરી શકશે, પણ પુત્ર પોતાની ઇચ્છાથી જ તેને પોતાની યુવાની આપી શકશે. યયાતિએ વારાફરતી

પોતાના પાંચ પુત્રોને પૂછી જોયું. પાંચમા સૌથી નાના પુત્ર પુરુએ પિતા પ્રત્યેની ભક્તિ અને સ્નેહને કારણે તેમને પોતાની યુવાની આપી દીધી અને એક હજાર વર્ષ સુધી પુરુએ પોતે પિતાની વૃદ્ધાવસ્થા સ્વીકારી લીધી. આટલા દીર્ઘ કાળ સુધી યયાતિએ ઇન્દ્રિયોના ભોગો ભોગવ્યા, વિષયોપભોગ કર્યો, ભૌતિક સુખસમૃદ્ધિનો ઉપભોગ કર્યો, પણ એને સમજાયું કે એની કામનાઓ તો વધતી જ ગઇ, એની ઇન્દ્રિયો સંતૃપ્તિને કારણે મંદ અને ઉદાસીન બની ગઇ. એણે ઇચ્છા કરી કે ઇન્દ્રિયભોગ્ય જગત માટેની એની કામના તૃપ્ત કરવાથી શમી જશે, પણ રથના ચક્રના આરા એક પછી એક અંત વિના ફર્યા જ કરે છે, એ આરાની ગતિ અનંત છે. છેવટે હજાર વર્ષોનો અંત નજીક આવ્યો ત્યારે યયાતિના મનમાં ભારે વૈરાગ્ય ઉત્પન્ન થયો, એને સમજાયું કે ઇચ્છાઓ કામનાઓના ઉપભોગથી કદી શમન પામતી નથી, એ તો હતાશાને જન્મ આપે છે. તેણે પુરુને પોતાની પાસે બોલાવ્યો, સ્વેચ્છાએ પોતાની વૃદ્ધાવસ્થા તેની પાસેથી માગી લીધી અને રાજ્યસહિત પુરુની યુવાની તેને પાછી સોંપી દીધી. યયાતિએ અરણ્યનો માર્ગ લીધો, નિવૃત્તિનો માર્ગ લીધો અને પોતાના જીવનના અનુભવનો જેમાં નિચોડ હતો તે શ્લોક ઉચ્ચાર્યોઃ

''વિષયોનો ઉપભોગ કરવાથી કામનાઓ-ઇચ્છા શાંત નથી; જેમ અગ્નિમાં ઘી કે હોમદ્રવ્ય હોમવાથી અગ્નિમાં વૃદ્ધિ થાય છે. અગ્નિ શાન્ત થતો નથી તેમ.'' (મહાભારત, અનુશાસન પર્વ, ૧૧૬, ૩૭)

શ્રીકૃષ્ણના શબ્દોના અવતરણમાંના 'અહિંસા' શબ્દ પર આપણે પળવાર માટે અટકીએ. ભીષ્મે ઉપદેશ આપ્યો કે, ''અહિંસા પરમ ધર્મ છે, શ્રેષ્ઠ ધર્મ છે.'' આપણે કોઇને હાનિ પહોંચાડવી જોઇએ નહીં. આપણું જીવન મદદરૂપ થવા માટે હોવું જોઇએ, હાનિ પહોંચાડવા માટે નહીં. દેહ પરનો કાબૂ કે સંયમ-એમાં બીજાને હાનિ ન પહોંચાડવાનું કર્તવ્ય સમાવિષ્ટ થઇ જાય છે. બૃહસ્પતિએ કહેલું, ''જે મનુષ્ય સર્વ પ્રાણીઓ માટેના સમભાવના ધર્મનું આચરણ કરે છે તે પરમ-સર્વોચ્ચ શ્રેય પ્રાપ્ત કરે છે. વ્યક્તિને પોતાને જે વર્તન દુઃખ પહોંચાડતું હોય તેવું વર્તન વ્યક્તિએ બીજા સાથે ન કરવું જોઇએ. આ જ ટૂંકમાં સદાચરણનો નિયમ છે.'' (મહાભારત, અનુશાનસપર્વ, ૧૧૩).

લોકો ઘણીવાર વગર વિચાર્યે બીજાને નુકસાન-હાનિ પહોંચાડતા હોય છે અને પરિણામે વધારે મુશ્કેલીને નોતરે છે. જ્યારે યુધિષ્ઠિર, દુર્યોધન અને તેમના ભાઇઓ નાના હતા અને બધા સાથે રહીને અભ્યાસ કરતા હતા ત્યારે તેમનામાંનો સૌથી શક્તિશાળી ભીમ બાળસહજ વિચારહીનતાને કારણે નાના અને નબળા ભાઇઓ પર પોતાનું રાક્ષસી બળ અજમાવતો. એમનામાં ઘણા ઝાડ પર ફળ તોડવા માટે ચડતા ત્યારે હાથમાં થડ પકડીને તે ઝાડ હલાવતો

તેથી પેલા ભાઇઓ પાકા ફળની જેમ નીચે ગબડી પડતા. ભીમને એ જોવામાં ખૂબ મજા પડતી અને તે ખડખડાટ હસતો, પણ છોકરાઓમાંના કોઇને ઇજા થતી. શરીરે ઘાયલ થતા તે કરતાં વધુ તો એમનું મન વધુ ઘવાતું. વળી, હસ્તિનાપુરની કોટની દીવાલો પાસે વહેતી નદીએ એ બધા સ્નાન કરવા કે તરવા જતા ત્યારે ભીમ તરતો તરતો બીજા છોકરાઓની નીચે પહોંચી જતો અને ઘણાને પકડીને પાણીમાં ડુબકીઓ ખવડાવતો. એના પોતાના મજબૂત ફેફસાંને લીધે એ પાણીમાં શ્વાસ રોકીને રહી શકતો. એને એમાં આનંદ આવતો પણ બીજા કૌરવભાઇઓને ખૂબ પીડા થતી. પરિણામ શું આવ્યું? ધિક્કાર અને અણગમાની આગ ધૂંધવાતી રહી અને તે કૌરવો અને પાંડવો વચ્ચેના તીવ્ર વૈમનસ્યના અગ્નિનું રૂપ ધારણ કરી ચૂકી. મહાભારતના યુદ્ધનું એક કારણ ભીમની બાલિશ વિચારવિહીનતા પણ હતી. એ વાત સાચી છે કે જ્વલનશીલ પદાર્થો ન હોય તો તણખો આગ પકડતો નથી; માંસપેશીઓમાં ચેપ ન લાગ્યો હોય તો જીવાણુ રોગને વધારી શકતા નથી; તેમ છતાં આવા વિનાશક તણખા સામે સજાગ રહેવાની આપણી ફરજ છે, મોત લાવનારા જીવાણુ સામે સાવધ રહેવાની આપણી ફરજ છે, જ્યાં સુધી આપણા માટે શક્ય હોય ત્યાં સુધી તો આપણે સાવધાન રહેવું જોઇએ. જે નબળી વ્યક્તિઓ સાટું વાળી શકતી ન હોય તેમના પર વગર વિચાર્યે બળ અજમાવીને ઇજા-હાનિ પહોંચાડવાથી, ગુસ્સો પેદા થાય છે, જે વ્યક્ત થઇ શકતો નથી, તે પછી ધિક્કાર અને દ્વેષમાં પરિણમે છે. બળશાળીઓ નબળાની બેપરવાઇભરી લૂંટફાટ કરે તેના કરતાં આવા તિરસ્કાર અને દ્વેષ ઘણા ઓછા દોષપાત્ર છે. જેને એના અજ્ઞાત મનમાં પોતાના પર આવી જ જુલમ-અન્યાય થયાની લાગણી છુપાયેલી હોય તેની ઉપરછલ્લી નજરમાં આવા કૃત્યો દોષરહિત અથવા ઘણી વાર તો વખાણવાલાયક હોવાનું લાગે, પરંતુ જેઓ દાક્ષિણ્યયુક્ત હોય તેમની ન્યાયપૂર્ણ નજરે તો આવા કૃત્યો હંમેશાં હીનતા અને જુલમની કક્ષામાં જ ગણાશે અને જે વ્યક્તિ મહાભારતરૂપ મહાન ઇતિહાસનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરે છે તે સારી પેઠે જાણે છે કે પાંડવો કેવળ પ્રશંસાને પાત્ર નહોતા જ નહોતા, તેમ કૌરવોનો જ પૂરેપૂરો દોષ હતો એવું પણ નહોતું. (તટસ્થતાથી મહાભારતની કથાને તપાસીએ તો કહી શકાય કે પાંડવો કાંઇ બધા દૂધે ધોયેલા-દોષરહિત નહોતા અને કૌરવોનો જ બધો વાંક હતો એવું પણ નહોતું).

મન, વાણી અને કાયા પરનો સંયમ સદ્‌ગુણિતામાં પરિણમે છે. યોગ્ય આચરણમાં સચ્ચરિત્ર વ્યક્તિનું યોગ્ય ચરિત્ર-એના સત્ લક્ષણો પ્રગટ થાય છે. જે મનુષ્ય આ રીતે પોતાની નજીકના પદાર્થો, પોતાની લાગણીઓ, મન અને શરીર સાથે યોગ્ય સંબંધમાં રહે છે અને જેણે અંશતઃ આત્મપરક સદ્‌ગુણો પ્રાપ્ત કર્યા હોય છે, પશ્ચિમના નીતિશાસ્ત્રવિષયક ગ્રંથોમાં જેને 'સ્વકેન્દ્રી' કહે છે તેવા ગુણો વિકસાવ્યા હોય છે તે જેને પશ્ચિમના નૈતિક ગ્રંથોમાં 'નિઃસ્વાર્થીપણું' કહે છે તેવું નિઃસ્વાર્થ જીવન ધરાવનારા નિઃસ્વાર્થ વર્ગમાં મૂકી શકાય છે, એવા લોકો કે જે અન્ય મનુષ્યો-

પ્રાણીઓ સાથેના સંબંધમાં ઉચ્ચસ્તરીય ગણાય છે, તેમને ભદ્રવર્ગના ગણવામાં આવે છે.

હવે આપણે માનવ-માનવ વચ્ચેના સંબંધોમાંથી ઉદ્‌ભવતા સદ્‌ગુણો અને દુર્ગુણો વિશે અભ્યાસ કરવાનો છે.

એ સર્વને ત્રણ પ્રકારના વર્ગમાં વિભાજિત કરી શકાય છેઃ

વરિષ્ઠો સાથેના સંબંધમાંથી ઉદ્‌ભવતા સદ્‌ગુણો અને દુર્ગુણો.

સમવયસ્કો-સમકક્ષાના મનુષ્યો સાથેના સંબંધમાંથી ઉદ્‌ભવતા સદ્‌ગુણો અને દુર્ગુણો.

પોતાના કરતાં નિમ્નસ્તરીય વ્યક્તિઓ-પ્રાણીઓ સાથેના સંબંધમાંથી ઉદ્‌ભવતા સદ્‌ગુણો અને દુર્ગુણો.

આ રીતે આપણી આસપાસના સર્વ વ્યક્તિઓ સાથેના સંબંધોને સુસંવાદી બનાવે તેવા સદ્‌ગુણોનું સ્પષ્ટ અને સરળ વર્ગીકરણ આપણને મળશે, એ સર્વને સ્પષ્ટપણે સમજી લેવાથી આપણે એ સદ્‌ગુણો કેળવવાનો પ્રયત્ન કરી શકીશું અને આપણે સ્પષ્ટપણે જે વિસંવાદિતા પેદા કરતા હોય તેવા દુર્ગુણોને ઓળખી લઇને તેમને ટાળવાનો પ્રયત્ન કરી શકીશું. બધા જ સદ્‌ગુણોનું મૂળ શુદ્ધ-નિર્મળ પ્રેમમાં છે અને એ સર્વનું ફળ આનંદ-પરમસુખ છે. બધા દુર્ગુણોનું મૂળ વ્યક્તિગત ધિક્કાર-દ્વેષની લાગણીમાં છે અને તેનું ફળ છે દુઃખ.

* * *

**शुभाशुभफलं कर्म मनोवाग्देहसम्भवम्।**
**कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥१॥**

૧. શુભ કે અશુભ ફળ આપનારું કર્મ મન, વાણી અને દેહમાંથી ઉદ્‌ભવે છે. મનુષ્યોની ગતિ તેમના કર્મમાંથી ઉદ્‌ભવે છે અને તે ત્રણ પ્રકારની છેઃ ઉત્તમ, મધ્યમ અને અધમ.

**मानसं मनसैवायमुपभुङ्क्ते शुभाशुभम्।**
**वाचा वाचा कृतं कर्म कायेनैव तु कायिकम्॥२॥**

૨. આ જીવ શુભ કે અશુભ કર્મનું ફળ માનસિક હોય તો મનથી, વાચિક હોય તો વાણીથી અને કાયિક હોય તો કાયાથી ભોગવે છે.

**वाग्दण्डोऽथ मनोदण्डः कर्मदण्डस्तथैव च।**
**यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते॥३॥**

૩. વાગ્દંડ, મનોદંડ અને કર્મદંડ, આ ત્રણ જેની બુદ્ધિમાં નિહિત છે તે ત્રિદંડી કહેવાય છે.

**त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः।**
**कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं निगच्छति॥४॥**

૪. માનવ આ ત્રણ પ્રકારના દંડને સર્વપ્રાણીઓમાં નિક્ષિપ્ત કરીને (મૂકીને) પણ કામ અને ક્રોધને વશ કરીને પછી સિદ્ધિ પામે છે. (મનુસ્મૃતિ-૧૨-૩, ૪, ૮, ૧૦, ૧૧)

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्ब्र**
**ह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते॥५॥**

૫. દેવો, ગુરુ અને પ્રાજ્ઞ (જ્ઞાની) મનુષ્યનું પૂજન, શૌચ (પવિત્રતા), સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસાને શારીરિક તપ કહેવામાં આવે છે.

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्स्वा**
**ध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥६॥**

૬. અન્યને ઉદ્વેગ (ઉશ્કેરાટ) ન કરે તેવું વચન, સત્ય, પ્રિય, હિત કરનારું વચન અને સ્વાધ્યાય (વેદોનું અધ્યયન) વાણીનું તપ કહેવાય છે.

**मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते॥७॥**

૭. માનસિક પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ અને ભાવની શુદ્ધિ (સ્વભાવની શુદ્ધતા) માનસિક તપ કહેવાય છે. (ભગવદ્ગીતા-૧૭-૧૪, ૧૫, ૧૬)

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते॥८॥**

૮. ઇચ્છાઓ કદી પણ કામનાઓના ઉપભોગથી શમન પામતી નથી, જેમ અગ્નિમાં હવિષ્ (ઘી વગેરે) હોમવાથી અગ્નિ વધુ પ્રદીપ્ત થાય છે તેમ કામનાઓના ઉપભોગથી કામનાઓ વધુ ને વધુ તીવ્ર થતી જાય છે. (મહાભારત, અનુશાસન પર્વ, ૧૧૬-૩૭)

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।**
**अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥९॥**

૯. હે મહાબાહુ! મન ચંચળ છે અને વશમાં રાખવું મુશ્કેલ છે એમાં કોઇ શંકા નથી, પરંતુ હે કુન્તીપુત્ર! અભ્યાસ અને વૈરાગ્યથી તેને કાબૂમાં રાખી શકાય છે.

**यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम्।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत्॥१०॥**

૧૦. જ્યાં જ્યાંથી ચંચળ અને અસ્થિર મન બહાર દોડવા માંડે છે ત્યાં ત્યાંથી તેને વશમાં કરીને આત્માના જ સંયમમાં આણવું જોઇએ (આત્મામાં સ્થિર કરવું જોઇએ)
(ભગવદ્‌ગીતા-૪, ૩૫, ૨૬)

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।**
**मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि॥११॥**

૧૧. જો તું અભ્યાસમાં અસમર્થ હોય તો મારા કર્મ-મારી સેવા કરવામાં પરાયણ બની જા. મારે માટે કર્મો કરતાં કરતાં પણ તું સિદ્ધિ (પૂર્ણતા) પ્રાપ્ત કરી શકશે.
(ભગવદ્‌ગીતા-૧૨-૧૦)

**नित्यो नित्यानां चेतनश्चेतनानां**
**एको बहूनां यो विदधाति कामान्।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-**
**स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्॥१२॥**

૧૨. જે નિત્યોમાં પરમ નિત્ય છે, જે સચેતનોમાં ચેતનસ્વરૂપ છે, જે એક હોવા છતાં અનેકોમાં વિવિધ કામનાઓ પ્રેરે છે તે આત્મામાં રહેલા એક (પરમાત્મતત્ત્વને) જે જ્ઞાની પુરુષો પોતાનામાં જુએ છે તેમને શાશ્વત શાન્તિ પ્રાપ્ત થાય છે, બીજાઓને નહિ.
(કઠોપનિષદ્‌-૫-૧૩)

**गोत्रजः सहजशत्रुरित्यसौ**
**नीतिरस्तु धनलोभदुर्धियाम्।**
**वृद्धतुल्यलघुपुंवृतं जगद-**
**धीधनस्य पितृमित्रपुत्रवत्॥१३॥**

૧૩. પોતાના ગોત્રમાં જન્મેલો (પિતરાઇ) સહજશત્રુ હોય છે એવી માન્યતા ધનના લોભથી દુષ્ટ બનેલ બુદ્ધિવાળાઓની હોય છે, બુદ્ધિ કે સમજ જેમનું ધન છે તેને માટે પોતાના વડીલો, સમવયસ્કો અને નાની વયનાં સ્વજનોથી ભરેલું જગત પોતાના માતાપિતા, મિત્રો અને સંતાનોથી ભરેલું હોય તેવું જ લાગે છે. (મહાભારત-ઉદ્યોગપર્વ, ૨-૧૭)

**अविजित्य य आत्मानममात्यान् विजिगीषते।**
**अमित्रान्वाऽजितामात्यः सोऽवशः परिहीयते॥१४॥**

૧૪. જે પોતાની જાતને વશ કર્યા વિના અમાત્યોને જીતવાની ઇચ્છા રાખે છે અથવા અમાત્યોને જીત્યા વિના શત્રુઓને જીતવાની અભિલાષા રાખે છે તે પરવશ બનીને નિષ્ફળ જાય છે.

**आत्मानमेव प्रथमं द्वेषरूपेण योजयेत्।**
**ततोऽमात्यानमित्राश्च न मोघं विजिगीषते ॥१५॥**

૧૫. પરંતુ જે પ્રથમ પોતાની જાતને વશમાં કરે છે, પોતાના શત્રુની જેમ પોતાની જાત પર સંયમ રાખે છે અને પછી અમાત્યોને તથા શત્રુઓને જીતે છે તેનું કાર્ય કદી નિષ્ફળ જતું નથી. (મહાભારત-ઉદ્યોગપર્વ-૧૨૮૭, ૨૯, ૩૦)

**धर्मस्य विधयो नैके ये वै प्रोक्ता मनीषिभिः।**
**स्वं स्वं विज्ञानमाश्रित्य दमस्तेषां परायणम्॥१६॥**

૧૬. વિદ્વાનોએ ધર્મની અનેક વિધિઓ કહી છે, પોતપોતાના જ્ઞાનનો આશ્રય કરીને તે કહેવામાં આવી છે. તે સર્વમાં દમ-આત્મસંયમ સર્વનો પાયો છે.

**दमं निःश्रेयसे प्राहुर्वृद्धा निश्चितदर्शिनः।**
**ब्राह्मणस्य विशेषेण दमो धर्मः सनातनः॥१७॥**

૧૭. નિશ્ચિત અર્થનું દર્શન કરનારા વૃદ્ધો (વડીલો)એ કહ્યું છે કે આત્મસંયમ પરમશ્રેયસ્-કલ્યાણ તરફ લઇ જાય છે. વિશેષ કરીને બ્રાહ્મણ માટે આત્મસંયમ સનાતન ધર્મ છે.

**अदान्तः पुरुषः क्लेशमभीक्ष्णं प्रतिपद्यते।**
**अनर्थांश्च बहूनन्यान् प्रसृजत्यात्मदोषजान्॥१८॥**

૧૮. આત્મસંયમ વિનાનો પુરુષ સતત દુઃખ (કલેશ) પામે છે અને પોતાના દોષમાંથી જન્મેલા બીજા અનેક અનર્થોને સર્જે છે.

**आश्रमेषु चतुर्ष्वाहुर्दममेवोत्तमं व्रतम्।**
**तस्य लिङ्गानि वक्ष्यामि येषां समुदयो दमः। १९॥**

૧૯. ચારેય આશ્રમોમાં આત્મસંયમને જ ઉત્તમ વ્રત કહ્યો છે. જેમનામાં આત્મસંયમ કેળવાયો હોય તેનાં લક્ષણો કહીશ.

**क्षमा धृतिरहिंसा च समता सत्यमार्जवम्।**
**इन्द्रियाभिजयो दाक्ष्यं मार्दवं ह्रीरचापलम्॥२०॥**

૨૦. ક્ષમા, ધીરજ, અહિંસા, સમત્વ, સત્ય, સરળતા, ઇન્દ્રિયો પરનો વિજય, દક્ષતા, મૃદુતા, નમ્રતા, ચંચળતાનો અભાવ (સ્થિરતા), નિશ્ચિંતતા,

**अकार्पण्यमसंरम्भः सन्तोषः प्रियवादिता।**
**अविहिंसानसूया चाप्येषां समुदयो दमः॥२१॥**

૨૧. અનુદ્વેગ, સંતોષ, પ્રિયવાદિતા, અહિંસા, દ્વેષનો અભાવ-આ બધા ગુણોનો જેનામાં ઉદય થયો હોય તે જ આત્મસંયમ-દમ છે.

(મહાભારત, શાન્તિપર્વ-૧૪૦-૬, ૧૭, ૧૩-૧૬)

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम्॥२२॥**

૨૨. ધૃતિ, ક્ષમા, દમ (આત્મસંયમ), અસ્તેય (ચોરી ન કરવી તે), શૌચ, ઇન્દ્રિયો પરનો કાબૂ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને ક્રોધનો અભાવ આ દસ ધર્મનાં લક્ષણો છે.

(મનુસ્મૃતિ-૬-૯૨)

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः।**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः॥२३॥**

૨૩. અહિંસા, સત્ય, ચોરી ન કરવી, શૌચ, ઇન્દ્રિયસંયમ-આ સર્વને મનુએ સંક્ષેપમાં ચારે વર્ણોના ધર્મો કહ્યા છે. (મનુસ્મૃતિ-૧૦-૬૩)

**सत्यमस्तेयमक्रोधो ह्रीः शौचं धीर्धृतिर्दमः।**
**संयतेन्द्रियता विद्या धर्मः सर्व उदाहृतः॥२४॥**

૨૪. સત્ય, ચોરી ન કરવી, ક્રોધ ન કરવો, નમ્રતા, શૌચ, બુદ્ધિ, ધૃતિ, આત્મસંયમ, ઇન્દ્રિયનિગ્રહ (ઇન્દ્રિયોને વશમાં રાખવી તે), વિદ્યા-આ બધામાં ધર્મનો સમાવેશ થઇ જાય છે. (યાજ્ઞવલ્કયસ્મૃતિ-૩-૬૬)

# પ્રકરણ-૮



## ॥ વરિષ્ઠો સાથેના સંબંધમાં અનુલક્ષિત સદ્‌ગુણો અને દુર્ગુણો ॥

નિ:સ્વાર્થ પ્રેમ આપણને બીજાઓ માટે જતું કરવાની-ભોગ આપવાની પ્રેરણા આપે છે અને સર્વજનહિત માટે આત્મસંયમ કેળવવા તરફ લઇ જાય છે. તેથી આવો પ્રેમ સદ્‌ગુણોનું મૂળ છે, પ્રેમ એવા સદ્‌ગુણોનું મૂળ છે કે જે એકત્વ તરફ લઇ જાય છે. એ જ પ્રમાણે ધિક્કાર કે દ્વેષ આપણે બીજાનું ઝૂંટવી લેવા માટે, આપણા પોતાના ભોગવટા માટે બધી જ ઇપ્સિત વસ્તુઓ મેળવી લેવા અને બીજાને હાનિ પહોંચાડવા માટે ઉશ્કેરે છે. તેથી દ્વેષ દુર્ગુણોનું મૂળ છે, એવા દુર્ગુણો જે પૃથક્ત્તા-જુદા હોવાની લાગણી જન્માવે છે. વળી, આપણે જેને ચાહતા હોઇએ તેને માટે જ્યારે કશોક ભોગ આપીએ ત્યારે આપણે સુખનો અનુભવ કરીએ છીએ, આમ આપણને સમજાય છે કે પરમ સુખ, સાચો આનંદ આપવામાં રહેલો છે અને એ જ જીવાત્માનો આનંદ છે, કોઇનું લઇ લેવામાં સુખ નથી એ તો જડ પદાર્થોનું સુખ છે.

પ્રેમ મનુષ્યને પોતાના વરિષ્ઠો જેમને પોતાનાથી મોટા ગણે છે તેમની સાથેના સંબંધમાં કેવી રીતે વર્તન કરવાનું શીખવે છે તે આપણે જોઇએ. મનુષ્યના વરિષ્ઠો એટલે ઇશ્વર, સર્વોપરિ સત્તા, માતાપિતા, ગુરુઓ, પ્રૌઢ વયસ્કો અથવા વયોવૃદ્ધો.

ઇશ્વર પ્રત્યેનો પ્રેમ, ઇશ્વરેચ્છા તરફના પૂજ્યભાવ, ભક્તિ, અર્ચના-પૂજા અને સમર્પણભાવમાં વ્યક્ત થાય છે. પ્રભુને ચાહનારા સૌ ભક્તોમાં આપણને આ સદ્‌ગુણો જોવા મળે છે. વિષ્ણુના

અવતારરૂપ કૃષ્ણ પ્રત્યે ભીષ્મ કેવો પૂજ્યભાવ દર્શાવે છે અને તેમને પૂજે છે તે જુઓઃ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભીષ્મ કૃષ્ણને સૌપ્રથમ અર્ધ્ય અર્પણ કરવાનું સૂચન કરે છે અને નારદ જાહેર કરે છે કે, ''જે બ્રહ્માંડમાં સૌથી વરિષ્ઠ અને શ્રેષ્ઠ કૃષ્ણને અર્ધ્ય અર્પણ કરવાના સૂચનનો સ્વીકાર કરતા નથી તેમની સાથે સૌમ્ય ભાષામાં વાત કરવી કે તેમને મહત્ત્વ આપવું યોગ્ય નથી. કમલનયન કૃષ્ણનું પૂજન જે મનુષ્યો કરવા માગતા નથી તેમને જીવતા હોવા છતાં મૃત-મરેલા ગણવા જોઇએ.'' (મહાભારત-સભાપર્વ-૩૮-૮). એ જ પ્રમાણે ભીષ્મ બાણશય્યા-મૃત્યુશય્યા પર સૂતેલા હતા ત્યારે તેઓ કૃષ્ણનું મન, વચન કર્મથી ચિંતન કરતા હતા. એમનો એકમાત્ર વિચાર કૃષ્ણની કૃપા પામવાનો હતો. (મહાભારત-શાન્તિપર્વ), એમણે પોતાના મહાન ઉપદેશનું સમાપન વાસુદેવનાં સહસ્રનામોના ઉચ્ચારણ સાથે કર્યું હતું અને એમના અંતિમ શબ્દો સૌની વિદાય લેતા પહેલાં મહાપ્રયાણ કરવા માટે શ્રીકૃષ્ણની આજ્ઞા માગવા માટેના હતા. (મહાભારત-અનુશાસનપર્વ-૧૪૯).

હિરણ્યકશિપુ નામે દૈત્યના પુત્ર પ્રહ્લાદમાં આપણને ભક્તિનું સૌથી પ્રસિદ્ધ ઉદાહરણ મળે છે. પોતાના બધા જ ગુરુઓના આદેશ છતાં તે નિરંતર હરિ-વિષ્ણુની ભક્ત-આરાધના કરતો રહ્યો. એના પિતાએ આપેલી મારી નાખવાની ધમકીઓ પણ નિષ્ફળ ગઇ; વન્ય હાથીઓ એને કચડી ન શક્યા; એના પર ગબડાવેલા ખડકો એને છૂંદી ન શક્યા; એનું મસ્તક ઉડાવી દેવા ઉઠાવાયેલી તલવાર નીચે પડી ગઇ; એના પ્રાણ હરી લેવા માટે અપાયેલું ઝેર પાણી જેવું બિનહાનિકારક બની ગયું અને છેવટે પથ્થરના સ્તંભમાંથી નરસિંહ અવતારે



વિષ્ણુ પ્રગટ થયા અને હરિએ જુલ્મી દૈત્યને હણીને પ્રહ્લાદને-વિષ્ણુના સેવકને મુક્ત કર્યો. (વિષ્ણુપુરાણ-૧, ૧૬, ૨૦)

ધ્રુવે પોતાની અપર માતાના ત્રાસથી બચવા પિતાના રાજમહેલનો ત્યાગ કર્યો; અનુપમ ભક્તિ, હિંમત ઇશ્વરસમર્પણમાં આપ્યાં, ધ્રુવતારક તરીકે એની પ્રતિષ્ઠા કરી, ત્રિલોકની સરહદ પર અંતરિક્ષમાં ધ્રુવ તારકરૂપે આજે પણ સ્થિર છે, અવિચળ રહ્યો છે. (વિષ્ણુપુરાણ-૧, ૧૧-૧૨)

પુરુષોત્તમસ્વરૂપે રામચન્દ્રના પાત્રમાં એમનું દૈવી ઇચ્છા પ્રત્યેનું સ્થિરતાપૂર્ણ સમર્પણ સૌથી વધારે નોંધપાત્ર છે. એમના જીવનમાં નિયતિનું ચક્ર અવિરત ઘૂમતું રહ્યું, રાજગાદી પરથી એમનો અચાનક અધિકાર નકારાયો, રામ પોતાની આસપાસના સૌને યાદ કરાવે છે કે જે કાંઇ પણ બને છે તે સારા માટે જ બને છે, તે પોતે તોફાની વાવાઝોડાં સામે પણ સ્થિર રહે છે, કારણ કે પરિવર્તન પામી રહેલી પરિસ્થિતિઓમાં-ભ્રમણાઓમાં પણ સત્ય-શક્તિ તો એક જ છે.

તો બીજી તરફ આપણે સતત સર્વશક્તિમાન ઇશ્વરને આધીન ન રહેનારાઓ, એની ઇચ્છાનો આદર ન કરનારાઓના પછડાટ-ધ્વંસ-વિનાશ વિશે પણ વાંચતા રહીએ છીએ. રાવણ જેવો શક્તિશાળી રાજા જે લંકાનો રાજા હતો-તેના જેવા ઘણા રાજાઓ વિનાશ પામ્યા કારણ કે તેઓ પોતાને ઇશ્વરના પ્રતિસ્પર્ધી ગણતા હતા અને તેમણે ત્રણેય લોકમાં એની ઇચ્છા વિરુદ્ધ વર્તનવ્યવહાર કર્યો. (રામાયણ-યુદ્ધકાંડ). મગધના રાજા જરાસંધે શ્રીકૃષ્ણના આદેશ મુજબ પોતે બંદી બનાવેલા રાજાઓને મુક્ત ન કર્યા અને તેનો ભીમને હસ્તે વધ થયો. (મહાભારત-શલ્યપર્વ-૨૦). શિશુપાલે ભગવાન કૃષ્ણની અગ્રપૂજાનો વિરોધ કર્યો અને તે સુદર્શન ચક્રથી હણાયો. (મહાભારત-શલ્યપર્વ-૪૦). દુર્યોધન પોતાના મિત્રો અને અનુસારકો સહિત વિનાશ પામ્યો, કારણ કે એણે સતત શ્રીકૃષ્ણે આપેલી સલાહનો અનાદર કર્યો. (મહાભારત-શલ્ય અને સૌપ્તિક પર્વ અને તેથી આગળ) આ યાદી તો ઘણા પાના સુધી લંબાવી શકાય. આ બધામાંથી એક જ ચેતવણીનો સૂર વ્યક્ત થાય છેઃ જેઓ ઇશ્વરની સત્તા-ઇચ્છાનો વિરોધ કરે છે, એનો દ્વેષ કરે છે તેઓ વિનાશ-પતન પામે છે.

શાસ્ત્રોમાં સીધી આજ્ઞાથી નહીં પણ ઉદાહરણો દ્વારા રાષ્ટ્રનાયક પ્રત્યેની વફાદારી માટે પણ એટલો જ આગ્રહ સેવવામાં આવ્યો છે. જ્યારે યુધિષ્ઠિર ઇન્દ્રપ્રસ્થના રાજા હતા અને તેમના ચાર ભાઇઓ દિગ્વિજય કરવા નીકળ્યા હતા ત્યારે તેમણે પોતે મેળવેલી બધી જ સંપત્તિ યુધિષ્ઠિરને અર્પણ કરી દીધી હતી. તેઓ પોતાના રાજા માટે લડ્યા હતા, પોતાના સ્વાર્થ માટે નહીં. (મહાભારત-સભાપર્વ-૨૫-૩૩). એ જ પ્રમાણે દ્યૂતસભા પછી યુધિષ્ઠિરને વનવાસ મળ્યો અને પ્રજાજનો તેમને અનુસરવા માટે નીકળ્યા અને તેમણે ધૃતરાષ્ટ્ર પ્રત્યેની વફાદારીનો

ત્યાગ કરવાનો નિર્ણય કર્યો, ત્યારે વફાદાર રાજકુમાર યુધિષ્ઠિરે તેમને હસ્તિનાપુર પાછા ફરવાની સૂચના આપી અને તેમના રાજાની આજ્ઞાનું પાલન કરવાનો આદેશ આપ્યો, કારણ કે એમ કરવાથી જ તેઓ રાજ્યની સમૃદ્ધિ સુરક્ષિત રાખી શકે. (મહાભારત-વનપર્વ-૧).

રાજા પ્રત્યેની ભક્તિને કારણે અને રાજત્વના ઉચ્ચ આદર્શને કારણે પ્રજામાં આ પ્રકારની વફાદારીનું સંવર્ધન થાય છે, કેમ કે રાજા સર્વોપરિ છે એ આદર્શ પર ભાર મુકાયો છે. અંગિરાના વંશજ ઉતથ્યે યુવનાશ્વના પુત્ર રાજા માંધાતાને ઉપદેશ આપતાં કહ્યું હતું, ''વ્યક્તિ રાજા બને છે તે ધર્મપરાયણતા-ન્યાયવૃત્તિને ઉત્તેજન આપવા માટે બને છે. રાજા પોતે મરજી પ્રમાણે-તરંગીપણે વર્તવા માટે રાજા થતો નથી. રાજા લોકનો રક્ષણહાર છે, હે માંધાતા! જો તે ન્યાયી રીતે વર્તે તો પૃથ્વી પરના પૂજનીય દેવ જેટલો આદર પ્રાપ્ત કરી શકે, પણ જો અન્યાયીપણે, મરજી મુજબ વર્તે તો નરક પ્રાપ્ત કરે. સર્વ પ્રાણીઓ ન્યાયવૃત્તિ પર આધાર રાખે છે; અને ન્યાયવૃત્તિ પોતે રાજા પર આધાર રાખે છે. જે રાજા ન્યાયવૃત્તિને પોષે છે, ઉત્તેજન આપે છે તે જ સાચો રાજા છે. જો તે અન્યાયપૂર્ણ વર્તન પર કાબૂ ન મેળવી શકે તો દેવો તેના રાજ્યમાંથી જતા રહે છે (દેવો તેના રાજ્યમાં વસતા નથી) અને તે મનુષ્યોમાં અપકીર્તિ વહોરી લે છે. (મહાભારત-શાન્તિપર્વ-૯૦).

દેશપ્રેમ-પોતાના રાષ્ટ્ર પ્રત્યેનો અનુરાગ અને સાર્વજનિક હિત-પોતાના કરતાં રાષ્ટ્રને માટે વધારે જિકર કરવી-દેશહિત માટે ચિંતા કરવી-વગેરે એટલા બધા નજીકના સદ્ગુણો છે કે તેને દેશ પ્રત્યેની વફાદારીથી જુદા પાડી શકાય તેમ નથી. 'રાજા અને રાષ્ટ્ર' સાચી વફાદારીના વિષયો છે, પાત્રો છે. કોઇપણ વ્યક્તિ દેશપ્રેમ વિનાની કે પોતાના વતન માટે બલિદાન આપવા માટેની તત્પરતા વિનાની ન જ હોવી જોઇએ; કારણ કે રાષ્ટ્રની મહાનતા દેશભક્તિ અને જાહેર હિત માટેની તત્પરતા વિના શક્ય જ નથી, ટકી જ ન શકે અને રાષ્ટ્રની મહાનતા એટલે લાંબે ગાળે પરિવાર અને વ્યક્તિની સમૃદ્ધિઃ-સમગ્ર દેશ અને તેના એક અંશને અલગ પાડી શકાય નહીં. સાર્વજનિક હિત માટેની જિકર વ્યક્તિને પોતાના દેશની સફળતાઓ અને પીડાઓ એની પોતાની હોય એવી અનુભૂતિ કરાવે છે. અને ખરેખર એમ જ છે. એને કારણે વ્યક્તિ નબળાનું અન્યાયથી રક્ષણ કરે છે, ખોટાનો વિરોધ કરે છે, સમાજને ભોગે અયોગ્ય રીતે ફાયદો મેળવતાં અટકે છે, સમાજને પોતે જે આપવાનું છે તે ઝૂંટવી લઇને સમાજને છેતરતાં અટકે છે. પ્રાચીન ભારતના મહાપુરુષો સતત ''સર્વના કલ્યાણ માટે આતુર'' હતા એ રીતે વર્ણવાતા રહ્યા છે. શ્રીકૃષ્ણ અર્જુનને સમગ્ર લોકનું રક્ષણ ધ્યાનમાં લેવાનો આદેશ આપે છે, 'માનવસમાજને ટકાવવા'નો ઉપદેશ આપે છે. (ભગવદ્ગીતા-૩-૫). જે માણસ માત્ર પોતાનો અને પોતાના પરિવારનો જ વિચાર કરે છે તે ટૂંકી દૃષ્ટિવાળો છે અને તે ખરેખર પોતાના અને તેમના ભાવિ સુખને હાનિ પહોંચાડે છે, ધરબી દે છે.



માતાપિતા પ્રત્યેની આજ્ઞાંકિતતા-તેમની આજ્ઞાનું પાલન કરવું એ સનાતન ધર્મમાં વારંવાર અપાયેલો આદેશ છે. એનું સૌથી મહાન દૃષ્ટાંત રામચંદ્ર છે, જેમણે પોતાના પિતાની આજ્ઞાનું પાલન કર્યું હતું. જ્યારે કૈકેયી દ્વારા રામને વનવાસની આજ્ઞા આપવા માટે દશરથને ફરજ પાડવામાં આવે છે અને કૈકેયી રામને કહે છે કે તેના પિતા તેને વનવાસ આપવામાં ભય અનુભવે છે ત્યારે રામનો ત્વરિત ઉત્તર છે, ''હે માતા, રાજાની ઇચ્છા તમે જણાવો. હું એનું પાલન અવશ્ય કરીશ. પિતાની સેવા કરતાં મહાન કોઇ સેવા નથી, એમની આજ્ઞાનું પાલન કરવા કરતાં મોટો કોઇ ધર્મ નથી.'' પ્રતિકાર કરવા માટેની બધી દલીલો-સૂચનોનો તેઓ એક જ દૃઢ ઉત્તર આપે છેઃ ''મારામાં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ નથી. હું અવશ્ય તેમના વચનનું પાલન કરીશ.'' (રામાયણ, અયોધ્યાકાંડ, ૧૫-૩૦) અને પછીથી જ્યારે પિતા મૃત્યુ પામ્યા અને ભરતે અનિચ્છાએ રાજગાદી સ્વીકારવાનો ઇન્કાર કર્યો અને રામને તે સ્વીકારવા માટે આગ્રહભરી વિનંતિ કરી ત્યારે રામનો ભરતની વિનંતિઓનો પ્રત્યુત્તર એક જ હતોઃ પિતાજીએ મને વનવાસની આજ્ઞા કરી છે અને ભરતને રાજગાદી સોંપી છે; દરેકે પોતાનું કર્તવ્ય અવશ્ય નિભાવવું જોઇએ, પિતાજીની આજ્ઞાને અનુસરવું જોઇએ. ''મારા પિતાજીએ જે વચન આપ્યું છે તે કદી પણ અસત્ય-મિથ્યા ન થાય.'' (રામાયણ, અયોધ્યાકાંડ-૯૦).

વળી આપણને મહાભારતમાં પારધીના શૂદ્ર દેહમાં રહેલા બ્રહ્મજ્ઞાની પુરુષની કથા વાંચવા મળે છે. પોતાની પાસે જ્ઞાન મેળવવા આવેલા કૌશિક બ્રાહ્મણને તે પોતાનાં માતાપિતા પાસે લઇ જાય છે. એણે પોતાનાં વૃદ્ધ માતાપિતાને સુંદર આવાસમાં રાખ્યા છે. પારધી કહે છે કે પોતાની જ્ઞાનમય અને સુખી અવસ્થાનું કારણ એની માતાપિતા પ્રત્યેની ભક્તિ છે. માતાપિતાને પ્રણામ કરીને પારધી તેમને પોતાના અતિથિનો પરિચય આપે છે અને પછી કૌશિક બ્રાહ્મણને કહે છેઃ ''હું મારા માતાપિતાની જ ભક્તિ-સેવા કરું છું, તેમને દેવને જે કાંઇ અર્પણ કરવું જોઇએ તે અર્પણ કરું છું. મારે માટે તેઓ ઋષિમુનિઓએ પ્રબોધેલા ત્રિવિધ પવિત્ર અગ્નિસમાન છે અને હે બ્રાહ્મણ, મારે માટે તેઓ યજ્ઞો કે ચાર વેદો સમાન છે. માતાપિતા, પવિત્ર અગ્નિ, આત્મા અને ગુરુ આ પાંચ, હે બ્રાહ્મણવર્ય, સૌથી વધુ પૂજનીય છે.'' પછી પારધીએ કૌશિકને કહ્યું કે વેદોનું અધ્યયન કરવાની આતુરતાને કારણે તમે માતાપિતાને એકલા મૂકીને ભૂલ કરી છે, તમારે તેમની પાસે પાછા ફરવું જોઇએ અને તેમની સેવાચાકરી કરવી જોઇએઃ ''તમારા માતાપિતા પાસે પાછા ફરો. તેમનો આદર કરો, તેમની સેવા કરવાનો આગ્રહ રાખો કારણ કે માતાપિતાની સેવા કરવા કરતાં વધારે મોટો કોઇ સદ્‌ગુણ હોય તેવું હું જાણતો નથી.''

ભીષ્મપિતામહની કથા કોણ નથી જાણતું? પોતાના પિતા શાન્તનુ જે કન્યાને મેળવવા આતુર હતા તે કન્યાને મેળવવા માટે ભીષ્મે રાજપાટનો ત્યાગ કર્યો, લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા કરી અને પિતાના આવા આદરને કારણે પોતે ઇચ્છામૃત્યુનું વરદાન પ્રાપ્ત કર્યું. ચંદ્રવંશી રાજા શાન્તનુ સુંદર કન્યા સત્યવતી સાથે લગ્ન કરવા ઇચ્છતા હતા. પણ પોતાના પુત્ર ભીષ્મના ભવિષ્યને ખાતર તેમના ચિત્તમાં આંતરસંઘર્ષ જામ્યો હતો. સાવકી માતા એમના વિચાર પ્રમાણે પોતાના પ્રિય પુત્ર પ્રત્યે સ્નેહ ન દાખવી શકે. રાજા શાન્તનુના ચહેરા પરની સંઘર્ષજન્ય ચિંતા જોઇને ભીષ્મે પ્રધાનો દ્વારા પૃચ્છા કરાવડાવી અને કારણ જાણ્યું. તેઓ પોતે સત્યવતીના પિતાને મળ્યા અને રાજા સાથે પુત્રીને પરણાવવાની માગણી કરી. પિતાએ કહ્યું, ''રાજા વૃદ્ધ થયા છે, તમે થોડા વખતમાં એમના પછી રાજગાદી મેળવશો. હું તો તમારી સાથે મારી પુત્રીના લગ્ન થાય એવું ઇચ્છું છું.'' ભીષ્મે પ્રત્યુત્તર આપ્યો, ''એ વાત ન કરશો. જ્યારે મારા પિતાજી એની સાથે લગ્ન કરવા ઇચ્છે છે ત્યારે તેઓ મારા માતા સમાન છે, રાજાજી સાથે તેમના લગ્ન કરાવી દો.'' ત્યારે સત્યવતીના પિતાએ કહ્યું, ''પણ હું તો એ જ શરતે મારી દીકરીને રાજા સાથે પરણાવીશ કે તેનો થનાર પુત્ર ભવિષ્યમાં સર્વસત્તાધીશ રાજા થાય.'' ભીષ્મે તરત કહ્યું, ''હું મારો જન્મસિદ્ધ અધિકાર જતો કરું છું. હું મારા નાના ભાઇને જ રાજગાદી પર આરૂઢ કરીશ.'' પણ સત્યવતીના પિતાએ વળી કહ્યું, ''અમે જાણીએ છીએ તમે કરેલી પ્રતિજ્ઞાનો કદી તમે ભંગ કરશો નહીં. પણ તમારા પુત્રો તેમના કાકાનો હક કબૂલ રાખશે ખરા?'' ત્યારે ભીષ્મે કહ્યું, ''હું પ્રતિજ્ઞા કરું છું કે હું ક્યારેય લગ્ન કરીશ નહીં. તેથી

ભવિષ્યમાં મારા પુત્રો એમના કાકાના હક માટે કલહ ઊભો કરે એવી શક્યતા રહેશે જ નહીં. હવે તો તમે મારા પિતાની ઇચ્છા પૂરી કરશો ને?'' આવી ભીષણ પ્રતિજ્ઞાઓને કારણે દેવોએ આકાશવાણી કરી, ''અત્યાર સુધી તેઓ દેવવ્રત નામથી જાણીતા હતા પરંતુ હવે પછી 'ભીષ્મ'ના નામે ઓળખાશે, કારણ કે એમની પ્રતિજ્ઞા એમને માટે ભીષણ હતી, પણ તેઓ પ્રત્યેક સાચા હિન્દુધર્મીના હૃદયમાં સૌથી પ્રિય પાત્ર તરીકે નિવાસ કરશે. રાજા શાન્તનુએ આ પ્રતિજ્ઞાઓ વિશે સાંભળ્યું ત્યારે તેઓ કશું કરી શકે તેમ નહોતા, તેમણે સત્યવતીને પત્ની તરીકે સ્વીકારી, પણ પોતાના પિતા તરીકેના વાત્સલ્યની પરિપૂર્તિરૂપે તેમણે ભીષ્મને ઇચ્છામૃત્યુનું વરદાન આપ્યું. જે મનુષ્યો પોતાના આવેગોને જીતી લે છે અને પૂર્ણપણે પૌરુષ સિદ્ધ કરે છે તેઓ મૃત્યુના બળની સામે પણ વિજય પ્રાપ્ત કરે છે, ઇચ્છે ત્યાં સુધી જીવી શકે છે. (મહાભારત, આદિપર્વ-૧૦૦).

બીજી તરફ દુર્યોધનની દુર્દાન્ત (હઠીલી) ઉદ્ધતાઇ અને ઉદ્દંડતા, પોતાના માતાપિતા પ્રત્યેનો અનાદર, યુદ્ધ પૂર્વે એમના પ્રત્યે દાખવેલો નિરાદર એના પોતાના કુળના વિનાશનું કારણ બન્યા. (મહાભારત, ઉદ્યોગપર્વ, ૧૩૦). એના પિતાએ વારંવાર એને પાંડવોની ન્યાયપૂર્ણ માગણી સ્વીકારવાનો આગ્રહ કર્યો, પૂર્વજોના રાજ્યમાં એમના રાજ્યભાગને આપી દેવાનો આગ્રહ કર્યો પણ દુર્યોધને પિતાની વિનવણીઓનો અનાદર કર્યો અને પોતાની રીતે જ નિર્ણય કર્યો, ખુલ્લી સભામાં એની માતા ગાંધારીએ પિતાની આજ્ઞાનું પાલન કરવા વિનંતિઓ





કરી, પોતાની ફરજ બજાવવા માટે સમજાવ્યો ત્યારે માતા સાથે પણ તેણે દુર્વર્તન કર્યું, એનું અપમાન કર્યું અને પોતાને માથે નિષ્ફળતાની નિયતિને નિમંત્રણ આપ્યું. જે પોતાના માતાપિતાનો નિરાદર કરીને, તેમની આજ્ઞાનું પાલન ન કરીને તેમને દુ:ખી કરે છે તેવો પુત્ર કદી સુખી કે સફળ થતો નથી.

સનાતન ધર્મ આદર અને સેવાના પાત્ર તરીકે માતાપિતા ઉપરાંત ગુરુનો પણ સમાવેશ કરે છે. પ્રાચીન કાળના મહાન પુરુષોમાં આપણે આ સદ્ગુણ પણ ચરિતાર્થ થયેલો જોઇએ છીએ, તે હિન્દુ યુવકો માટે આદર્શરૂપ બની રહે તેમ છે. પાંડવોને ભીષ્મ કે દ્રોણની સામે યુદ્ધ કરવાની ફરજ પડી ત્યારે પણ તેમણે તેમના પ્રત્યે કેટલો ઊંડો પ્રેમ, નિરર્ગળ આદર દાખવ્યો? કુરુક્ષેત્રના મેદાનમાં યુદ્ધ પૂર્વે પણ તેમણે તેમના ગુરુ વડીલોને પ્રણામ કર્યા તે આપણે જાણીએ છીએ. (મહાભારત, ભીષ્મપર્વ-૪૩). જ્યારે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણના શ્વેત કેશ ઝાલ્યા ત્યારે આપણે અર્જુનનો વેદનાભર્યો ચિત્કાર સાંભળીએ છીએ, ''ગુરુદેવને જીવતા અહીં લાવો. એમનો વધ કરશો નહીં! એમનો વધ કરવો યોગ્ય નથી! જ્યારે (ધૃષ્ટદ્યુમ્ન દ્વારા) અપરાધ થાય છે ત્યારે એ હૃદયદ્રાવક ધ્રુસકે ચડે છે, ''હું નરકમાં પડીશ, પડ્યો છું, લજ્જાને કારણે નરકમાં જઇશ.''

સનાતન ધર્મમાં ગુરુની આજ્ઞાનું પાલન ન કરવા માટેનું એક જ કારણ દર્શાવાયું છેઃ પૂર્વે કરેલી પ્રતિજ્ઞા અથવા સ્પષ્ટ થયેલું કર્તવ્ય. ભીષ્મની કારકિર્દીમાં આનું નેત્રદીપક ઉદાહરણ સાંપડે છે. શાંતનુના મૃત્યુ પછી ભીષ્મ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પોતાના અનુજ ચિત્રાંગદને રાજગાદીએ બેસાડે છે. ચિત્રાંગદ યુદ્ધમાં હણાય છે ત્યારે તે બીજા ભાઇ વિચિત્રવીર્યને રાજા બનાવે છે, હસ્તિનાપુરની રાજગાદી સોંપે છે. વિચિત્રવીર્ય માટે યોગ્ય પત્નીઓની શોધમાં ભીષ્મને જાણ થાય છે કે કાશીરાજ પોતાની ત્રણ કન્યાઓ માટે સ્વયંવર યોજી રહ્યા છે અને આ કન્યાઓ તેના ભાઇને માટે યોગ્ય છે. કાશી જઇને યુદ્ધમાં પોતાનું અપ્રતિમ શૌર્ય દાખવીને તેમના હાથ માટે ભેગા થયેલા રાજાઓની વચ્ચેથી કન્યાઓનું અપહરણ કરી હસ્તિનાપુર આણે છે. નાની બે કન્યાઓ અંબિકા અને અંબાલિકા વિચિત્રવીર્ય સાથે લગ્ન કરવા સંમતિ આપે છે પણ સૌથી મોટી અંબા રાજકુમાર શાલ્વને વરવા ઇચ્છે છે, જેનો એણે ઘણા સમય પહેલાં પતિરૂપે સ્વીકાર કર્યો છે. (મહાભારત, આદિપર્વ, ૧૦૨). ભીષ્મ તેને પૂરા આદરસહિત શાલ્વ પાસે મોકલી આપે છે પણ શાલ્વરાજ અંબાને પાછી મોકલીને કહે છે કે ભીષ્મે યુદ્ધ કરીને તેને જીતી છે, તેનો હવે પોતે પત્ની તરીકે સ્વીકાર ન કરી શકે. અંબા ભીષ્મને કહે છે, ''જો શાલ્વ મારી સાથે લગ્ન કરવા તૈયાર ન હોય તો તમારે મારી સાથે લગ્ન કરવા જોઇએ કારણ કે તમે યુદ્ધ કરીને મને જીતી લાવ્યા છો.'' ભીષ્મ અફસોસ વ્યક્ત કરે છે પણ આજીવન બ્રહ્મચર્યપાલન કરવાની પોતાની પ્રતિજ્ઞાને કારણે લગ્ન કરવાની સંમતિ આપતા નથી. અંબા ક્રોધે ભરાય છે અને ભીષ્મના ગુરુ પરશુરામ પાસે જાય છે. પરશુરામ તેની સહાય કરી તેનો પક્ષ લે છે અને ભીષ્મને તેની સાથે લગ્ન કરવાની આજ્ઞા કરે છે. ભીષ્મ તેનો ઇન્કાર કરે છે કારણ કે તેમને મન ગુરુની આજ્ઞા કરતાં પોતાની ભીષ્મપ્રતિજ્ઞાનું ઘણું મોટું મૂલ્ય છે. છેવટે પરશુરામ અને ભીષ્મ વચ્ચે ભીષણ યુદ્ધ થાય છે. ઘણા દિવસો સુધી દ્વન્દ્વયુદ્ધ ચાલે છે, બંને ઘણા ઘાયલ થાય છે, અનેક વાર થાકને કારણે કે રક્તપાત થવાથી મૂર્છા પામે છે, પણ ફરી પાછા ભાનમાં આવીને યુદ્ધ કરવા લાગે છે. છેક અટ્ઠાવીસમા દિવસે વૃદ્ધ પરશુરામ સ્વીકારે છે કે તેઓ હવે વધારે વખત યુદ્ધ કરી શકશે નહીં. ભીષ્મ પોતાની પ્રતિજ્ઞામાં અટલ રહે છે. અનિચ્છાએ પણ તેમણે પોતે અંબાને દુઃખ પહોંચાડ્યું તેથી કર્મફળ અનુસાર અંબા તેમના મૃત્યુનું નિમિત્ત બને છે.

આપણે જ્યારે આપણા વરિષ્ઠોના સંપર્કમાં આવીએ છીએ ત્યારે વૃદ્ધો કે વયસ્કો માટેનો આદર સદ્‌ગુણોની સૂચિમાં યોગ્ય રીતે અંતિમ ક્રમે આવે છે. પ્રાચીન હિન્દુ ચારિત્ર્યનો તે એક મહત્ત્વનો સદ્‌ગુણ ગણાયો છે. દીર્ઘ અનુભવમાંથી પ્રાપ્ત થયેલું ફળરૂપ જ્ઞાન વયસ્કો પાસેનો સૌથી મોટો ખજાનો છે અને તેઓ આ અનુભવજ્ઞાન પોતાના જ્ઞાનવાંચ્છુઓ, વિવેકી, આદર દર્શાવનારા યુવાનોને તેમના લાભ માટે હૃદયના ઉમળકાથી આપવા ચાહતા હોય છે.

આધુનિક જીવન માટેની દોટમાં વયસ્કો, વયોવૃદ્ધો માટેનો આ આદર-આ માન પગ નીચે કચડાઇ જતું દેખાય છે. ઘણું જરૂરી છે કે આ આદર કેળવવા માટે કાળજી લેવાવી જોઇએ.

* * *

**न युज्यमानया भक्त्या भगवत्यखिलात्मनि।**
**सदृशोऽस्ति शिवः पन्था योगिनां ब्रह्मसिद्धये॥१॥**

१. જે સર્વના આત્મારૂપે રહેલો છે તેના પ્રત્યેની ભક્તિ જેવો પ્રશસ્ત માર્ગ બ્રહ્મની સિદ્ધિ માટે બીજો કોઇ નથી.

**ज्ञानवैराग्ययुक्तेन भक्तियुक्तेन चात्मना।**
**परिपश्यत्युदासीनं प्रकृतिं च हतौजसम्॥२॥**

૨. જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિયુક્ત આત્મા વડે તે પુરુષને ઉદાસીન અને પ્રકૃતિને ઓજસ્‌હીનરૂપે જુએ છે.

**सतां प्रसङ्गान्मम वीर्यसंविदो**
**भवन्ति हृत्कर्णरसायनाः कथाः।**
**तज्जोषणादाश्वपवर्गवर्त्मनि**
**श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति॥३॥**

૩. જ્યાં સજ્જનો એકત્ર થાય છે ત્યાં મારી શક્તિનું જ્ઞાન આપનારી કથાઓ શ્રવણ કરી શકાય છે, આ કથાઓ કાન અને હૃદય માટે અમૃત સમાન છે. તે કથાઓનું શ્રવણ કરીને તે (મનુષ્ય) શ્રદ્ધા, પ્રસન્નતા અને ભક્તિપૂર્વક ઝડપથી મોક્ષને માર્ગે વળે છે.

**भक्त्या पुमान् जातविराग ऐन्द्रियाद्**
**दृष्टश्रुतान्मद्रचनानुचिन्तया।**
**चित्तस्य यत्तो ग्रहणे योगयुक्तो-**
**यतिष्यते ऋजुभिर्योगमार्गैः॥४॥**

૪. ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે વૈરાગ્ય જન્મતા, મારી રચના (સર્જન) નું દર્શન, શ્રવણ અને ચિંતન કરતાં ચિત્તને યોગમાં જોડતાં સરળ યોગમાર્ગે ભક્તિપૂર્વક પુરુષ પ્રયત્ન કરી શકે છે.

**असेवयाऽयं प्रकृतेर्गुणानां**
**ज्ञानेन वैराग्यविजृम्भितेन।**
**योगेन मय्यर्पितया च भक्त्या**
**मां प्रत्यगात्मानमिहावरुन्धे॥५॥**

૫. પ્રકૃતિના ગુણોનું સેવન ન કરીને, વૈરાગ્યથી જન્મેલા જ્ઞાન વડે તથા યોગ વડે મને અર્પણ કરેલ ભક્તિથી પ્રત્યગાત્મા (પરમાત્મા) રૂપ મને, તે મનુષ્ય પામે છે.

(વિષ્ણુભાગવત, ૩-૨૫, ૧૮-૧૯-૨૫-૨૭)

**स्वभावमेके कवयो वदन्ति कालं तथान्ये परिमुह्यमानाः**
**देवस्यैष महिमा तु लोके येनेदं भ्राम्यते ब्रह्मचक्रम्॥६॥**

૬. કેટલાક ઋષિઓના મત પ્રમાણે સ્વભાવને કારણે, કેટલાકના મત પ્રમાણે કાળને કારણે, પરંતુ ખરેખર તો પરમાત્માના મહિમાને કારણે સંસારમાં બ્રહ્મચક્ર ભ્રમણ કરે છે.

**तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम्।**
**पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम्॥७॥**

૭. તે ઇશ્વરોના પરમ મહેશ્વરને, દેવતાઓમાં પણ શ્રેષ્ઠ દેવતાને, સ્વામીઓના શ્રેષ્ઠતમ સ્વામીને ત્રિલોકના સ્વામી એવા આરાધ્ય-પૂજ્ય દેવને આપણે સૌ જાણીએ.

**न तस्य कार्यं करणाञ्च विद्यते न तत्समश्चाभ्यधिकश्चदृश्यते।**
**परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च॥८॥**

૮. તેનું કોઇ કાર્ય કે કરણ (સાધન) નથી, તેના સમાન કે તેનાથી અધિક કોઇ દશ્યમાન થતો નથી, એની પરમ શક્તિ વિવિધ છે એમ શ્રુતિ કહે છે, એની પરમ શક્તિ, જ્ઞાન, બલ અને ક્રિયા સ્વાભાવિક છે.

**न तस्य कश्चित् पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम्।**
**सकारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः॥९॥**

૯. લોકમાં તેનો કોઇ સ્વામી નથી, નથી કોઇ એનો શાસક, નથી એનું કોઇ કારણ. એ પોતે જ કારણ છે, ઇન્દ્રિયો (સાધનો)ના સ્વામીનો પણ એ સ્વામી છે, એનું કોઇ મૂલ નથી (જન્મ આપનાર નથી) કે એનો કોઇ અધિષ્ઠાતા નથી.

**एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१०॥**

૧૦. તે અનેક નિષ્ક્રિય લોકોને વશ કરનાર શાસક છે, જે એક બીજને અનેક રૂપોમાં રૂપાંતરિત કરે છે. જે ધૈર્યશીલ જ્ઞાનીઓ તેને આત્મામાં સ્થિત રહેલો ઓળખી લે છે તેમને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, બીજાઓને નહીં.

**नित्यो नित्यानां चेतनश्चेतनाना-**
**मेको बहूनां यो विदधाति कामान्।**
**तत्कारणं साङ्ख्ययोगाधिगम्यं**
**ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥११॥**

૧૧. તે નિત્યોનો પણ નિત્ય છે, ચેતનવંતા પ્રાણીઓમાં ચેતનસ્વરૂપ છે, જે એક હોવા છતાં અનેકોની કામનાઓને પૂર્ણ કરે છે, તે જ સાંખ્ય અને યોગ વડે સમજવા યોગ્ય કારણરૂપ છે, એ દેવનું જ્ઞાન પ્રાપ્ત કરીને (યોગી કે જ્ઞાની પુરુષ) સર્વ બંધનોથી મુક્ત થાય છે.

(શ્વેતાશ્વતરોપનિષદ્-૬-૧, ૭, ૮, ૯, ૧૨, ૧૩)

**अराजके हि लोकेऽस्मिन् सर्वतो विद्रते भयात्र**
**क्षार्थमस्य सर्वस्य राजानमसृजत् प्रभुः ॥१२॥**

૧૨. જ્યારે રાજા વિનાના લોકો ભયને કારણે વેરવિખેર થઇ ગયા ત્યારે આખા જગતના રક્ષણ માટે ભગવાને રાજાનું સર્જન કર્યું.

**इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च।**
**चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥१३॥**

૧૩. ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચન્દ્ર અને કુબેરમાંથી શાશ્વત માત્રાઓ-અંશો ગ્રહણ કરીને પ્રભુએ રાજાનું સર્જન કર્યું.

**तदर्थे सर्वभूतानां गोप्तारं धर्म्ममात्मजम्।**
**ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥१४॥**

૧૪. તેને માટે ઇશ્વરે સર્વ પ્રાણીઓના રક્ષક એવા પોતાના પુત્ર ધર્મને બ્રહ્મતેજથી યુક્ત દંડરૂપે પહેલાં સર્જ્યો.

**दण्डः शास्ति प्रजास्सर्वा दण्ड एवाभिरक्षाति।**
**दण्डः सुप्तिषु जागर्ति दण्डः धर्मं विदुर्बुधाः॥१५॥**

૧૫. દંડ સર્વ પ્રજાઓ પર શાસન કરે છે, દંડ જ તેમનું રક્ષણ કરે છે, જ્યારે બીજાઓ સૂતેલા હોય ત્યારે દંડ જાગ્રત રહે છે, દંડને જ જ્ઞાની પુરુષો ધર્મરૂપે જાણે છે.

**तस्याहुः सम्प्रणेतारं राजानं सत्यवादिनम्।**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम्॥१६॥**

૧૬. સત્યવાદી, સમીક્ષા કરીને કાર્ય કરનાર, પ્રાજ્ઞ (બુદ્ધિશાળી), ધર્મ, કામ અને અર્થના જાણકાર રાજાને તેનો (દંડનો) નિયામક કહેવામાં આવે છે.

**तं राजा प्रणयन्सम्यग्त्रिवर्गेणाभिवर्धते।**
**कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते॥१७॥**

૧૭. દંડનો યોગ્ય વિનિયોગ કરીને રાજા ત્રણ પુરુષાર્થો (ધર્મ, અર્થ, કામ) થી વૃદ્ધિ પામે છે, પણ જો તે કામને વશ થાય, અન્યાયી બને અને ક્ષુદ્ર આચરણ કરે તો સ્વયં રાજા દંડ વડે હણાય છે.

**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः।**
**धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम्॥१८॥**

૧૮. અતિતેજસ્વી એવો દંડ જેમણે આત્માને વશ ન કર્યો હોય, આત્મસંયમ ન કેળવ્યો હોય તેમને માટે ધારણ કરવો મુશ્કેલ છે, જે રાજા ધર્મથી વિચલિત થાય છે તેને દંડ બાંધવોસહિત હણે છે. (મનુસ્મૃતિ-૭, ૩-૪-૧૪-૧૮, ૨૬-૨૮)

**तेन धर्मोत्तरश्चायं कृतो लोको महात्मना।**
**रञ्जिताश्च प्रजाः सर्वास्तेन राजेति शब्द्यते॥१९॥**

૧૯. મહાત્મા એવા તે રાજાએ આ લોકને ધર્મથી પરિપૂર્ણ બનાવ્યો છે અને સર્વ લોકોને પ્રસન્ન-રંજિત કર્યા છે તેથી તેને 'રાજા' કહેવામાં આવે છે.

(મહાભારત, શાન્તિપર્વ-૫૯-૧૪૫)

**राजा प्रजानां हृदयं गरीयो**
**गतिः प्रतिष्ठा सुखमुत्तमं च।**
**समाश्रिता लोकमिमं परं च**
**जयन्ति सम्यक् पुरुषा नरेन्द्र॥२०॥**

૨૦. હે રાજન્ રાજા પ્રજાજનોનું અંતર-હૃદય છે, એ જ એમનો આશ્રય છે, એમની પ્રતિષ્ઠારૂપ છે, રાજા જ એમનું ઉત્તમ સુખ છે, એના પર આશ્રિત થયેલા તેઓ આ લોક અને પરલોકને સારી રીતે પામે છે.

**नराधिपश्चाप्यनुशिष्य मेदिनीं**
**दमेन सत्येन च सौहृदेन।**
**महद्भिरिष्ट्वा क्रतुभिर्महायशा-**
**स्त्रिविष्टपे स्थानमुपैति शाश्वतम्॥२१॥**

૨૧. રાજા પોતે પણ આત્મસંયમ વડે તથા સત્ય વડે, પોતાના સૌહાર્દથી પૃથ્વીનું પાલન-શાસન કરીને, અનેક મહાન યજ્ઞો કરીને સ્વર્ગમાં શાશ્વત સ્થાન પામે છે.

(મહાભારત-શાન્તિપર્વ-૪૮, ૫૯-૬૦)

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते॥२२॥**

૨૨. દશ ઉપાધ્યાયો કરતાં આચાર્ય, સો આચાર્યો કરતાં પિતા, પરંતુ હજાર પિતા કરતાં માતા ગૌરવની બાબતમાં વધુ શ્રેષ્ઠ છે.

**आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः।**
**नार्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः॥२३॥**

૨૩. બ્રાહ્મણે વિશેષ કરીને, આચાર્ય, પિતા, માતા કે મોટા ભાઇ દ્વારા દુઃખી થવા છતાં પણ તે સર્વની અવમાનના કરવી જોઇએ નહીં.

**तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते॥२४॥**

૨૪. આ ત્રણની સેવાચાકરીને શ્રેષ્ઠ તપ કહેવામાં આવે છે.

त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः।
त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः॥२५॥

૨૫. આચાર્ય, પિતા અને માતા એ ત્રણ લોક સમાન છે, ત્રણ આશ્રમ સમાન છે, ત્રણ વેદો સમાન છે, તેઓને જ ત્રણ અગ્નિ સમાન કહેવામાં આવ્યા છે.

सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः।
अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफलाः क्रियाः॥२६॥

૨૬. જે આ ત્રણેયનો આદર કરે છે તે સર્વ ધર્મોનું પાલન-આદર કરે છે, જે આ ત્રણેયનો અનાદર કરે છે તેના બધા કાર્યો નિષ્ફળ છે.

(મનુસ્મૃતિ-૨, ૨૨૫, ૨૨૯, ૨૩૦, ૨૩૪)

ऊर्ध्वं प्राणा ह्युत्क्रामन्ति यूनः स्थविर आयति।
प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते॥२७॥

૨૭. જ્યારે વૃદ્ધનું આગમન થાય છે ત્યારે યુવાનના પ્રાણ ઊર્ધ્વગમન કરે છે પરંતુ વૃદ્ધોનું અભિવાદન કરવા તેમને પ્રણામ કરવા તે ઊભો થાય છે ત્યારે યુવાન પોતાના પ્રાણોને પુનઃ પામે છે, પ્રાપ્ત કરે છે.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः।
चत्वारि तस्य वर्धन्ते आयुः प्रज्ञा यशो बलम्॥२८॥

૨૮. વૃદ્ધોનું અભિવાદન કરનાર અને નિત્ય તેમની સેવા કરનાર મનુષ્યનાં આયુષ્ય, બુદ્ધિ, યશ અને બળ એ ચાર હંમેશાં વૃદ્ધિ પામે છે. (મનુસ્મૃતિ, ૨, ૧૨૦-૧૨૧)



## પ્રકરણ-૯



# ॥ સમવયસ્કો-સમકક્ષો સાથેના સંબંધમાં અનુલક્ષિત સદ્‌ગુણો અને દુર્ગુણો ॥

હવે પછી આપણે આપણા સમકક્ષો જે આપણી આસપાસ રહેલા છે તેમની સાથેના સંબંધોની ચર્ચા કરવાની છે અને સમજી લેવાનું છે કે આપણા ઘર અને આપણા બાહ્ય સંબંધોને સુસંવાદી તેમજ સુખમય બનાવવા માટે આપણે કયા સદ્‌ગુણો કેળવવા જોઇએ અને કયા દુર્ગુણો ટાળવા જોઇએ. આપણે પહેલાં આપણા ઘરના સમકક્ષોનો વિચાર કરીએ કારણ કે તેમનું પ્રથમ ક્રમે મહત્ત્વ છે. જે ઘરોમાં પારિવારિક સદ્‌ગુણો આચરણમાં મુકાતા હોય તેવા નિર્મળ અને સુખી ઘરો (પરિવારો) સમૃદ્ધ રાષ્ટ્રના આધારરૂપ બની રહે છે. સફળ રાષ્ટ્રનો પાયો બને છે. આપણે માતાપિતા અને સંતાનો વચ્ચેના સંબંધો વિશે જોઇ ગયા છીએ અને હવે આપણે પતિ-પત્ની, ભાઇઓ-બહેનો વચ્ચે કેવા સંબંધો હોવા જોઇએ તેનો અભ્યાસ કરવાનો છે.

હિન્દુ ગ્રંથો પતિ-પત્નીને બાંધી રાખનારા પ્રેમ અથવા દાંપત્યપ્રેમની કથાઓથી સમૃદ્ધ છે. મનુ કહે છે, ''પતિ અને પત્ની સમાન છે.'' (મનુસ્મૃતિ-૯-૪૫) બંને એક જ છે, તેમની વચ્ચે ભેદ નથી, તેઓ બે નથી, પ્રેમ બંનેને એક કરી દે છે. સંરક્ષક, સધિયારો આપનારો, મૃદુ એવો પતિનો પ્રેમ અને સમર્પણ કરનારો, મધુર, સમર્પિત ભાવનાવાળો પત્નીનો પ્રેમ.

‘‘પરસ્પર પ્રત્યેની વફાદારી મૃત્યુ સુધી સતત અકબંધ રહો.’’ (મનુસ્મૃતિ-૯-૧૦૧) રામચંદ્ર અને સીતા આદર્શ યુગલ છે. તેઓ જીવનના સુખો સાથે ભોગવે છે અને સમગ્ર જીવનના દુઃખો સાથે સહન કરે છે, જીવનની જટિલ સમસ્યાઓમાં એક સાથે ચર્ચા કરે છે, સહભાગી બને છે અને સર્વ વિટંબણાઓનો સામનો એક સાથે જ કરે છે. પહેલાં આપણે એમને નિરંતર સુખમાં જોઇએ છીએ, રાજકુમાર અને રાજકુમારી તરીકે બંને આનંદમાં રહે છે. રામના રાજ્યાભિષેકનો દિવસ આવે છે ત્યારે આપણે તેમને એક સાથે ઉપવાસ અને વ્રતોનું આચરણ કરતાં જોઇએ છીએ, જ્યારે વનવાસનો વજ્રાઘાત થાય છે ત્યારે સીતા એનો સ્વીકાર તરત કરી લે છે કારણ કે વનમાં પણ પતિનું સાન્નિધ્ય મળવાનું છે. તે કહે છે, ‘‘મારું હૃદય સંપૂર્ણપણે તમારું છે, બીજા કોઇને તે ઓળખતું નથી, હંમેશાં તમારામાં જ બદ્ધ-જડાયેલું છે, જો તમે મારો ત્યાગ કરશો તો મારું મૃત્યુ નિશ્ચિત છે.’’ જ્યાં સુધી પતિદેવ તેમની સાથે હશે ત્યાં સુધી સીતાને માટે કાંટા પોચા કપડા જેવા અને ધૂળના રજકણ ચંદનના ચૂર્ણ જેવા બની રહેશે, ઘાસ એનું ઓઢવાનું બની જશે, કંદમૂળ એને માટે સ્વાદિષ્ટ ભોજન બની જશે. ‘‘હે રામ, તમારું સાન્નિધ્ય સ્વર્ગ છે, તમારો વિરહ મારે માટે નરક છે.’’ જ્યારે રામ તેને પોતાની પાછળ (રાજ્યમાં) રહેવા સમજાવે છે ત્યારે સીતાનું હૃદય દ્રવી જાય છે, તૂટી જાય છે, પણ જ્યારે રામ તેને પોતાની સાથે આવવાની આજ્ઞા આપે છે ત્યારે તે પોતાના કિંમતી વસ્ત્રો અને અમૂલ્ય આભૂષણો દાસીઓને આપી દે છે, સામાન્ય રીતે સ્ત્રીઓને પ્રિય હોય તે બધી જ વસ્તુઓનો તે ત્યાગ કરે છે, જરાય સંકોચ કે ખચકાટ વિના તે બધાનું દાન કરી દે છે. એને એક જ બાબતનો આનંદ છે કે વનવાસ પોતાને પતિથી વિખૂટી પાડવાનો નથી. ઉછળકૂદ કરતી આનંદી કન્યાની જેમ તે રાજમહેલના ભોગવિલાસ છૂટી ગયાનો રંજ કર્યા વિના વનમાં વિહાર કરે છે, કારણ કે રાતદિવસ એ રામના સહવાસમાં છે. પણ આટલી મોજીલી હોવા છતાં સીતામાં શાણપણ છે, કોઠાસૂઝ છે, તેઓ દંડકારણ્યની સરહદો પર રઝળપાટ કરે છે ત્યારે પોતાના પતિને ગંભીર વિચારપૂર્ણ વચનો વડે અનેક સૂચનો કરે છે. જ્યારે રાક્ષસ રાવણ સીતાનું અપહરણ કરે છે ત્યારે તેની શોધમાં એના પતિ રામનો પ્રેમ એની અવિરત શોધ કરતાં વ્યક્ત થાય છે. શોકના આવેગમાં તેઓ આક્રંદ કરે છે, ‘‘સીતા, સીતા તું સંતાઇ ગઇ છે? તું રમત કરે છે? અરે! આવ! આવી રમત મારે માટે તો મૃત્યુ સમાન છે!’’ રાવણને ત્યાં કેદ સીતા સામે રામનો વિશ્વાસઘાત કરવા માટે રાવણનાં પ્રલોભનો અને ધમકીઓ આવે છે પણ સીતાનો પ્રત્યુત્તર એક જ છે, ‘‘હું એકપતિવ્રતા છું. એમની વિરુદ્ધ જઇને કદી પાપાચરણ કરીશ નહીં. સંપત્તિ અને રત્નાદિ વગેરેથી તું મને લલચાવી શકીશ નહીં. જેમ સૂર્યના કિરણો એના પોતાના જ રહે છે તેમ હું કેવળ રાઘવની જ છું.’’ (રામાયણ)

અને સાવિત્રીની કથા પણ સાંભળો. તેણે પોતાના પતિને મૃત્યુના દેવ યમના પાશમાંથી

મુક્ત કરાવ્યો. મદ્રદેશના રાજા અશ્વપતિને દીર્ઘ સમય સુધી દેવોની આરાધના કર્યા પછી પુત્રીરત્નની પ્રાપ્તિ થઇ. તેમણે તેને સાવિત્રી નામ આપ્યું. તે સુવર્ણપ્રતિમા જેવી સુંદર હતી અને તેનામાં જૂઇના ફૂલ જેવી મીઠી સુગંધ હતી. લોકો એની દેવી તરીકે પૂજા કરતા, પોતાના શુભ કાર્યોમાં તેનું આવાહન કરતા. જ્યારે તે યુવાન થઇ ત્યારે તેના પિતાએ તેને કહ્યું, ''તું તારા માટે યોગ્ય પતિ પસંદ કરી લે.'' રાજરસાલા સાથે યોગ્ય પતિની શોધમાં નીકળી. મહિનાઓ પછી તે જ્યારે પાછી ફરી ત્યારે નારદમુનિ રાજાની મુલાકાતે આવ્યા હતા અને તેમની ઉપસ્થિતિમાં સાવિત્રીએ પિતાને પોતાની પસંદગીના પતિ વિશે જણાવ્યું, ''શાલ્વદેશના રાજા દ્યુમત્સેન વૃદ્ધ અને અંધ છે. તેમને તેમના શત્રુઓએ રાજ્યમાંથી હાંકી કાઢ્યા છે અને તેઓ અરણ્યમાં નિવાસ કરે છે. તેમના પુત્ર સત્યવાનને મેં પતિ તરીકે પસંદ કર્યો છે.'' ત્યારે નારદે કહ્યું, ''અરેરે રાજન! નિર્દોષ મુગ્ધ સાવિત્રીએ બહુ ખોટું કર્યું!'' રાજાએ નારદને પૂછ્યું, ''શું તે સાવિત્રી માટે યોગ્ય પતિ નથી? શું તે શરીરે કે મનથી અશક્ત છે? એનામાં ક્ષમા કે શૌર્યના ગુણો નથી?'' નારદે કહ્યું, ''એનામાં એવી તો કોઇ ખામી નથી. એ તો સૂર્ય સમાન બળવાન અને તેજસ્વી છે. સત્યવાન રન્તિદેવ જેવો ઉદાર છે, શિબિ જેવો ન્યાયી છે, યયાતિ જેવો ઉદાત્ત છે, ચન્દ્ર સમાન સોહામણો છે. પણ આ બધા સદ્‌ગુણોનો ભંડાર એક જ વર્ષમાં આ પૃથ્વી પરથી વિદાય લઇ લેવાનો છે. એનું આયુષ્ય ઘણું અલ્પ (એક જ વર્ષનું) છે.'' ભગ્નહૃદય સાથે સાવિત્રીએ નારદના વચનો સાંભળ્યા, છતાં કહ્યું, ''પરંતુ વ્યક્તિ એક જ વાર પોતાની જાતને સમર્પિત કરે છે અને મેં કહ્યું કે 'હું સત્યવાનને વરી ચૂકી છું.' હું ફરીથી પતિની વરણી ન કરી શકું. નારદે કહ્યું, ''હે રાજન, તારી પુત્રી પોતાના વચનમાં અડગ છે તેથી હું એને મારા આશીર્વાદ આપું છું.'' અને તેઓ ત્યાંથી વિદાય થયા.

દ્યુમત્સેન પાસે તાબડતોબ દૂતો મોકલવામાં આવ્યા અને તેણે અશ્વપતિને પુનઃ સંદેશો પાઠવ્યો, ''મેં એક વાર તમારી સાથે સંબંધ ઇચ્છ્યો હતો પરંતુ મારી અવદશામાં ફરી પાછો સંબંધ યાચવાની માગણી શી રીતે કરી શકું? હવે જ્યારે સાવિત્રી પોતાની ઇચ્છાથી મારા કુળમાં આવવા ઇચ્છે છે ત્યારે મને ખાતરી છે કે અમારા પ્રાચીન કુળમાં પુનઃ સાક્ષાત્ લક્ષ્મીનું આગમન થઇ રહ્યું છે.'' તે પ્રમાણે સત્યવાન-સાવિત્રીનાં લગ્ન થયાં. સાવિત્રીએ આનંદપૂર્વક રાજમહેલમાંથી સામાન્ય ઝૂંપડીમાં નિવાસ સ્વીકાર્યો. પોતાના સાસુ-સસરાની નાનામાં નાની જરૂરિયાતનું પણ તેણે ધ્યાન રાખવા માંડ્યું. ઘરગૃહસ્થીની સામાન્ય ફરજો બજાવવામાં તે ખુશી અનુભવતી. પોતાના સાલસ અને મૃદુ વ્યવહારથી તથા પ્રેમભર્યાં વચનોથી તેણે પતિનું હૃદય જીતી લીધું. પણ આ બધાંની નીચે, નારદના શબ્દોએ સળગાવેલી ચિનગારીમાંથી જન્મેલી પીડા એના હૃદયને કોરી રહી હતી અને તે સતત નક્કી થયેલા વર્ષના બાકીના દિવસો ગણ્યા કરતી. છેવટે સત્યવાન માટે નિશ્ચિત થયેલા મૃત્યુના સમય આડે માત્ર ચાર

દિવસ બાકી રહ્યા ત્યારે તેણે ઉપવાસ અને ભક્તિ દ્વારા દેવોની સહાય પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો. ત્રણેત્રણ દિવસ તેણે ઉપવાસ કર્યા, જળનું એક બિન્દુ પણ ગ્રહણ ન કર્યું. મૃત્યુના નક્કી થયેલ દિવસે તે સવારે વહેલી ઊઠી ગઇ. પ્રાતઃવિધિ પૂર્ણ કર્યો અને પોતાના વડીલોને પ્રણામ કર્યા. અરણ્યમાં વસતા બધા જ ઋષિઓએ તેને તે દિવસે આશીર્વાદ આપ્યા અને કહ્યું કે તે કદી વિધવા થવાની પીડા પામશે નહીં. જ્યારે સત્યવાનનો ખભે પરશુ (કુહાડી) લઇને વનમાં લાકડાં કાપવા જવાનો સમય થયો ત્યારે સાવિત્રીએ પોતાના હૃદયને મજબૂત કર્યું અને એની સાથે ગઇ, તે શા માટે આવી રહી છે એવું સત્યવાને આશ્ચર્યથી પૂછ્યું, પણ તેણે જવાબ આપ્યો કે તે દિવસે પોતાની પતિ સાથે જવાની ઇચ્છા છે અને તેઓ વિદાય થયાં. પહાડો, ઝરણા, અરણ્યો, પશુપક્ષીઓનું સૌન્દર્ય નિહાળતાં ચાલતાં રહ્યાં. સત્યવાને પોતાનું રોજનું કામ શરૂ કર્યું, પોતાની થેલી ફૂલોથી ભરી અને ઇંધણ માટે સૂકી ડાળીઓનો ભારો બાંધ્યો પણ અચાનક તે લગભગ મૂર્છિત જેવો થઇ ગયો, એના માથામાં અસહ્ય પીડા થવા લાવી, તેણે સાવિત્રીને આ વાત જણાવી અને નીચે સૂઇ ગયો. પછી સાવિત્રીએ એનું માથું પોતાના ખોળામાં લીધું, તૂટતા હૈયે કોણ જાણે કેવી ઘટનાની પ્રતીક્ષા કરતી રહી. અચાનક તેણે પોતાની બાજુમાં એક ભવ્ય, આદર ઉપજાવે તેવી, શ્યામ પણ ચમકતા લાલ પોષાકમાં સજ્જ વ્યક્તિને



ઊભેલી જોઇ. એ વ્યક્તિ સત્યવાન તરફ સ્થિર ચમકતી નજરે જોઇ રહી હતી. સાવિત્રીએ પતિનું મસ્તક ધીમેથી જમીન પર ટેકવ્યું, ઊભી થઇ અને પ્રણામ કર્યા. પેલા સ્વરૂપે-વ્યક્તિએ કહ્યું, ''સત્યવાનના (જીવનના) દિવસો પૂરા થઇ ગયા છે. હું યમ છું, મૃત્યુનો દેવ. સત્યવાન અત્યંત ગુણવાન હતો તેથી મારા દૂતોને મોકલવાના બદલે હું પોતે જ એને લઇ જવા આવ્યો છું. અને તેમણે સત્યવાનના દેહમાંથી એનું સૂક્ષ્મ શરીર ખેંચી લીધું તથા દક્ષિણ દિશા તરફ જવા આગળ વધી ગયા. સાવિત્રી પણ તેમને અનુસરી ત્યારે યમે કહ્યું, ''હે સાવિત્રી! તું પાછી વળ અને તારા પતિના અંતિમ સંસ્કાર કરી દે. તેં તારું કર્તવ્ય બજાવ્યું છે અને મર્ત્ય મનુષ્ય જઇ શકે ત્યાં સુધી તું તારા પતિને અનુસરી છે.'' સાવિત્રીએ જવાબ આપ્યો, ''જ્યાં મારા પતિ જશે ત્યાં હું જઇશ. એ જ પતિ-પત્ની માટેનો શાશ્વત નિયમ છે. જો મેં મારા પતિને એકપતિવ્રતથી પૂરેપૂરા હૃદયથી પ્રેમ કર્યો હોય, જો મેં મારા વડીલોની સેવા આદરપૂર્વક કરી હોય, જો તપમાં ખરેખર કાંઇક બળ હોય તો તમારા અનુગ્રહથી હે યમદેવ! મારો માર્ગ અવરોધ વિનાનો થાઓ!'' અને એક નાના બાળકની જેમ ભોળપણ અને નિર્દોષતાથી તેણે પોતાના વત્સલ વડીલો અને એના પોતાના વિનમ્ર આત્માએ શીખવેલા ધર્મના ઉપદેશવચનો વારંવાર કહેવા માંડ્યાઃ ''નિષ્ઠાપૂર્વકની સેવાથી, ગૃહસંસારની રીત અનુસરીને, મેં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને ધર્માચરણથી પુણ્ય અર્જિત કર્યું છે. મેં એકત્ર કરેલા કર્મફળથી મને વંચિત કરીને મારા માટેનો માર્ગ બંધ કરી દેશો નહીં, હે યમદેવ, હે મૃત્યુના દેવ.''

''હે સાવિત્રી, તું જ્ઞાની અને બુદ્ધિશાળી છે. તારા વચનો મધુર છે. તારા પતિના જીવન સિવાય હું તને કોઇપણ વરદાન આપીશ.''

''એમના પિતાજી અંધકારમાં જીવે છે (અંધ છે) તેઓ ઉદાત્ત રાજવી છે. આપની કૃપાથી એમની આંખો દિવસનો પ્રકાશ જોઇ શકે તેવી થાઓ.''

''ધરતીની સૌથી લાવણ્યવાન પુત્રી, હું તેં માગેલું વરદાન આપું છું. હવે પાછી વળ. હે ધરતી પર જન્મેલી થાકેલી પુત્રી, તારા પગ મૃત્યુના દુઃખમય માર્ગે ચાલી શકશે નહીં.''

''જ્યાં મારા પતિ જશે ત્યાં મારે તેમને અનુસરવું જ રહ્યું. ઉત્તમ વ્યક્તિનો સંગાથ ફળદાયી હોય છે. હે મૃત્યુના દેવ, હે યમરાજ, આપના જેવા સાથે નિવાસ કરવો સુખદાયક છે. આવા સારા વ્યક્તિ સાથે રહેવું ફળદાયી જ સિદ્ધ થશે.''

''તો હે અનુપમ સ્ત્રી, ફળસ્વરૂપે બીજું વરદાન માગી લે. પણ તારા પતિના પ્રાણની માગણી કરીશ નહીં.'' યમે કહ્યું.

''તો પછી હે મૃત્યુલોકના અધિપતિ, મારા પતિના પિતાનું દુષ્ટોએ છીનવી લીધેલું રાજ્ય તેમને પાછું મળે એવું વરદાન આપો.''

''તેમને તેમનું રાજ્ય પાછું મળશે.'' યમ બોલ્યા, ''અને તેઓ હવે પછી ત્યાં હંમેશ માટે રાજ્ય કરશે, હે સુંદરી, હવે તું પાછી વળ, આગળ મને અનુસરીશ નહીં.''

પરંતુ મધુર શબ્દો અને પ્રશંસાનાં મધમીઠાં વચનો સાથે સાવિત્રી ત્યાર પછી પણ મૃત્યુના દેવને અનુસરતી રહી અને તેમની પાસેથી તેણે બીજાં બે વરદાન મેળવ્યાં, પોતાના પિતાને માટે સો પુત્રો અને પોતાને માટે પણ સો પુત્રો. જ્યારે ચોથું વરદાન આપવામાં આવ્યું ત્યારે સાવિત્રીએ તપોમય જીવન અને ઉચ્ચ કર્તવ્ય પાલનની પ્રશંસા કરતાં વચનો કહ્યાં, યમ એની વક્તૃત્વકળા, વાક્ચાતુર્ય અને ડહાપણ-જ્ઞાનથી પ્રસન્ન થયા અને તેણે તેમણે બીજું વરદાન પણ આપ્યું. સાવિત્રીએ ત્વરિતપણે પોતાના પતિનું જીવન યાચી લીધું. કારણ કે યમરાજે તો તેને 'સો પુત્રો થશે' એવું વરદાન આપ્યું હતું. જો એના પતિ સિવાયનો કોઇ પુરુષ એ પુત્રોનો પિતા થાય તો સાવિત્રીના પતિવ્રત્યતપનો ભંગ થાય. આમ એક પતિવ્રતા પત્નીએ યમ પાસેથી પોતાના પતિને પાછો મેળવ્યો અને પોતાના પરિવારમાં સમૃદ્ધિ, દીર્ઘાયુષ્ય અને ધન આણ્યા કારણ કે મૃત્યુના દેવ યમરાજ પણ એક પતિવ્રતા પત્નીના પતિપ્રેમની આગળ નિર્બળ બની જાય છે. (મહાભારત, વનપર્વ-૨૯૨-૨૯૮)

વાચકોથી નલની પત્ની દમયંતીની કથા પણ ભૂલી શકાય તેમ નથી. નલ વીરસેનનો પુત્ર અને નિષધ દેશનો રાજા હતો. તેને વિદર્ભ દેશના રાજા ભીમની કન્યા દમયંતી પ્રત્યે પ્રેમ હતો. દમયંતી પણ નલને ચાહતી હતી પણ તેઓ બંને એકબીજાને મળ્યા નહોતા. દરેકે અન્યની પ્રશંસા પૃથ્વી પર અનન્ય હોય એ પ્રકારે સાંભળી હતી. દમયંતી-રાજકન્યાનો સ્વયંવર જાહેર કરવામાં આવ્યો. નલ સ્વયંવરમાં ગયો. દમયંતીએ તેની પતિ તરીકે વરણી કરી. જોકે ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ એ ચાર દેવો પણ એનો હાથ માગવા માટે સ્વયંવરમાં આવ્યા હતા. અગિયાર વર્ષો નલ-દમયંતીએ પતિપત્ની તરીકે ખૂબ પ્રેમથી સુખમાં વિતાવ્યાં. તેમને બે બાળકો પણ થયાં. બારમા વર્ષે પુષ્કર આવ્યો. તેણે નલને દ્યૂત રમવા માટે આહ્વાન કર્યું. નલ દ્યૂત રમ્યો, વારંવાર હાર્યો. છેવટે પુષ્કરે એનું રાજ્ય પણ દ્યૂતમાં જીતી લીધું, એની બધી જ સંપત્તિ કબજે કરી લીધી. નલને વનવાસ મળ્યો. કેવળ એક વસ્ત્ર સાથે તે રાજ્ય છોડી વનમાં નીકળી પડ્યો. એની પત્ની દમયંતીએ બાળકોને પોતાના પિતાને ત્યાં મોકલ્યા અને પોતે નલને અનુસરી. એ પણ એકવસ્ત્રા હતી. નગરની સીમા બહાર બંને ભૂખ્યા-તરસ્યા રખડતા રહ્યા. આટલું દુઃખ ઓછું હોય તેમ, નલે આહાર માટે થોડાક પક્ષીઓને પકડવાનો પોતાના વસ્ત્ર વડે પ્રયત્ન કર્યો ત્યારે વસ્ત્ર પણ પક્ષીઓ સહિત ઊડી ગયું. હતાશ અને નિરાશ બની ગયેલો નલ દમયંતીને ભૂખના દુઃખથી બચાવી લેવા માગતો હતો. તેથી તેણે દમયંતીને વારંવાર પોતાના પિતાને ત્યાં જતા રહેવાનું સૂચન કર્યું. પણ દમયંતી તેની સાથે જ રહી. રડતા-કકળતા પણ તે



નલને છોડવા ઇચ્છતી નહોતી, પોતે નલ થાકી જશે ત્યારે સેવા કરશે કારણ કે દરેક દુઃખના વખતે પ્રેમાળ અને પતિવ્રતા પત્ની જેવું ઔષધ બીજું કોઇ નથી. થોડીવાર પછી, તે જમીન પર થાકીને નિદ્રાધીન થઇ ગઇ. નલ પોતાની જાત સાથે દલીલ કરવા લાગ્યો કે એનો ત્યાગ કરવો એ જ વધારે સુખકારક બની રહેશે, જેથી તે પોતાના સ્વજનો-માતાપિતા પાસે પાછી ફરે, પોતાની સાથે દુઃખમાં તેને રઝળાવવા કરતાં એ જ વધારે સારું છે, એમ વિચાર કરીને નલે પાસે પડેલી તલવારથી દમયંતીએ પહેરેલા વસ્ત્રના બે ભાગ કર્યા, અડધો ભાગ એની કાયા પર વીંટાળેલો રહેવા દઇને બાકીનો અડધો ભાગ પોતાના અંગે વીંટાળીને અતિશય દુઃખથી ઉન્મત્ત બનેલા તેણે દમયંતીને ત્યાં જ છોડી દીધી. દમયંતી જ્યારે જાગી ત્યારે એણે પોતાને એકલી ભાળી. એના દુઃખનો પાર ન રહ્યો. પોતાના કરતાં પણ નલની એકલતાની તેને વધુ ચિંતા હતી. તેણે પોતાના પતિની ઘણી શોધ કરી પણ તે મળ્યો નહીં. તેને બદલે એક વિશાળ અજગરે તેની આસપાસ ભરડો લીધો. તેનો છૂટકારો કેવી રીતે થયો, એને કેવા કેવા દુઃખ ભોગવવા પડ્યા, કઇ રીતે તેણે ચેદિદેશની રાજકુમારીની સખી તરીકે આશ્રય મેળવ્યો એ બધી ઘટનાઓનું વર્ણન નલોપાખ્યાનમાં ખૂબ જ વિસ્તારથી કરવામાં આવ્યું છે. આ દરમિયાન નલે આગથી ઘેરાયેલા એક સર્પને બચાવ્યો, એ સર્પના જાદુઇ સ્પર્શથી એનું સ્વરૂપ ઓળખાય નહીં તેવું-બદલાઇ ગયું. રાજા ઋતુપર્ણના દરબારમાં પહોંચતા સુધી નલે આમ તેમ રઝળપાટ કર્યો. એ ઋતુપર્ણનો સારથિ બન્યો. આમ એકબીજાને અતિશય ચાહનારા

પતિપત્ની વિખૂટા પડી ગયા. હવે રાજા ભીમે બ્રાહ્મણોને પોતાની પુત્રી અને નલની શોધમાં બ્રાહ્મણોને મોકલ્યા. એમાંનો એક સુદેવ ચેદિરાજના મહેલમાં રહેતી દુ:ખી રાણી દમયંતીને ઓળખી ગયો. અને તેણે તેની દુ:ખભરી કહાણી રાજમાતાને સંભળાવી, જે એની માતાની બહેન (માસી) હતી. પછી દમયંતી ત્યાં રહેવા માટેના આદર સત્કારના આગ્રહ છતાં પોતાના પિતાને ત્યાં જતી રહી. રાજા ભીમે નલને શોધવા સંદેશવાહકોને મોકલ્યા. જ્યાં સભા એકઠી થઇ હોય ત્યાં કેવળ નલ સમજી શકે એવા સંકેતોથી ભરેલો સંદેશ વાંચી સંભળાવવાનો આદેશ કર્યો અને તેને પોતાની પ્રેમાળ દુ:ખી પત્ની પાસે પાછા ફરવાની વિનંતી કરી. ખૂબ લાંબા સમય સુધી તે સંદેશવાહકોએ શોધખોળ કરી. છેવટે તેમને એક વ્યક્તિ મળી. પેલો સાંકેતિક સંદેશ સાંભળ્યા પછી જે પત્નીઓને પતિએ તરછોડી હોય તેમને વિશે તે વ્યક્તિએ દુ:ખ વ્યક્ત કર્યું. તે વ્યક્તિનું નામ બાહુક હતું, તે અયોધ્યાના રાજા ઋતુપર્ણનો સારથિ હતો. સંદેશવાહક પર્ણાદે પાછા ફરીને બાહુકે જે કાંઇ કહ્યું હતું તે દમયંતીને કહી સંભળાવ્યું અને પોતાની નારીસહજ ચતુરાઇથી તેણે નલને પાછા બોલાવવા માટેનો ઉપાય વિચારી લીધો.

દમયંતીએ કહ્યું, ''ઋતુપર્ણ રાજા પાસે જાઓ અને કહો કે તમારા અયોધ્યામાં આગમન પછી આવતીકાલે દમયંતી બીજો સ્વયંવર રચાવશે.'' કારણ કે તેને ખબર હતી કે નલ સિવાય બીજી કોઇપણ વ્યક્તિ એટલી ઝડપથી રથ ચલાવી શકશે નહીં જેથી એક દિવસમાં એના પિતાના રાજમહેલ સુધી અયોધ્યાથી પહોંચી શકાય. એની યોજના પ્રમાણે જ બન્યું. ઋતુપર્ણે બાહુકને વિદર્ભનગરી સુધી ઝડપથી રથ હાંકી પહોંચાડવાની આજ્ઞા કરી. દુ:ખી હૃદયે બાહુકે ઝડપી પવનવેગી ઘોડા પસંદ કર્યા અને રથ હાંક્યો કારણ કે એ એકલો જ એટલી ઝડપથી રથ હાંકીને તે સાંજે વિદર્ભ પહોંચી શકે તેમ હતો અને ત્યાં દમયંતીની કોમળ પ્રેમભરી યુક્તિઓથી બાહુક પોતે જ ખરેખર નલ હતો એવા સંકેતો-નિશાનીઓ એણે આપી. કારણ કે પોતાના બાળકોને જોઇને એની આંખમાં આંસુ આવી ગયા, માત્ર નલ જેવી રસોઇ કરી શકતો તેવી જ વાનગીઓ એણે બનાવી. પછી દમયંતીએ તેમને સૂચના આપી કે બાહુકને પોતાની સામે ઉપસ્થિત કરવામાં આવે. પતિપત્ની બંને પરસ્પર ઓળખી ગયા. પછી તેમણે વર્ષો સુધી સુખી દામ્પત્યજીવન વિતાવ્યું, તેમને રાજ્ય પાછું મળ્યું, તેમના બાળકો તેમની પાસે આવી મળ્યા. (મહાભારત, વનપર્વ-૫૩-૭૯)

વળી, જે પત્ની પોતાના પતિને સાચા હૃદયથી ચાહે છે અને તેની સેવા કરે છે તેને આંતરિક વિકાસ અને જ્ઞાનની પ્રાપ્તિ લાંબા સંયમી જીવન અને ઉગ્ર તપથી થાય તેના કરતાં પણ વધુ થાય છે. આનું ઉદાહરણ આપણને બ્રાહ્મણની પત્નીની કથામાં મળે છે. બ્રાહ્મણની પત્નીએ કૌશિકનો ક્રોધ વહોરી લીધો હતો. કૌશિક બ્રાહ્મણે મહાન તપ કર્યું. એક વાર તે એક વૃક્ષ

નીચે તપ કરવા ધ્યાનમાં બેઠો હતો, ત્યારે ઝાડની ડાળ પર બેઠેલો બગલો તેના પર ચરક્યો. તેણે આંખો ઉઘાડીને ક્રોધથી બગલા તરફ ઊંચે નજર કરી. કૌશિકના તપનો પ્રભાવ એવો હતો કે બગલો તેના પર વીજળી પડી હોય તેમ તરત જ મૃત્યુ પામ્યો. કૌશિકને બગલાના મોતથી દુઃખ પણ થયું અને પોતાના તપોબળની કસોટી થઇ તેથી આનંદ પણ થયો. રાબેતા મુજબ તે બાજુના ગામમાં ભિક્ષા માગવા ગયો અને પહેલા ઘરની ગૃહિણી પાસે ભિક્ષાયાચના કરી. જ્યારે તે બ્રાહ્મણ માટે ભિક્ષા લાવી રહી હતી ત્યારે જ એ સ્ત્રીનો પતિ રોજિંદા કામથી થાકીને ઘેર પાછો ફર્યો. કૌશિકને થોડીક વાર પ્રતીક્ષા કરવાનું કહીને પેલી સ્ત્રી એના પતિની સેવા માટે ઘરમાં ગઇ. થોડો સમય વીત્યો અને કૌશિકની ધીરજ ખૂટી ગઇ. જ્યારે સ્ત્રી તેને માટે ભોજન લઇને પાછી આવી ત્યારે કૌશિકે તેના તરફ બગલા સામે કરી હતી તેના કરતાં પણ વધારે ક્રોધભરી નજર કરી અને પૂછ્યું કે તેણે શા માટે બ્રાહ્મણદેવતાની આટલો લાંબો વખત સુધી ઉપેક્ષા કરી હતી! તેણે નમ્રતાથી ઉત્તર આપ્યો, ''મારા પતિ પ્રત્યેની મારી ફરજ તમારા પ્રત્યેના કર્તવ્ય કરતાં વધારે તાકીદની-મહત્ત્વની હતી. તમે ક્રોધ પર કાબૂ રાખો અને ક્ષમા કરતાં શીખો. હે બ્રાહ્મણ! મારી સામે ક્રોધભરી નજરે જોશો નહીં, એનાથી તમને જ હાનિ થશે. હું કાંઇ બગલો નથી!'' કૌશિક આશ્ચર્યચકિત થઇ ગયો અને તેણે સ્ત્રીને પ્રશ્ન કર્યો, તેણે પ્રત્યુત્તર આપ્યો, ''મેં કાંઇ માનસિક બળ મેળવવા તપ કર્યું નથી. માત્ર મારા પતિની એકનિષ્ઠ સેવા કરી છે. જો તમારે અમારી ગૃહજીવનવિષયક ફરજો વિશે હજી વધારે જાણવું હોય તો તમે મિથિલાનગરીના કસાઇ પાસે પહોંચી જાઓ.'' કૌશિક નમ્રભાવે મિથિલા પહોંચ્યો અને કસાઇની દુકાનની આસપાસ એકઠી થયેલી ગ્રાહકોની ભીડના છેવાડે ઊભો રહ્યો. કસાઇએ કૌશિકને જોઇ લીધો, એની પાસે પહોંચ્યો અને બ્રાહ્મણને વંદન કરીને કહ્યું, ''હું જાણું છું કે પેલી પતિવ્રતા ગૃહિણીએ તમને મારી પાસે મોકલ્યા છે. હું તમારી શંકાઓનું સમાધાન કરીશ અને હું એમ શી રીતે કરી શકું છું તે તમને બતાવીશ.'' પછી કસાઇ કૌશિકને પોતાને ઘેર લઇ ગયો, તેને પોતાના વૃદ્ધ માતાપિતાની મુલાકાત કરાવી, જે આપણે પહેલાં જોઇ ગયા છીએ. (મહાભારત-વનપર્વ-૨૦૫)

ભાઇઓએ ભાઇઓ માટે કેવો પ્રેમ રાખવો જોઇએ તે આપણે રામાયણની સમગ્ર કથામાં વાંચીએ છીએ. ત્યાં કહેવાયું છે કે લક્ષ્મણ રામનું જીવન હતા. બંને વચ્ચેનું સ્નેહબંધન એવું પ્રબળ હતું કે તેઓ હંમેશા સાથે શયન કરતા, સાથે રમતો રમતા. લક્ષ્મણ રામચંદ્રને વનમાં પણ અનુસરે છે, રામ નિદ્રાધીન થાય ત્યારે રાતભર જાગતા રહીને તેમની કાળજી લે છે, સીતાની શોધ કરવામાં તેમને સહાય કરે છે, એમને શાણપણથી સમજાવીને સાંત્વન આપવાનો પ્રયત્ન કરે છે, જ્યારે લંકામાં શક્તિશાળી બાણથી વિંધાઇને લક્ષ્મણ મૂર્છિત થાય છે ત્યારે રામ કરુણ સ્વરે વિલાપ કરે છે, ''મારે હવે જીવીને શું કરવું છે? યુદ્ધ પણ શા માટે?

જ્યારે લક્ષ્મણ ઘાયલ થઇને યુદ્ધના મેદાનમાં પડ્યો હોય ત્યારે એ બધાનો શો અર્થ? મને એકલો મૂકીને તું શા માટે પરલોક જતો રહ્યો? તારા વિના જીવન, વિજય, સીતાનું સાન્નિધ્ય પોતે પણ વ્યર્થ છે!''

મહાભારતની સમગ્ર કથા ભાઇ-ભાઇ વચ્ચેનો પ્રેમ કઇ રીતે સમૃદ્ધિ અને યશ અપાવે છે તેનું નિદર્શન કરે છે. પાંડવોને આપણે વ્યક્તિગત સ્વાર્થ માટે કલહ કરતા કે અલગ અલગ રહીને જીવન વિતાવતા જોતા નથી. યુધિષ્ઠિર પરિવારનું પ્રતિનિધિત્વ કરે છે અને એના નાના ભાઇઓના સર્વ પ્રયાસો એની સમૃદ્ધિ-સંપત્તિમાં વૃદ્ધિ કરવા માટેના જ રહ્યા છે. યુધિષ્ઠિરને ખાતર તેઓ યુદ્ધ કરે છે, તેઓ જે કાંઇ ધનસંપત્તિ પ્રાપ્ત કરે છે તે યુધિષ્ઠિરને સોંપી દે છે, એને ખાતર જ અર્જુન ઉગ્ર તપ કરીને, ભારે સંઘર્ષ કરીને, દીર્ઘ કાળ સુધી થકવી નાખતો રઝળપાટ વેઠીને દિવ્ય અસ્ત્રો પ્રાપ્ત કરે છે, સામે યુધિષ્ઠિર પણ પોતાના ભાઇઓને એટલી જ ઉત્કટતાથી ચાહે છે, એમના સુખદુઃખનો પોતાના સુખદુઃખના જેટલો જ વિચાર કરે છે.

યુધિષ્ઠિર સ્વર્ગમાં પહોંચ્યા છે, ચારે તરફ પોતાના ભાઇઓ અને પત્ની દ્રૌપદીને શોધવા નજર કરે છે. ''જ્યાં મારા ભાઇઓ ગયા છે ત્યાં જ હું જવા ઇચ્છું છું.'' તેઓ વારંવાર એકની એક વાત પોકારીને કહે છે અને તેજસ્વી દેવો કે વિજયી રાજાઓની વચ્ચે ક્યાંય પોતાના પ્રિય ભાઇઓના મુખ જોઇ શકતા નથી. છેવટે તેઓ બૂમ પાડી ઊઠે છે, ''હે શૂરવીરો! મારા માટે મારા ભાઇઓ વિના તમારું સ્વર્ગ મારે શા કામનું? આ કાંઇ મારા માટેનું સ્વર્ગ નથી.'' પછી દેવો સ્વર્ગના એક દૂતને યુધિષ્ઠિરને લઇ જવા મોકલે છે. અને એ દૂત એમના પ્રિય ભાઇઓ જ્યાં રહે છે ત્યાં તેમને લઇ જાય છે. સ્વર્ગમાંથી તેઓ મોં ફેરવીને જતા રહે છે અને વધુ ને વધુ શોકજનક રસ્તે આગળ વધે છે. અંધકાર વધતો જાય છે, રસ્તો વધુ ને વધુ વિષણ્ણ-ઉદાસીભર્યો થતો જાય છે. આગળ જતાં મૂર્છિત કરી દે તેવી ગંધ અને ભયાનક આકારોવાળી ભૂતાવળ તેમને ઘેરી વળે છે, એમના પગ તળેની જમીન લોહીથી લથપથ લપસણી બની ગયેલી છે, કપાયેલા મડદાના ટુકડાથી છવાયેલી છે, અણિયાળા કાંટા અને પગમાં ભોંકાય તેવા ધારદાર પાંદડાથી રસ્તો છવાયેલો છે. બળબળતી રેતી, તપીને સફેદ બની ગયેલા લોઢાના ચોસલા પડ્યા છે. આઘાત પામી ગયેલા યુધિષ્ઠિર સ્વર્ગીય દૂતને આ બધા વિશે પૂછે છે ત્યારે દૂત પ્રત્યુત્તર આપે છે કે તેને યુધિષ્ઠિરને આ સ્થળે લઇ આવવાનો આદેશ આપવામાં આવ્યો છે, પણ જો તેઓ શ્રમિત થયા હોય તો પાછા ફરી શકે છે. સંશયમાં પડેલા યુધિષ્ઠિર ધીમેથી પાછા ફરે છે. તેમને ખાતરી છે કે પોતાના ભાઇઓ આવા ખરાબ, અનિષ્ટ સ્થાનમાં તો ન જ રહેતા હોય! પણ તેઓ જેવા પાછા ફર્યા કે તરત ચારે બાજુથી ચિત્કારો સંભળાયા. ''કોણ છો આપ?'' આશ્ચર્યમાં પડેલા યુધિષ્ઠિરે પૂછ્યું અને દરેક બાજુએથી ધ્રુસકા સાથે

ઉત્તર આવ્યો, 'હું કર્ણ છું'', ''હું ભીમ'', ''હું અર્જુન'', ''હું નકુલ'', ''હું સહદેવ'', ''હું છું દ્રૌપદી'' અને પૃથ્વી પર જેમને ખૂબ ચાહ્યા હતા તેવા બીજાઓ પણ ત્યાં હતા. પોતાના ભાઇઓની ખોટી રીતે થયેલી દુર્દશા જોઇ યુધિષ્ઠિરે દૂત સામે ચિત્કાર કર્યો, ''તમે પાછા જાઓ, જાઓ સ્વર્ગમાં, તમને જેમણે દૂત તરીકે મોકલ્યા છે તેમની પાસે પાછા જાઓ. મારું સ્થાન ત્યાં સ્વર્ગમાં નથી, પણ અહીં, જ્યાં મારા ભાઇઓ રહે છે તે દુર્ગમ નરકમાં જ મારું સ્થાન છે. સ્વર્ગના સુખો એકલા ભોગવવાની મારી ઇચ્છા નથી. ત્યાં એકલા (ભાઇઓ વિના) સુખમાં રહેવા કરતાં અહીં તેમની સાથે દુઃખમાં રહેવું મારે માટે વધારે સારું છે.'' જેવા તેમણે આ શબ્દો ઉચ્ચાર્યા કે તરત ચારે તરફ સ્વર્ગીય સુવાસ ફેલાઇ ગઇ. વાતાવરણ આનંદમય બન્યું, પ્રકાશ પથરાયો અને દેવો પ્રગટ થયા. નરક કરતાં પણ સ્નેહ વધુ પ્રબળ છે, ભ્રાતૃભાવ-ઇમાનદારી-વફાદારી પીડા કરતાં વધારે પ્રબળ હોય છે. (યુધિષ્ઠિરની ભ્રાતૃભાવનાને કારણે તેના ભાઇઓને પણ સ્વર્ગીય સુખ પ્રાપ્ત થયું. અથવા યુધિષ્ઠિરને મન સ્વર્ગ કરતાં ભાઇઓ પ્રત્યેનો સ્નેહ વધુ ઇષ્ટ હતો) (મહાભારત-મહાપ્રસ્થાનિકપર્વ-૩ અને સ્વર્ગારોહણપર્વ-૧)

પરિવારની બહાર પ્રગટ થનારા સદ્‌ગુણોમાં આતિથ્યભાવના-અતિથિસત્કારનું મહત્ત્વ પ્રથમ ક્રમે આવે છે અને એનું મૂલ્ય કેટલું બધું ઊંચું આંકવામાં આવ્યું છે તેની પ્રતીતિ યુધિષ્ઠિરના મહાન યજ્ઞમાં અનેક લોકોને ઇચ્છિત રત્નો-સંપત્તિનું દાન આપવામાં આવ્યું હતું. પણ નોળિયો



આક્રોશથી કહે છે કે ત્યાં એકત્ર થયેલી સંપત્તિથી થયેલા યજ્ઞનું મૂલ્ય, એક ગરીબ બ્રાહ્મણે પોતાના અતિથિને આપેલા થોડાક જવના લોટના દાન કરતાં પણ ઓછું હતું. નોળિયાએ એ કથા આ પ્રમાણે સંભળાવી. એક બ્રાહ્મણ ઉંચ્છવૃત્તિથી જીવનનિર્વાહ કરતો હતો. રોજ રોજ માગી લાવેલી ભિક્ષામાં જેટલું અનાજ મળે તેમાંથી એક દિવસનું ભોજન બનાવી બ્રાહ્મણ, તેની પત્ની, તેનો પુત્ર અને પુત્રવધૂ નિર્વાહ કરતા હતા. એક વાર ભયાનક દુકાળ પડ્યો. ખેડૂતો ખેતરમાં  અનાજ એકઠું કરી લે પછી જમીન પર બાકી રહેલા અનાજના દાણા એકઠા કરીને બ્રાહ્મણ નિર્વાહ કરતો હતો પણ ધીમે ધીમે તેનું પ્રમાણ ઘટતું ગયું. બ્રાહ્મણ અને તેનો પરિવાર હાડપિંજર જેવાં કૃશ બની ગયા. એક દિવસ એવું બન્યું કે બ્રાહ્મણે થોડાક જવના દાણા એકઠા કર્યા હતા તેનો લોટ બનાવીને તેની રોટીના બ્રાહ્મણીએ ચાર ભાગ કર્યા, જેથી પરિવારના દરેક સભ્યને અલ્પમાત્રામાં ભોજન મળી શકે. તેઓ આનંદથી ભોજન લેવા બેઠા. પણ હજુ ભોજનની ઢગલીને તેઓ સ્પર્શ કરે તે પહેલાં દરવાજે એક અતિથિ આવ્યો. બ્રાહ્મણે તરત ઊભા થઇને તેનું સ્વાગત કર્યું. બેસવા આસન અને પીવા માટેનું જળ આપ્યું અને અતિથિ સમક્ષ પોતાના ભાગનું ભોજન મૂકી દીધું. અતિથિએ ગ્રહણ કર્યું, પણ તે હજુ ભૂખ્યો હતો. પત્નીએ પોતાના ભાગનું ભોજન અતિથિને માટે પતિને આપી દીધું. બ્રાહ્મણે કહ્યું, ''મારા પુત્રની માતા, તું કૃશતાને કારણે કાંપી રહી છે. તારું ભોજન તું લઇ લે નહીં તો મારા ઘરમાંથી સૂર્યનું તેજ જતું રહેશે.'' પરંતુ બ્રાહ્મણીએ આગ્રહપૂર્વક કહ્યું કે અતિથિધર્મનો ભંગ ન થવો જોઇએ. બ્રાહ્મણે નિસાસો નાખીને ભોજન અતિથિને અર્પણ કર્યું. પણ અતિથિ તો હજુ પણ ભૂખ્યો રહ્યો. બ્રાહ્મણપુત્ર પોતાના ભાગનું ભોજન લાવ્યો. પોતાના પુત્રના ભૂખ્યા હોવાની ચિંતા કરતા અને એની યુવાન કાયા નબળી પડી જવાના ડર સાથે બ્રાહ્મણે એ ત્રીજો ભાગ પણ મહેમાનને પીરસી દીધો. પણ અરેરે! અતિથિની ભૂખ તો શમવાનું નામ જ નહોતી લેતી, કારણ કે દરેક સભ્યનો ભાગ તો કેટલો ઓછો હતો! એનાથી ભૂખ્યાની ભૂખ ટળે કેમની? છેવટે બ્રાહ્મણના ધ્રુજતા હાથમાં પુત્રવધૂના ભાગનું ભોજન પણ આપી દેવામાં આવ્યું, પણ હૃદયની પીડા સાથે હાથ પાછો ખેંચી લીધો, તારો ભાગ નહીં, તારો નહીં!'' પુત્રવધૂએ પૂરી નમ્રતા સાથે અને મધુર સ્વરે કહ્યું, ''દાદાજી, તમારાં પુણ્યકર્મોના ફળમાંથી મને બાકાત ન રાખશો. अतिथि देवो भवा અતિથિ દેવ સમાન હોય છે. એમને મારા ભાગનું ભોજન પણ જમાડી દ્યો, એ તમારી જ મહેનતનું ફળ છે.'' રડતાં રડતાં બ્રાહ્મણે એ અંશ પણ લીધો. મૃદુ હાસ્ય સાથે અતિથિને એ ભોજન પણ અર્પણ કર્યું, અતિથિએ એ ભોજન ગ્રહણ કર્યું. પછી અતિથિ આસનેથી ઊભા થયા, તેજસ્વી અને ભવ્યસ્વરૂપે પ્રગટ થયા. ખરેખર તો એ ધર્મના અધિષ્ઠાતા દેવ ધર્મરાજ હતા. એમના ભોજન કરતાં વધેલા અન્નના કણોમાં નોળિયો આળોટવા લાગ્યો અને એનું બાકીનું અડધું અંગ સોનાનું બની ગયું કારણ કે બ્રાહ્મણ પરિવારે

બહુ મોટો ભોગ આપીને અતિથિધર્મનું પાલન કર્યું હતું. અતિથિધર્મ-આતિથ્યસત્કારનો ગુણ એટલો અમૂલ્ય છે, એનો પ્રભાવ કેવો રૂપપરિવર્તનકારી છે! (મહાભારત-વનપર્વ-૪-૬)

ક્રૂર કર્મો કરનારો એક શિકારી હતો. નિર્દોષ પશુપંખીઓના રોજ રોજ શિકાર કરવાના કાળા કર્મો જેવી જ એની ચામડી પણ કાળી હતી. એની આંખોમાં પોતાના શિકાર માટે બળબળતો દ્વેષ હતો. એક વાર તે અરણ્યમાં ભયંકર વાવાઝોડામાં ફસાઇ ગયો. પળવારમાં ખુલ્લી જગ્યામાં પાણીના તળાવ ભરાઇ ગયા અને પગદંડીઓ પાણીના ઝરણામાં ફેરવાઇ ગઇ. ઊંચી જગ્યાએ તે રસ્તો શોધતો રહ્યો પણ રીંછો, સિંહ અને બીજા ઝનૂની જંગલી પ્રાણીઓ એ ઊંચા સ્થાનોમાં આક્રમક બની ગયા હતા. ટાઢે થરથરતો, ભયથી ધ્રુજતો હતો છતાં તે શિકારી પોતાની ક્રૂર આદતોથી છૂટકારો ન મળેવી શક્યો. વરસાદના ઝાપટાં અને ઠંડીથી ઠરી ગયેલી એક કબૂતરીને તેણે જમીન પર પડેલી જોઇ અને ઉઠાવી લઇને તેને પોતાની પાસેના પાંજરામાં નિર્દયતાથી પૂરી દીધી. રખડતો રખડતો તે જંગલની વચ્ચોવચ ઊભેલા એક વિશાળ વૃક્ષ પાસે પહોંચ્યો. એના છાંયડામાં અસંખ્ય પક્ષીઓએ આશ્રય લીધો હતો. સર્જનહારે સર્વ પ્રાણીઓના પાલન-પોષણ-રક્ષણ માટે જ ઇરાદાપૂર્વક એ વૃક્ષ સર્જ્યું હોય એવું લાગતું હતું, કોઇ સજ્જન સંસારના કલ્યાણ માટે કરે તેવું જ આ કાર્ય હતું. શિકારીએ વૃક્ષની દૂર સુધી ફેલાયેલી શાખાઓ નીચે આશરો લીધો. થોડીવારમાં વાદળો વિખેરાઇ ગયાં અને તારાઓ ચમકવા લાગ્યા. પણ શિકારી પોતાના ઘરથી ઘણે દૂર પહોંચી ગયો હતો. તેથી તેણે વૃક્ષ નીચે રાત વિતાવવાનો નિર્ણય કર્યો. એ ઝાડ નીચે સૂતો હતો ત્યારે તેણે કબૂતરને શોક કરતું સાંભળ્યું, ‘‘અરેરે! પ્રિયે! તું હજીયે પાછી ફરી નથી. તારું શું થયું હશે? ગુલાબી આંખોવાળી, મધુર ઘૂરકાટ કરતી, મુલાયમ પીંછાવાળી મારી પ્રિય પત્ની મારા માળામાં પાછી નહીં ફરે તો મારું જીવન જીવવા જેવું નહીં રહે! ઘર વાસ્તવમાં ઘર નહીં રહે, ગૃહિણીથી જ ઘર ઓળખાય છે. હું ખાઉં ત્યારે તે ખાય છે, હું સ્નાન કરું ત્યારે તે સ્નાન કરે છે, હું પ્રસન્ન હોઉં ત્યારે તે પ્રસન્ન થાય છે અને દુ:ખી થાઉં ત્યારે દુ:ખી થાય છે. છતાં જ્યારે હું ગુસ્સે થાઉં ત્યારે તે મધુર વચનો જ ઉચ્ચારે છે. આવી સુશીલ પત્ની વિના જીવન ખાલીખમ બની જાય છે. એવી પત્ની વિના તો મહેલ પણ વેરાન બની જાય છે. એવી પત્ની વિશ્વાસુ સાથી છે અને વ્યક્તિના સદ્‌ગુણ, લાભ અને આનંદમય કાર્યની પ્રેમાળ સાથી છે. પત્ની એના પતિની સૌથી કિમતી જણસ છે. એ જ જીવનના સર્વ કાર્યોમાં સદાય સાથ આપનારી મિત્ર છે. મનના રોગોનું એ સર્વશ્રેષ્ઠ ઔષધ છે. પત્ની જેવો કોઇ મિત્ર નથી, એના કરતાં વધારે ઉત્તમ કોઇ આશ્રયસ્થાન નથી.’’

પોતાના પતિના આવા શોકમય વચનો સાંભળીને શિકારીના પાંજરામાં રહેલી કબૂતરી મનમાં

બોલી, ''આટલા દુ:ખમાં પણ મારા સુખનો કોઇ પાર નથી કારણ કે મારા પતિ મારા વિશે આ પ્રમાણે વિચારે છે. જેનાથી પતિ સંતુષ્ટ ન હોય તે ખરેખર પત્ની જ નથી. પણ અમારે બિચારા આ શિકારીનો વિચાર પણ કરવો જોઇએ, એ વાવાઝોડાના તોફાનમાં ફસાયો છે અને ઘરથી દૂર છે. અત્યારે તે અમારો અતિથિ છે, કારણ કે તેણે અમારા નિવાસના વૃક્ષની નીચે આશ્રય લીધો છે.'' તેણે મોટેથી ચિત્કાર કરીને શિકારીની દુર્દશા વિશે પતિને સમજાવ્યું. કબૂતરે પણ તરત પોતાનું દુ:ખ ભૂલી જઇને સહાનુભૂતિથી શિકારીને સંબોધીને કહ્યું, ''અમારા નિવાસે તમારું અતિથિ તરીકે સ્વાગત છે. હું તમારા માટે શું કરી શકું તે કહો.'' શિકારીએ જવાબ આપ્યો, ''હું ઠંડીથી થીજી ગયો છું. જો શક્ય હોય તો તમે મને ગરમી-હૂંફ આપો.''

પક્ષીએ સૂકા પાન એકઠા કરી ઢગલો કર્યો, એક પાન પોતાની ચાંચમાં પકડ્યું, ઊડી ગયું અને તરત નજીકના કોઇક ગામમાંથી તેના પર એક અંગારો લઇને પાછું ફર્યું. પળવારમાં સળગેલી આગથી શિકારીને ગરમી-હૂંફનો અનુભવ થયો. પક્ષીએ ફરીથી તેને પોતે તેની શી સેવા કરી શકે એવો પ્રશ્ન પૂછ્યો. આ વખતે શિકારીએ ભોજનની માગણી કરી. પક્ષીએ વિચાર્યું, ''મારી પાસે મહેમાનને જમાડવા માટે પૂરતું અન્ન તો નથી પણ ભૂખ્યા અતિથિને ભોજન વિના ન રખાય.'' જ્યારે તેણે ઊંડો વિચાર કર્યો ત્યારે તેના મગજમાં ઝબકારો થયો. તેણે મહેમાનને મોટેથી કહ્યું, ''હું તમારી સેવા-આદરસત્કાર અવશ્ય કરીશ. પહેલા મેં ઉચ્ચ કક્ષાના ઋષિઓ, દેવો અને પિતૃઓ પાસેથી સાંભળ્યું છે કે અતિથિસત્કારનું બહુ મોટું પુણ્ય છે. હે મિત્ર! તમે મારા પર કૃપા કરો અને મારી મામૂલી સેવા સ્વીકારો.'' આમ બોલીને કબૂતર પેલી આગની આસપાસ ત્રણ વાર ઊડ્યું અને પછી આગની જ્વાળાઓમાં કૂદી પડ્યું. પોતાના દેહનો એણે અતિથિના ભોજન માટે ભોગ આપ્યો.



અતિથિસત્કારનું આવું મહાન-આશ્ચર્યકારક પુણ્યકર્મ જોઇને પારધી-શિકારીને પોતાના ભૂતકાળના પાપકર્મોનો ભય મનમાં સતાવવા લાગ્યો, એનો દુષ્ટ સ્વભાવ ધરમૂળમાંથી નાશ પામ્યો, એ પોતે હચમચી ગયો. ''હે ઉત્તમ પક્ષી! તમે મારા સૌથી મોટા ગુરુ બન્યા છો. તમે મને મારા કર્તવ્યનું ભાન કરાવ્યું છે. આજથી હું મારા પાપોનું પ્રાયશ્ચિત કરીશ. આ પાપિષ્ઠ કાયાએ ભોગવેલી સુખસગવડનો ત્યાગ કરીશ. આજથી દરરોજ ઉપવાસ અને તપ કરીને બધા જ ગુનાઓનું પ્રાયશ્ચિત કરવામાં દેહને ગાળી નાખીશ. જેમ ગ્રીષ્મના સૂર્યના પ્રખર કિરણોથી નાનું મલિન તળાવ સુકાઇ જાય તેમ તપ-ઉપવાસથી મારા દેહને હું સૂકવી નાખીશ. હવેથી તમારા બલિદાનના ઉદાહરણ પરથી ધડો લઇને માત્ર ધર્માચરણ કરીશ.'' એણે પોતાની જાળ ફેંકી દીધી, પાંજરું ફેંકી દીધું, ફંદો અને ગલ ફેંકી દીધા અને મૃત કબૂતરની કબૂતરીને મુક્ત કરી દીધી. કબૂતરીએ પોતાના પતિ કબૂતરની ચિતાની પ્રદક્ષિણા કરી અને વિલાપ કરવા લાગી, ''સ્ત્રી પોતાના માતાપિતા કે પુત્ર પાસેથી જે કાંઇ મેળવે છે તે કૃપા-ભેટ મર્યાદિત હોય છે, પણ એના પતિ તરફથી એને મળતી ભેટ અપરિમિત હોય છે. એ તો પત્નીને સંપૂર્ણપણે સમર્પિત થઇ જાય છે. તમારી સાથેના સુખભર્યા આટલા વર્ષો પછી હું એકલવાયું જીવન જીવી શકીશ નહીં.'' અને તેણે પોતાની કાયાને પણ પેલી આગમાં હોમી દીધી.

એક નવું જ દર્શન પામેલા શિકારીએ બંનેને તેજસ્વીસ્વરૂપે સ્વર્ગારોહણ કરતા જોયા; એનો નિશ્ચય એનાથી વધારે દૃઢ થયો. ત્યારપછી તેણે વનમાં જ દોષરહિત જીવન વિતાવતાં નિવાસ કર્યો. ઘર્ષણ પામેલા સૂકા પાન અને ડાળીઓથી ગ્રીષ્મના તાપમાં વનમાં લાગેલા દાવાનળમાં એનો દેહ ભસ્મીભૂત થઇ ગયો કારણ કે તપથી તેના પાપો નષ્ટ થઇ ગયા હતા. (મહાભારત-શાન્તિપર્વ-૧૪૩-૧૪૯)

સામી વ્યક્તિએ કરેલા અન્યાયને માટે તેને ક્ષમા કરી દેવાની તત્પરતા સાચી ઉમદા-ઉદાત્ત પ્રકૃતિનું લક્ષણ છે. રામચંદ્ર વિશે કહેવાય છે કે એવા સેંકડો હાનિકારક કૃત્યો તેમની સામે થયા છતાં તેમની સ્મૃતિ પર એનું નામોનિશાન નહોતું રહ્યું. જ્યારે કોઇકે કરેલો એકાદ ઉપકાર એમના મનમાં સદાને માટે અંકિત થઇ જતો. મહાત્મા વિદુરે કઇ રીતે અપમાનો ભૂલીને ક્ષમા આપી હતી તેય જાણવા જેવું છે. દુર્યોધનની દુશ્ચેષ્ટાઓને પરિણામે ધૃતરાષ્ટ્ર વારંવાર વિદુરની સલાહ માગતા, મદદ માગતા વિદુર પોતાના મોટા ભાઇને શાણપણભરી સલાહ દૃઢતાથી આપતા, તેમને વિનંતિ કરતા કે પાંડવો એના પિતરાઇ ભાઇઓ છે. તેમની સાથે સલાહસંપથી રહેવાની એની ફરજ છે એવું દુર્યોધનને સમજાવો. અન્યાય અને વનવાસ ભોગવી રહેલા પાંડવોની ક્ષમા માગી લેવા દુર્યોધનના સમર્થકોને સમજાવો. પણ તે વખતે

ધૃતરાષ્ટ્ર ગુસ્સાથી વધુ ને વધુ ધૂંધવાતા. પોતાના ધાર્મિક વૃત્તિવાળા નાના ભાઇ વિદુરનો જ દોષ જોતા, એના પર પક્ષપાતનો આરોપ મૂકતા અને છેલ્લે તો એ આરોપમાં બેવફાઇનો આક્ષેપ મૂકી હડહડતું અપમાન કરીને ગુસ્સામાં તેમણે વિદુરનો ત્યાગ પણ કર્યો હતો. તે વખતે દુઃખી થઇને વિદુર પાંડવો પાસે ગયા. કેવા ક્રોધભર્યા શબ્દો સાથે પોતાને કાઢી મૂકવામાં આવ્યા હતા તે તેમણે પાંડવોને જણાવ્યું. વિદુરે પાંડવોને જ્ઞાનની વાતો કરી. સંસ્કારિતા અને નમ્ર વર્તનનો ઉપદેશ આપ્યો. વિદુરના જતા રહ્યા પછી ધૃતરાષ્ટ્રને પોતે દાખવેલી ઉદ્ધતાઇ તથા વિદુરને કરેલા અન્યાય માટે પસ્તાવો થયો, તેમને પાછા ફરવાની વિનંતિ કરતો સંદેશ મોકલ્યો. એમણે કહ્યું, ''હે સંજય, જા અને તપાસ કર કે મારો ભાઇ જીવે તો છે ને? મેં જેને ક્રોધના આવેશમય ગાંડપણમાં કાઢી મૂક્યો છે એવો મારો ભાઇ, એણે કદી મારું બૂરું નથી કર્યું, કોઇ અપરાધ પણ નથી કર્યો, જ્યારે મેં એને દોષિત ઠરાવીને એનું બૂરું કર્યું છે. હે બુદ્ધિમાન સંજય, એને શોધી કાઢ અને અહીં પાછો લઇ આવ.'' સંજય ગયો. શાન્ત અને દઢ એવા વિદુર એના નબળા મનના મોટા ભાઇના વારંવાર બદલાઇ જતા મન-વિચારો-લાગણીઓ માટે ક્ષમા કરશે ખરા એનો વિચાર કરતા સંજયને શંકા હતી કે એમના ભાઇની રાજગાદીના આધારસ્તંભ વિદુર ફરીથી બનશે ખરા? જંગલમાં જઇને એણે વિદુરને શોધી કાઢ્યા, પાંડવો અને અન્યો એમને બહુમાનપૂર્વક સાચવતા હતા. વિદુર પાસે જઇને સંજયે તેમને પાછા ફરવાની વિનંતિ કરી. તે વખતે પળવાર માટે ખચકાયા વિના તરત ઊભા થયા અને તેમણે પોતાના ભત્રીજાઓ-પાંડવોની રજા માગી. અને પોતાની ભૂલ માટે ક્ષમા માગનારા પોતાના મોટા ભાઇ ધૃતરાષ્ટ્ર પાસે ઉતાવળે પાછા ફર્યા. તેમણે નમ્રતાથી કહ્યું, ''હે રાજન, મેં તમને ક્ષમા કરી દીધા છે. તમે મારા તરફથી પૂરેપૂરા આદર અને સન્માનને પાત્ર છો. મારા મોટા ભાઇ, મારા વરિષ્ઠ-વડીલ છો. તમારું દર્શન કરવા હું આતુરતાથી પાછો આવી પહોંચ્યો છું. તમને એમ લાગતું હોય કે મને પાંડવો તરફ પક્ષપાત છે તો એનું કારણ એ છે કે માણસનું હૃદય જેમને અન્યાય થતો હોય, જેઓ દુઃખી કે નિરાશ હોય તેમના માટે વધુ ઝૂરતું હોય છે, બુદ્ધિ કરતાં, તર્ક કરતાં વિશેષ તો લાગણીને કારણે. બાકી તમારા પુત્રો પ્રત્યે પણ મને પાંડવો માટે છે એટલો જ પ્રેમ છે. પણ હે રાજન, પાંડવોને પડતા દુઃખથી મારું હૃદય દ્રવી જાય છે.'' આમ, નાના ભાઇએ પોતાના થયેલા અપમાનને અવગણીને-ભૂલી જઇને નમ્રતાથી મોટું મન રાખીને ઉદારતાથી મોટા ભાઇને કહ્યું. (મહાભારત-અશ્વમેઘપર્વ, ૯૨)

પ્રાચીન હિન્દુધર્મીના જીવનમાં સંસ્કારિતા-નાગરિકતા પણ મહત્ત્વનો સદ્ગુણ ગણાતો હતો. જ્યારે આપણે મહાકાવ્યોના પાત્રો સારા હોય કે દુષ્ટપાત્રો હોય, અતિથિઓ, મિત્રો અને શત્રુઓ સાથેના વ્યવહારમાં ભાષા અને વર્તનવ્યવહારમાં કેવી સૂક્ષ્મ નમ્રતા-શાલીનતા પ્રગટ કરે છે તેના વિશે વાંચીએ છીએ ત્યારે આ સંસ્કારિતાની પ્રતીતિ થાય છે. રામચંદ્રની વાણી

નમ્રતાપૂર્ણ છે, પોતાનું પ્રત્યેક વક્તવ્ય તેઓ સ્મિતથી આરંભે છે. (રામાયણ, અયોધ્યાકાંડ-૧) ઐશ્વર્યના દેવી લક્ષ્મી દાનવો વિશે વાત કરતાં મધુર વાણી મૈત્રીભાવ અને ક્ષમાભાવ પ્રગટ કરે છે અને કહે છે કે તે તેમના સાન્નિધ્યમાં રહે છે કારણ કે તેમનામાં સદ્‌ગુણો રહેલા છે. જ્યારે દાનવો ક્રોધ કરે છે, ક્રૂરતા કે બર્બરતા આચરે છે, અન્યાયપૂર્ણ વ્યવહાર કરે છે ત્યારે લક્ષ્મી તેમનો ત્યાગ કરે છે અને એની સાથે રહેનારી અન્ય દેવીઓ આશા, શ્રદ્ધા, બુદ્ધિ, સંતુષ્ટિ, વિજયશ્રી, પ્રગતિ અને ક્ષમા પણ દાનવોનો ત્યાગ કરે છે. (મહહાભારત, શાન્તિપર્વ-૨૨૮)

નારદનું વર્ણન પણ એ જ પ્રકારે થયેલું છે. તેઓ મધુરભાષી, વિશાળહૃદયી, સરળ, ક્રોધરહિત અને લોભરહિત છે. તેથી પ્રત્યેક સ્થાનમાં તેમને સન્માન-આદરપૂર્વક અને પ્રેમપૂર્વક આવકારવામાં આવે છે. (મહાભારત, શાન્તિપર્વ-૨૩૦)

વળી ભીષ્મ ઉપદેશ આપે છે કે આપણે દૃષ્ટિથી, શબ્દથી કે વિચારથી કોઇની નિંદા કરવી જોઇએ નહીં, કોઇને વિશે ઘસાતું બોલવું જોઇએ નહીં, કોઇને હાનિ પહોંચાડવી જોઇએ નહીં, કોઇની સાથે શત્રુતાભર્યો વ્યવહાર કરવો જોઇએ નહીં, કોઇ આપણને અપશબ્દ કહે તો તેની ઉપેક્ષા કરવી જોઇએ, કોઇ વ્યક્તિ આપણને ગુસ્સે કરવાનો-ઉશ્કેરવાનો પ્રયત્ન કરે તો પણ તેની સાથે સાલસતાથી વાત કરવી જોઇએ, જો કોઇ આપણી બદબોઇ કરે તો સામે તેની નિંદા કે બદબોઇ કરવી જોઇએ નહીં. (મહાભારત-શાન્તિપર્વ-૨૭૮)



વળી નારદ પદ્મ નામના એક નાગનું વર્ણન કરે છે, જે જ્ઞાન, ભક્તિ અને કર્મ એમ ત્રણ માર્ગનું અનુસરણ કરતો હતો. તે હંમેશા અતિથિઓનો સત્કાર કરતો, ક્ષમાધર્મનું પાલન કરતો, કોઇને હાનિ પહોંચાડવાથી દૂર રહેતો, તે સત્યવચની હતો અને દ્વેષથી મુક્ત હતો, મૃદુભાષી હતો અને સર્વનું હિત કરનારો હતો. એક વાર એક બ્રાહ્મણ તેને મળવા અને એની પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કરવા આવ્યો. પરંતુ તેના નિવાસે પહોંચતા તેને જાણ થઇ કે પદ્મ નાગ ઘેર નહોતો. તેની પત્નીએ એ અજાણી વ્યક્તિની આગતાસ્વાગતા કરી, તેની સાથે નમ્રતાથી વાત કરીને બ્રાહ્મણ ત્યાંથી વિદાય થયો અને નદીકિનારે એના પતિ નાગની પ્રતીક્ષા કરતો ધીરજથી ઊભો રહ્યો. ત્યાં પ્રતીક્ષા કરતાં બ્રાહ્મણે ભોજન ન કર્યું અને અનુપસ્થિત નાગના સ્વજનોએ તેની પાસે જઇને ચિંતા વ્યક્ત કરી, બ્રાહ્મણને વિનંતિ કરી કે તેઓ તેની આગતાસ્વાગતા કરવા બંધાયેલા છેઃ ''વૃદ્ધ, યુવાન બધી જ સમાજની વ્યક્તિઓ દુઃખી છે કારણ કે તમારા આ ઉપવાસ સૂચવે છે કે અમે તમારો યોગ્ય રીતે આતિથ્યસત્કાર કરી શક્યા નથી. અમે અતિથિસત્કારની ફરજ બજાવી નથી.'' બ્રાહ્મણે નમ્રતાથી પ્રત્યુત્તર આપ્યો કે તેમની આવી ઇચ્છા દ્વારા જ તેમણે તેને ભોજન કરાવ્યું છે તેમ સમજી લેવું પણ જ્યાં સુધી નાગમુખ્યધીશ પાછા ન ફરે ત્યાં સુધી પોતે ભોજન કરી શકશે નહીં. થોડીવારમાં નાગ પાછો ફર્યો અને તેના પોતાની પત્ની સાથેના વાર્તાલાપમાં આપણને ગૃહસ્થની ફરજોનું વર્ણન મળે છે. ગૃહસ્થનો ધર્મ બધાનું ભલું કરવાનો છે. જેઓ અતિથિ તરીકે આવે તેમનો આદરપૂર્વક સત્કાર કરવાની તેમની ફરજ છે. ગૃહસ્થે નમ્રતાથી વર્તવું જોઇએ. ગુસ્સા-આવેશથી, ઉદ્ધતાઇથી દૂર રહેવું જોઇએ, ઉદાર અને સત્યપ્રિય બનવું જોઇએ.

(મહાભારત-શાન્તિપર્વ-૩૫૬-૩૬૧)

આમ, નાગરિકની પોતાની આસપાસના સૌ પ્રત્યેની ફરજ તેમને પ્રાચીનોએ શીખવી છે.

* * *

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा।**
**पूज्याभूषयितव्याश्च बहु कल्याणमीप्सुभिः ॥१॥**

૧. જેઓ પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેવા પિતા, ભાઇઓ, પતિઓ અને દિયરોએ સ્ત્રીઓને આદર આપવો જોઇએ અને આભૂષણોથી તેમને માન આપવું જોઇએ.

**यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥२॥**

૨. જ્યાં નારીઓની પૂજા થાય છે ત્યાં દેવતાઓ નિવાસ કરે છે. જ્યાં તેમનું પૂજન કે આદર થતા નથી ત્યાં બધી ક્રિયાઓ નિષ્ફળ રહે છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा॥३॥

૩. જ્યાં સ્ત્રીઓ દુઃખી રહે છે તે કુળ સત્વરે નાશ પામે છે, પણ જ્યાં તેઓ દુઃખી હોતી નથી તે કુળની સર્વદા વૃદ્ધિ થાય છે.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः॥४॥

૪. જ્યાં સ્ત્રીઓનો આદરસત્કાર ન થતો હોય અને જે કુળને સ્ત્રીઓ શાપ આપતી હોય તે કુળ કૃત્યા (દુષ્ટશક્તિ)થી આહત થયું હોય તે પ્રમાણે સર્વ પ્રકારે નાશ પામે છે. (મનૃસ્મૃતિ-૩, ૫૫-૫૮)

एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह।
विप्राः प्राहुस्तथा चैतद्या भर्ता सा स्मृताङ्गना॥५॥

૫. પુરુષની સીમા આટલી જ છેઃ એની પત્ની, એ પોતે અને એના સંતાનો. બ્રાહ્મણો કહે છે કે પતિ અને પત્ની બંને એક જ છે, સમાન છે. (મનુસ્મૃતિ-૯-૪૫)

अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः
एष धर्मः समासेन ज्ञेयः स्त्रिपुंसयोः परः॥६॥

૬. એકબીજા માટેનો વ્યભિચાર વિનાનો પ્રેમ મૃત્યુપર્યન્તનો હોવો એ જ સ્ત્રીપુરુષનો એકમાત્ર પરમ ધર્મ જાણવો.

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ।
यथा नातिचरेतां तौ वियुक्तावितरेतरम्॥७॥

૭. લગ્નવિધિથી પરસ્પર બંધાયેલા સ્ત્રીપુરુષ નિત્ય એવી કામના કરે, એવો પ્રયત્ન કરે કે તેઓ એકબીજાથી વિમુક્ત ન થાય અને એકબીજા પ્રત્યે વ્યભિચાર ન આચરે (પ્રેમમાં એકબીજાને છેતરે નહીં, વફાદાર રહે) (મનુસ્મૃતિ-૯-૧૦૧, ૧૦૨)

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन॥८॥

૮. તૃણ (ઘાસ), ભૂમિ, જળ અને સુંદર-મૃદુ વાણી-આ ચારનો સદ્‌ગૃહસ્થોના ઘરમાં ક્યારેય અભાવ હોતો નથી.

**अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना।**
**काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत्॥९॥**

૯. ગૃહસ્થીએ સૂર્ય દ્વારા સાંજે મોકલવામાં આવેલા અતિથિનો કદી અનાદર કરવો જોઇએ નહીં, એ અતિથિ અનુકૂળ સમયે આવ્યો હોય કે પ્રતિકૂળ સમયે, ગૃહસ્થના ઘરમાં અતિથિસત્કાર પામ્યા વિના ન રહેવો જોઇએ.

**न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत्।**
**धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं चातिथिभोजनम्॥१०॥**

૧૦. અતિથિને જે ભોજન ન કરાવ્યું હોય તે ગૃહસ્થે કદી ગ્રહણ કરવું જોઇએ નહીં, અતિથિને ભોજન કરાવવાથી ધન્યતા, યશ, આયુષ્ય અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. (મનુસ્મૃતિ ૩-૧૦૧, ૧૦૫, ૧૦૬)

**सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्नब्रूयात्सत्यमप्रियम्।**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः॥११॥**

૧૧. સત્ય બોલવું અને પ્રિય બોલવું, સત્ય પણ અપ્રિય લાગે તેમ ન બોલવું પણ પ્રિય લાગે તો પણ કદી અસત્ય ન બોલવું, આ જ સનાતન ધર્મ છે. (મનુસ્મૃતિ-૪-૧૩૮)

**यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा।**
**स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम्॥१२॥**

૧૨. જેનાં વાણી અને મન શુદ્ધ હોય અને હંમેશાં સારી રીતે કાબૂમાં રાખવામાં આવ્યા હોય તે ખરેખર બધું જ ફળ પ્રાપ્ત કરે છે, જે વેદાન્ત દ્વારા પ્રાપ્ત થતું હોય.

**नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः।**
**ययास्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत्॥१३॥**

૧૩. માનસિક પીડા થઇ હોય, દુર્દશા થઇ હોય તો પણ વ્યક્તિએ પોતાની વાણી વડે અન્ય વ્યક્તિને દુઃખ પહોંચાડવું જોઇએ નહીં, તેમ બીજાનો દ્રોહ થાય એવા કર્મ કરવાનો વિચાર પણ કરવો જોઇએ નહીં. સાંભળનારના મનને પીડા પહોંચાડે એવી કડવી વાણી બોલવી જોઇએ નહીં.

(મનુસ્મૃતિ-૨-૧૬૦-૧૬૨)

**नास्तिक्यं वेदनिन्दां च देवतानां च कुत्सनम्।**
**द्वेषं स्तम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत्॥१४॥**

૧૪. વ્યક્તિએ નાસ્તિકતા (અશ્રદ્ધા), વેદોની નિંદા, દેવતાઓને તુચ્છ ગણવાની વૃત્તિ, દ્વેષ, જક્કીપણું, ક્રોધ, ગર્વ અને નિષ્ઠુરતાનો ત્યાગ કરવો જોઇએ (મનુસ્મૃતિ-૨-૧૬૩)

**नारुन्तुदः स्यान् न नृशंसवादी**
**न हीनतः परमभ्याददीत।**
**ययाऽस्य वाचा पर उद्विजेत**
**न तां वदे दुषतीं पापलोक्याम्॥१५॥**

૧૫. કોઇએ કઠોર શબ્દો બોલવા જોઇએ નહીં, કોઇને ખરાબ શબ્દોથી દુઃખ પહોંચાડવું જોઇએ નહીં. સામી વ્યક્તિને અયોગ્ય વચનો-સાધનોથી અપમાનિત કરવા જોઇએ નહીં, જે દૂષિત વાણીથી સામી વ્યક્તિને પીડા પહોંચે તેવી વાણી ઉચ્ચારવી જોઇએ નહીં.

**अरुन्तुदं परुषं तीक्ष्णवाचं वाक्कण्टकैर्वितुदन्तं मनुष्यान्।**
**विद्यादलक्ष्मीकतमं जनानां मुखे निबद्धां निऋतिं वहन्तम्॥१६॥**

૧૬. જે માણસ બીજાના અંતરાત્માને દુઃખી કરે છે, પીડા પહોંચાડે છે, જે નિષ્ઠુર છે, કડવી વાણી બોલનારો છે, અપશબ્દોના કંટકોથી અન્યોના હૃદયને વીંધે છે, તેનો લક્ષ્મી સર્વથા ત્યાગ કરે છે, તેના મુખ પર તે હંમેશા આસુરી શક્તિને વહન કરતો હોય છે. (તેના મુખમાં હંમેશા અનિચ્છનીય આસુરી પરિબળો નિવાસ કરે છે.)

**वाक्सासका वदनान्निष्पतन्ति**
**यैराहतः शोचति रात्यहानि।**
**परस्य नामर्मसु ते पतन्ति**
**तान्पण्डितो नावसृजोत्परेषु॥१७॥**

૧૭. મુખમાંથી નીકળેલા અપશબ્દો અણિયાળા તીર સમાન છે, જે વ્યક્તિ એ વાગ્બાણોથી ઘાયલ થાય છે તે દિવસરાત દુઃખી થાય છે, કારણ કે એ વાગ્બાણ અંતરાત્માને વીંધી નાખે છે. બુદ્ધિશાળી અને સમજુ વ્યક્તિએ અન્યોને આવા વચનો કહેવા જોઇએ નહીં.

नहीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक्॥१८॥

૧૮. ત્રણેય લોકમાં સમભાવ (દયા), મૈત્રી, પ્રાણીઓને દાન આપવું અને મધુર વાણી બોલવી-આ ચાર સમાન કોઇ સંપત્તિ નથી.

तस्मात्सांत्वं सदा वाच्यं न वाच्यं परुषं क्वचित्।
पूज्यान्संपूजयेद्दद्यान्न य वाचेत् कदाचन॥१९॥

૧૯. તેથી હંમેશા સાંત્વનાયુક્ત નમ્ર વચનો બોલવા, કદી કર્કશ વાણી ન ઉચ્ચારવી, પૂજ્યોને સન્માન આપવું, દાન કરવું પણ કદી ભીખ માગવી નહીં.

(મહાભારત-આદિપર્વ-૮૭-૮, ૯, ૧૧, ૧૨, ૧૩)

क्रुद्धः पापं नरः कुर्यात् क्रुद्धो हन्याद्गुरूनपि।
क्रुद्धः परुषया वाचाश्रेयसोऽप्यवमन्यते॥२०॥

૨૦. જે ક્રોધી મનુષ્ય છે તે પાપ કરે છે, તે પોતાના વડીલોને પણ હણે છે, ક્રોધી મનુષ્ય કઠોર વાણીથી પોતાના આદરને પાત્ર વ્યક્તિઓની પણ અવહેલના-અપમાન કરે છે.

आत्मानमपि च क्रुद्धः प्रेषयेद्यमसादनम्।
एतान्दोषान्प्रपश्यद्भिर्जितः क्रोधो मनीषिभिः॥२१॥

૨૧. ક્રોધી મનુષ્ય પોતાની જાતને પણ યમસદન મોકલી દે છે, આ બધા (ક્રોધના) દોષો જોનારા પ્રાજ્ઞ મનુષ્યો ક્રોધ પર વિજય મેળવે છે. (મહાભારત-વનપર્વ-૨૯-૪-૬)

किंस्विदेकपदं ब्रह्मन् पुरुषः सम्यगाचरन्।
प्रमाणं सर्वभूतानां यशश्चैवाप्नुयान्महत्॥२२॥

૨૨. (ઇન્દ્ર એના ગુરુ બૃહસ્પતિને પૂછે છે), "હે બ્રહ્મન્, એવું કયું એકમાત્ર કર્મ છે જે કરતાંની સાથે જ મનુષ્ય સર્વ પ્રાણીઓને માટે આદર્શરૂપ બની જાય અને મહત્કીર્તિ પ્રાપ્ત કરે?

सांत्वमेकपदं शक्र पुरुषः सम्यगाचरन्।
प्रमाणं सर्वभूतानां यशश्चैवाप्नुयान्महत्॥२३॥

૨૩. (બૃહસ્પતિ ઉત્તર આપે છે), હે ઇન્દ્ર, નમ્ર અને સાલસ વ્યવહાર એકમાત્ર એવું આચરણ છે જેનું યોગ્ય રીતે પાલન કરવાથી મનુષ્ય સર્વ પ્રાણીઓ માટે આદર્શ (પ્રમાણ) રૂપ બની જાય છે અને મહાન યશને પ્રાપ્ત કરે છે.

**एतदेकपदं शक्र सर्वलोकसुखावहं।**
**आचरन्सर्वभूतेषु प्रियो भवति सर्वदा॥२४॥**

૨૪. હે ઇન્દ્ર, આ એકમાત્ર બાબત સર્વલોકમાં સુખ આણનારી છે, એનું આચરણ કરતાં મનુષ્ય સર્વ પ્રાણીઓમાં સર્વદા પ્રિય થઇને રહે છે.

(મહાભારત, શાન્તિપર્વ-૮૪-૨, ૩, ૪)

**यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते।**
**तेजस्विनं तं विद्वांसो मन्यन्ते तत्त्वदर्शिनः॥२५॥**

૨૫. જે મનુષ્ય પોતાની સમજશક્તિથી-પ્રજ્ઞાથી ઉત્પન્ન થયેલા ક્રોધને વશ કરી લે છે તે મનુષ્યને તત્ત્વદર્શી વિદ્વાનો સાચા અર્થમાં તેજસ્વી માને છે.

(મહાભારત-વનપર્વ-૨૯, ૧૭)



# પ્રકરણ-૧૦



## ||કનિષ્ઠો સાથેના સંબંધમાં અનુલક્ષિત સદ્‌ગુણો અને દુર્ગુણો||

જેમ જેમ આપણે સમાજ-સૃષ્ટિના સંપર્કમાં વધુ ને વધુ આવતા જઇએ છીએ તેમ તેમ આપણે એવા ઘણા લોકો સાથે મળવાનું બને છે, જેઓ આપણાથી વયમાં નાના હોય. આપણા પછીની કે તેના પણ પછીની પેઢીની વ્યક્તિઓ, એવા લોકો જેમણે ઓછું શિક્ષણ પ્રાપ્ત કર્યું હોય, જે વધારે ગરીબ-સામાન્ય વર્ગના હોય અથવા સામાજિક દષ્ટિએ આપણાથી ઊતરતી કક્ષાના હોય અને સામાન્ય રીતે આપણે તેમના સંબંધમાં આવવાનું બનતું હોય ત્યારે આપણે કયા સદ્‌ગુણો કેળવવા અને કયા દુર્ગુણો ટાળવા તે સમજી લેવું જોઇએ જેથી આવી વ્યક્તિઓ સાથેના આપણા સંબંધો પણ સુસંવાદી બની રહે.

આવા સંબંધોમાં પ્રથમ આવે અને સૌથી સ્પષ્ટપણે આપણને દેખાય તેવા સંબંધો છે આપણાથી નાની વયની વ્યક્તિઓ સાથેના સંબંધો અને સૌથી શ્રેષ્ઠ ઉદાહરણ એમાં જરૂરી સદ્‌ગુણોનું મળે છે માતાપિતાના બાળકો સાથેના સંબંધમાં. માયાળુતા, કરુણા, સાલસનમ્રતા, ઉદારતા-આ બધા સદ્‌ગુણો પ્રેમાળ માતાપિતામાં કેવા ઝળહળી ઊઠે છે! આ સદ્‌ગુણો ઘરના વાતાવરણને કેવું સુખમય બનાવે છે! માતાપિતા પોતાના બાળકોને સ્નેહ કરે છે, એમની પીડાને તેઓ વેઠે છે, તેમની ખુશીમાં જ તેઓ ખુશ થાય છે, પ્રત્યેક તબક્કે એમના માટે માતાપિતાના મનમાં સમભાવ હોય છે!

આ તથ્ય એક પ્રાચીન કથામાં બહુ સુંદર રીતે પ્રગટ થયું છે. સુરભિની કથા જેમાં એના બાળકો દુઃખી થાય છે ત્યારે સુરભિ પણ પીડા અનુભવે છે. પ્રાચીન કાળમાં ગાયો અને વૃષભોની સ્વર્ગીય માતા સુરભિ એક વાર દેવોના રાજા સમક્ષ ઉપસ્થિત થઇ અને આંસુ સારવા લાગી. ઇન્દ્રે તેને ચિંતાથી પૂછ્યું, ''હે ગાયોની પવિત્ર જનની! તમે શા માટે આંસુ સારો છો? તમારા પર શું દુઃખ આવી પડ્યું?'' સુરભિએ જવાબ આપ્યો, ''મારા પર તો કોઇ અનિષ્ટ આપત્તિ નથી આવી પણ હું મારાં સંતાનો માટે દુઃખી છું. હે સ્વર્ગાધિપતિ, જુઓ પેલો ખેડૂત મારા કૃશ બની ગયેલા પુત્ર વૃષભને મારી રહ્યો છે, એ તો એના હળને ખેંચવાની મહેનત કરે છે. કૃશતાને કારણે વારંવાર ગબડી પડે છે, પણ બળદોની જોડમાં જે મજબૂત છે તે હળનો ભાર સહેલાઇથી ખેંચે છે પણ જે નબળો છે તેને ભાર વહેવામાં મુશ્કેલી પડે છે. એને માટે મને શોક થાય છે, મારું હૈયું કકળે છે અને આંખમાં આંસુ આવી જાય છે.'' ઇન્દ્રે નવાઇ પામીને સુરભિને પૂછ્યું, ''પણ તારા હજારો પુત્રો સાથે રોજેરોજ આવું વર્તન થઇ રહ્યું છે.'' સુરભિએ જવાબ આપ્યો, ''હું તો એ હજારોમાંના દરેકને માટે આંસુ વહાવી રહી છું. હે રાજન્, પણ બીજા બધા કરતાં જે વધારે નબળો છે તેને માટે મને વધુ દુઃખ થાય છે.'' ત્યારે ઇન્દ્રને દુઃખમાં પડેલા પોતાના સંતાનને માટેનો માતાના હૃદયમાં રહેલો પ્રેમ સમજાયો, તેણે પૃથ્વી પર ખેતરોમાં વરસાદ વરસાવ્યો અને મનુષ્યો તથા પ્રાણીઓ બંનેને માટે સુખદ સ્થિતિનું નિર્માણ કર્યું.

(રામાયણ-અયોધ્યાકાંડ-૬૪)

પોતાના સર્વગુણસંપન્ન પુત્ર રામ માટેનું દશરથનું વાત્સલ્ય એના મહાન સદ્ગુણો અને એના વનવાસના દુઃખો દરમિયાન જોવા મળે છે. જ્યારે પોતાની રાજગાદી પર તેઓ રામની યુવરાજ તરીકે પોતાના અનુગામી તરીકે નિમણૂક કરે છે, ત્યારે એણે પોતાના કુંવરો અને દરબારીઓને સંબોધીને કહેલા શબ્દો જુઓ. એમાંના દરેક વિધાનમાં એનું વાત્સલ્ય અને પુત્ર માટેનું ગૌરવ ધબકે છે. જ્યારે કૈકેયી વરદાન માગે છે અને રામનો વનવાસ ઇચ્છે છે ત્યારે દશરથ એને પગે પડે છે અને કહે છે કે સૂર્ય વિના જગત જીવી શકે પણ રામ વિના પોતે ન જીવી શકે. ''હું તારા ચરણમાં મારું મસ્તક મૂકી દઉં છું. મારા પર દયા કર. વૃદ્ધ અને મૃત્યુને આરે આવી ઊભેલા મારા પર કૃપા કર.'' (રામાયણ-અયોધ્યાકાંડ-૨૦-૨૫)

રામચંદ્ર અને એમના માતા વચ્ચેનો કરુણ સંવાદ જુઓ. રામ પોતાના વનવાસના સમાચાર માતા કૌશલ્યાને આપે છે. કૌશલ્યા કરુણ વિલાપ કરે છે, એણે જવાનું નથી, એના વિના તો પોતે ઝૂરીઝૂરીને મૃત્યુ પામશે, અથવા પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરવા એ વનમાં જવાનો જ હોય તો પોતે વનના માર્ગે પડશે, ''જેમ ગાય પોતાના વાછરડાની પાછળ જાય

તેમ હું તને અનુસરીશ. મારા વહાલા પુત્ર, તું જ્યાં જ્યાં જશે ત્યાં હું પણ જઇશ.'' (રામાયણ-અયોધ્યાકાંડ-૨૦-૨૫)

અને જ્યારે પાંડવોએ કપટયુક્ત દ્યૂતક્રીડામાં બધું જ ગુમાવી દીધું અને તેમને વનવાસમાં મોકલવામાં આવ્યા ત્યારે પાંચેય પાંડવો માટેનો કુંતીનો શોક જુઓ. સૌથી વધુ હિંમતવાન સ્ત્રી અને માતા કુંતીએ યુદ્ધનો સમય આવ્યો ત્યારે કૃષ્ણ દ્વારા પુત્રોને સંદેશો મોકલાવ્યો કે ક્ષત્રિયાણી આવા જ સમય માટે પુત્રોને જન્મ આપતી હોય છે. માન-ગૌરવને ખાતર પ્રાણનો પણ ભોગ આપવો જોઇએ. જ્યારે પાંડવો વનમાં ગયા ત્યારે આ જ કુંતીનું હૃદય તૂટી ગયું, એણે કરુણ વિલાપ કર્યો, કેમેય કરીને તે પોતાની જાતને પોતાના પુત્રોથી દૂર રાખી શકી, પોતાની જાતને કેમેય કરીને મહામહેનતે રોકી શકી.

(મહાભારત-સભાપર્વ-૭૯)

અથવા, પોતાના વીર પુત્ર અભિમન્યુના મૃત્યુ સમયે અર્જુનની વેદના-વ્યથાનું નિરૂપણ જુઓ; યુદ્ધભૂમિ પરથી એ છાવણીમાં પાછો ફરે છે ત્યારે કોઇ અજાણ્યું વાદળ પોતાને ઘેરી વળ્યું હોય એવો અનુભવ કરે છે અને શ્રીકૃષ્ણ તરફ સહાય-સાંત્વન માટે નજર કરે છે. અધીરાઇથી પોતાના ભાઇઓને પ્રશ્નો પર પ્રશ્નો કરે છે અને તેઓ જવાબ આપતાં ખચકાય છે, પોતાના પુત્રના મૃત્યુથી હૃદયને ચીરી નાખતી પીડાનો અનુભવ અર્જુન કરે છે, ચોક્કસ એના શત્રુઓથી ઘેરાયેલા કિશોરવયના પુત્રે વિચાર્યું હશે, ''મારા પિતાજી મને આ ભયાનક આક્રમણથી અવશ્ય બચાવી લેશે.'' પણ એના પિતા એની સહાય કરવા ન આવ્યા, સેંકડો પ્રહારોથી વીંધાયેલો એનો પુત્ર રણમાં પડ્યો. પોતાના પુત્રનું રક્ષણ કરવા પોતે ઉપસ્થિત નહોતો એ એક જ વિચાર અર્જુનને મોહગ્રસ્ત બનાવી મૂકતો હતો, કારણ કે એ વીર પુરુષ તો નબળાઓની રક્ષા કરનારો પરાક્રમી યોદ્ધો હતો, ખાસ કરીને એ પરાક્રમી યોદ્ધો એક પિતા હોય અને રક્ષણ કરવા પાત્ર બીજું કોઇ નહીં પણ એનો અતિપ્રિય પુત્ર હોય. (અર્જુનના શોકનો કોઇ પાર ન રહ્યો) (મહાભારત-દ્રોણપર્વ-૭૨)

જે નિર્બળ હોય એનું રક્ષણ કરવાની આ ફરજ ધર્મપ્રિય રાજામાં મૂર્તિમંત થાય છે અને આ કર્તવ્યના પાલનથી રાજા પોતાના પ્રજાજનોની ચાહના મેળવી શકે છે, એમની વફાદારી જીતી શકે છે. ભીષ્મ કહે છે, ''પ્રજાજનોનું રક્ષણ કરવું એ રાજાનું સૌપ્રથમ કર્તવ્ય છે.'' (મહાભારત-શાન્તિપર્વ-૫૮). ''જેમ માતા પોતાના ગર્ભમાંના શિશુને ધારણ કરે છે, તેનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પણ પોતાની પ્રજાને ધારણ કરવી જોઇએ. જેમ માતા પોતાને ગમતા-પ્રિય અન્ય પદાર્થો કે વિષયોને છોડીને માત્ર પોતાના બાળકના હિત-રક્ષણનો જ વિચાર કરે છે, તેમ રાજાઓએ પણ વર્તન કરવું જોઇએ એમાં સંશય નથી.'' (મહાભારત-



શાન્તિપર્વ-૫૬). રક્ષણની આ ફરજ રાજાને માટે એટલી બંધનકારક છે, મહત્ત્વની છે કે સગર રાજાએ એના સૌથી મોટા પુત્ર અસમંજસને દેશનિકાલ કર્યો હતો-દેશવટો આપ્યો હતો-સજા કરી હતી કારણ કે આ રાજકુમારે ક્રૂરતા અને નિષ્ઠુરતાથી એની પ્રજાનાં બાળકોને નદીમાં ડુબાડી દીધાં હતાં. (મહાભારત-શાન્તિપર્વ-૫૭).

રાજાઓએ જે નિર્બળ પ્રજાએ તેમના પર વિશ્વાસ મૂક્યો હતો તે નિર્બળ પ્રજાનું રક્ષણ કઇ રીતે કર્યું હતું તે વિશેની અનેક કથાઓ છે અને આ કર્તવ્યમાં મનુષ્યો ઉપરાંત રાંક પ્રાણીઓના રક્ષણનો સમાવેશ પણ થઇ જતો હતો. ન્યાયી રાજવી યુધિષ્ઠિરે મહાપ્રસ્થાન કર્યું, ત્યારે એમના દીર્ઘ રઝળપાટ દરમિયાન એક કૂતરો એમને અનુસર્યો હતો, એમની સાથે કૂતરાએ પણ વિશાળ રણ પસાર કર્યું હતું. છેલ્લે છેલ્લે તે યુધિષ્ઠિરનો એકમાત્ર સાથી રહ્યો હતો. ઇન્દ્ર સ્વર્ગમાંથી યુધિષ્ઠિરને આવકારવા નીચે ઊતર્યા અને રથમાં બેસી યુધિષ્ઠિરને સ્વર્ગારોહણ કરવાની વિનંતિ કરી. યુધિષ્ઠિરે વાંકા વળીને વહાલથી પોતાના વફાદાર અનુયાયી કૂતરાને માથે હાથ ફેરવ્યો અને કહ્યું, ''હે ભૂતકાળ અને વર્તમાનના અધિષ્ઠાતા દેવ, આ કૂતરો-શ્વાન મને ઘણો વફાદાર છે. એ પણ સ્વર્ગમાં આવશે. મારું હૃદય પૃથ્વીના આ રાંક સંતાન માટે અતિ સ્નેહથી ભરેલું છે.'' ઇન્દ્રે પ્રત્યુત્તરમાં કહ્યું, ''સ્વર્ગમાં શ્વાનને પ્રવેશ હોતો નથી. હે રાજન્, આપે અમરત્વ અને મારા સમાન પદ, અપરિમિત ઐશ્વર્ય, ઉચ્ચ પ્રકારનું સાફલ્ય અને સ્વર્ગનાં સર્વ સુખો આજે પ્રાપ્ત કર્યાં છે એટલે આ શ્વાનનો ત્યાગ કરો, એ તમારા સ્વર્ગારોહણમાં અવરોધરૂપ છે. આ કર્મ કરવામાં કશી ક્રૂરતા, નિષ્ઠુરતા નથી, શ્વાન તો પૃથ્વી

પર રહે છે અને પૃથ્વી સાથે જ બંધાયેલો છે.'' યુધિષ્ઠિરે કહ્યું, ''હે સહસ્રાક્ષ, હે ન્યાય વૃત્તિને પોષનારા, આર્યને ન છાજે એવું કૃત્ય એક સંસ્કારી આર્ય કદી કરતો નથી. જે મારા પ્રત્યે ભક્તિભાવવાળો, સમર્પિત હોય એવા શ્વાનને છોડીને મારે સ્વર્ગનું સુખ જોઇતું નથી.'' ઇન્દ્રે મક્કમતાથી કહ્યું, ''કૂતરાઓ સાથે આવતા માણસોને સ્વર્ગમાં સ્થાન નથી હોતું. શ્વાનનો ત્યાગ કરી દો અને પધારો. સમય ઝડપથી વીતતો જાય છે.'' યુધિષ્ઠિરે કહ્યું, ''સમર્પિત વ્યક્તિનો ત્યાગ કરવો એ ઘોર પાપ છે એમ જ્ઞાની પુરુષો કહે છે. નબળા પ્રાણીનો ત્યાગ કરવાથી બ્રહ્મહત્યા જેટલું પાપ લાગે છે. હે પરાક્રમી ઇન્દ્ર, સુખ પામવા માટે હું આ શ્વાનનો ત્યાગ કરીશ નહીં.'' ઇન્દ્રનો આદેશ-એની સમજાવટ વ્યર્થ ગયાં. રાજા અડગ રહ્યા. સુફિયાણી વાતો એમના સ્પષ્ટ દૃષ્ટિકોણમાં ગૂંચવાડો પેદા કરી શકી નહીં. ''એમણે પોતાના ભાઇઓ અને પત્નીને છોડ્યાં હતાં, તો પછી આ શ્વાનને શા માટે નહીં?'' ઇન્દ્રે કહ્યું, ''આ તો ત્રણેય લોકમાં સારી રીતે જાણીતી વાત છે કે મૃત્યુ પામેલ વ્યક્તિ સાથે નથી મૈત્રી હોતી કે નથી કલહ. મારા ભાઇઓ અને કૃષ્ણા (દ્રૌપદી) પડ્યાં અને દિવંગત થયાં ત્યારે તેમને જીવતા કરવાની મારામાં શક્તિ નહોતી, તેથી મારે તેમનો ત્યાગ કરવો પડ્યો. તેઓ જીવતા હતા ત્યાં સુધી મેં તેમનો ત્યાગ નહોતો કર્યો. આ શ્વાન તો જીવે છે. રક્ષણ માટે શરણે આવેલાને તરછોડવો, સ્ત્રીહત્યા કરવી, બ્રાહ્મણના ધનની ચોરી કરવી, મિત્રને હાનિ પહોંચાડવી-આ બધાં પાપો જેવું જ પાપ મારા મત પ્રમાણે જે વફાદાર હોય-સમર્પિત હોય તેનો ત્યાગ કરવામાં છે.'' એ જ વખતે શ્વાન અદૃશ્ય થયો અને ધર્મદેવ પ્રગટ થયા, ધર્મરાજ ન્યાયવૃત્તિના અધિષ્ઠાતા દેવ છે. સ્વર્ગીય તેજ સાથે પ્રગટ થયેલા ધર્મરાજ, દેવો વડે સ્તુતિ પામતા ઇન્દ્ર, ઋષિઓ દ્વારા જેમની આરાધના થાય છે એવા ઇન્દ્ર સાથે ન્યાયી રાજવી યુધિષ્ઠિરને સ્વર્ગમાં સ્થાન પ્રાપ્ત થયું. (મહાભારત-મહાપ્રસ્થાનિકપર્વ-૩)

પ્રાચીન કાળની બીજી પણ એક કથા સાંભળવા જેવી છે. ઉશીનરના પુત્ર રાજા શિબિ પોતાના વિશાળ ખંડમાં ભર્યા દરબાર વચ્ચે બેઠા હતા. અચાનક એક કબૂતર ઊડતું અંદર ધસી આવ્યું અને રાજાના ખોળામાં ફસડાઇ પડ્યું. કબૂતર ત્રસ્ત અને ભયભીત હતું. રાજાએ એના ફરફરતાં પીંછા ધીમેથી પસવાર્યાં, કબૂતરને શાંત કર્યું, એનો શ્વાસ હેઠો બેઠો. તે જ વખતે એક ક્રોધિત બાજપક્ષી ખંડમાં ધસી આવ્યું અને અચાનક રાજાની બરાબર સામે બેસી ગયું. ભયત્રસ્ત કબૂતરે મનુષ્યની વાણીમાં ચિત્કાર કર્યો, ''હું જે રાજ્યમાં વસું છું તેના તમે રક્ષણહાર છો, મને પણ તમારું રક્ષણ પામવાનો અધિકાર છે. હું શત્રુથી બચવા તમારે શરણે આવ્યો છું.'' પણ પેલા બાજપક્ષીએ મનુષ્યવાચામાં કહ્યું, ''હું પણ તમારા સામ્રાજ્યમાં જ નિવાસ કરું છું. હે રાજન્, આ તો નિયતિએ પોતે નિશ્ચિત કરેલો મારો આહાર છે. જો આપ મને એને ગ્રહણ કરવાની મનાઇ ફરમાવો તો આપ મારા પોતાના અધિકારને છીનવી

રહ્યા છો.'' રાજાએ થોડોક સમય વિચાર કર્યો અને કહ્યું, ''તમારા બંનેની વાત સાચી છે. હે કબૂતર, હું તારા પ્રાણનું રક્ષણ કરું એવો તને પણ અધિકાર છે અને હે બાજપક્ષી, મારે તારા આહારને છીનવી લેવો જોઇએ નહીં એ વાત પણ સાચી. પણ ધર્મની આ ગૂંચ હું આ પ્રમાણે ઉકેલવા માગું છું. હે બાજ, તું મારી પાસેથી બીજો કોઇ આહાર મેળવી શકે છે. તને સંતોષ મળે એટલો આહાર આપવા હું તૈયાર છું.'' પણ બાજે કહ્યું, ''મારે તો કબૂતર જ જોઇએ. બીજું કશું નહીં અને બીજું કાંઇ આપવું હોય તો હે રાજન્, તમારા શરીરમાંથી આ કબૂતરના વજન જેટલું માંસ કાપીને આપો.'' ક્રોધે ભરાયેલા પ્રધાનોએ તરત પોતાના પ્રિય રાજાની જાનને જોખમમાં મૂકનાર બાજપક્ષીને મારી જ નાખ્યું હોત. તેમણે આવી વાહિયાત વાત સામે ઉગ્ર વિરોધ કર્યો. પરંતુ રાજા શિબિએ કહ્યું, ''હું અહીં માત્ર કોઇ નાના મોટા માટે, કબૂતર કે બાજ માટેના રક્ષણ પાલનહાર તરીકે બેઠો નથી, હું તો ધર્મનો સાક્ષાત્ અવતાર છું, મારી પ્રજા માટે ધર્મનો આદર્શ છું. જો હું આજે નાના કાર્યમાં નિષ્ફળ જાઉં તો ભવિષ્યમાં મોટા કાર્યમાં પણ નિષ્ફળ જઇશ. મારું અનુકરણ કરનાર મારી પ્રજા દુઃખી થઇ નિષ્ફળતા પામશે. (એટલે) ત્રાજવું લઇ આવો!'' ભારે શોકથી આઘાત પામેલા, રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા અસમર્થ, દાંત કચકચાવીને વિરોધવચનો પર કાબૂ રાખતા સચિવોએ ત્રાજવું મંગાવ્યું. રાજાએ એક હાથે હળવેથી કબૂતરને એક ત્રાજવામાં મૂક્યું અને બીજા હાથે પોતાના અંગોમાંથી માંસનો એક ટુકડો કાપ્યો. પણ કબૂતર તો વજનમાં ઘણું ભારે હતું. રાજાએ બીજો ટુકડો કાપ્યો. કબૂતરવાળું ત્રાજવું તોયે નમતું રહ્યું. રાજા માંસ કાપતા ગયા અને કબૂતર વજનમાં વધારે ને વધારે ભારે થતું ગયું. અંતે રાજાએ ત્રાજવામાં પોતાનું આખું શરીર મૂકી દીધું. એ જ વખતે કબૂતર અને બાજ પક્ષી અલોપ થઇ ગયાં. એમને સ્થાને ઇન્દ્ર અને અગ્નિદેવ પ્રગટ થયા, તેમણે કહ્યું, ''આપ સાચા અર્થમાં રાજા છો અને પાલનહારની સૌથી પ્રથમ ફરજ રક્ષણ કરવાની છે તે આપ સારી પેઠે જાણો છો. અમે આપને વિશે સાંભળ્યું હતું તેના કરતાંયે આપ તો વિશેષ છો, એવું અમને સમજાયું છે. આપની કાયા હવે આવી ક્ષતવિક્ષત નહીં રહે. આપની પ્રજાના હૃદયમાં આપ દીર્ઘકાળ સુધી નિવાસ કરો.'' (મહાભારત-વનપર્વ અને અનુશાસનપર્વ-૩૨). વિવિધ વીર રાજાઓની કથા અહીં કહેવાઇ છે) એ વાત સાચી કે આ બધી કથાઓ રાજાઓ વિશે કહેવાઇ છે કારણ કે તેમને નિર્બળ લોકોના રક્ષક ગણવામાં આવે છે; પરંતુ યુવાનો પણ નાના પાયા પર રક્ષણ કરવાની ફરજ અદા કરી શકે, પોતાના કરતાં જેઓ નબળા હોય તેમને રક્ષણ પૂરું પાડી શકે. આપણે આ કથાઓ પરથી ધડો લઇ શકીએ તે માટે જ આ કથાઓ વર્ણવાયેલી છે. એમાં વર્ણવાયેલા સદ્ગુણોનું અનુસરણ આપણા જીવનમાં આપણે કરીએ તે માટે આ રાજાઓની કથાઓ મહાભારતમાં વર્ણવવામાં આવી છે.



મહાન કૃપાળુ-દયાળુ-કરુણાળુ રાજા રન્તિદેવની કથાને લીધે 'રન્તિદેવ જેવો દયાળુ' એવી વાયકા-કહેતી પ્રચલિત થઇ છે. એક વાર રન્તિદેવ અને તેના સ્વજનોએ ૪૮ દિવસના ઉપવાસ કર્યા. ૪૯મા દિવસની સવારે તેણે ઘી, દૂધ, જવ અને જળ એકત્ર કર્યા. તેઓ આટલું અલ્પ પ્રમાણનું ભોજન લેવા બેઠા હતા ત્યારે એક બ્રાહ્મણ અતિથિ તેમને આંગણે આવ્યો. તેમણે ભોજનને સ્પર્શ પણ કર્યા વિના બ્રાહ્મણને જમાડ્યો. બ્રાહ્મણ વિદાય થયો ત્યારે રન્તિદેવે વધેલા ભોજનના સરખા ભાગ કર્યા, પોતાને માટે એક ભાગ રાખી બાકીનો સ્વજનોને વહેંચી દીધો, પરંતુ જ્યારે એણે ભોજન લેવાની તૈયારી કરી ત્યારે ત્યાં એક શૂદ્ર આવ્યો, રાજાએ પોતાના ભોજનમાંથી શૂદ્રને પણ થોડું આનંદથી આપ્યું. જ્યારે શૂદ્ર વિદાય થયો ત્યારે હજુ તે પોતાના વ્રતના પારણાં કરે તે પહેલાં એક માણસ કૂતરાની ટોળકી સાથે આવ્યો અને એક પ્યાલા પાણી સિવાયનું બધું જ ભોજન રન્તિદેવે એ બધાને આપી દીધું. એ બધાના ગયા પછી રન્તિદેવે પાણીનો પ્યાલો મોઢે માંડ્યો. એટલામાં તો નજીકથી ''પાણી આપો, જરાક પાણી આપો'' એવો ક્ષીણ અવાજ આવ્યો. રન્તિદેવે વળીને નજર કરી તો એક અછૂત એના હાથમાંના પાણીના પ્યાલા પર દયામણી મીટ માંડીને જમીન પર ટળવળતો પડ્યો હતો. રન્તિદેવે વાંકા વળીને અપાર કરુણાભરેલી નજર સાથે ધીરેથી અછૂતનું મસ્તક ઊંચું કર્યું અને ઠંડું સ્વચ્છ પાણી એના ધ્રુજતા ધૂળવાળા મોંમાં રેડ્યું, ''પી લે ભાઇ, પાણી!'' પોતે કરેલા દાનનો મહિમા વધારતાં દયાળુ અવાજે એણે કોમળતાથી કહ્યું. જ્યારે અછૂતે પાણી પીધું ત્યારે રન્તિદેવે પ્રેમભર્યા હ્રદયથી હરિને પ્રાર્થના કરી, ''મારે અષ્ટ સિદ્ધિઓ જોઇતી નથી, મને નિર્વાણની આકાંક્ષા નથી. હું એટલું જ ઇચ્છું છું કે દીનદુઃખીઓનાં દુઃખમાં

બધાની સેવા કરું, એમના દુઃખને દૂર કરું અને તેઓ દુઃખ વિનાનું જીવન જીવે. આ તરસ્યા દુઃખી જનને જળ આપીને એનો જીવ બચાવીને મારાં ભૂખ, તરસ, શિથિલતા, માનસિક પીડા અને અસ્થિરતા સદંતર દૂર થઇ ગયા છે.'' આ પ્રાર્થના સદૈવ કરુણાની સંપૂર્ણ અભિવ્યક્તિ બની રહી છે. (ભાગવતપુરાણ, ૯-૨૧).

આપણા કરતાં નિર્બળ વ્યક્તિઓ પ્રત્યે કરુણા અને સંરક્ષણ દર્શાવવાની સાથે ગર્વ-અભિમાનના દુર્ગુણનુ જોખમ સંકળાયેલું છે. (જે લોકો આવી કરુણા દાખવે તેમનામાં એને માટે ગર્વ આવી જવાનો સંભવ છે) આ ગર્વ 'હું' અને 'તું'ને જુદા ગણવાના અહંકારમાંથી જન્મે છે. માણસ વિચારે છે કે 'હું આ નબળી વ્યક્તિને મદદ કરી રહ્યો છું, ખરેખર તો એ પોતાની પાસે સંગૃહીત થયેલા 'હું-તું' બંનેની માલિકીના ખજાનાને વહેંચવાનું કામ છે. વ્યક્તિ પોતાની ઉપયોગિતા અને ભલું કરવાની શક્તિ બંને વિશે પોતે સભાન હોય ત્યારે તેમાંથી અભિમાન જાગે છે, આ અભિમાન જે સત્કાર્ય કર્યું હોય તેને નષ્ટ કરી દે છે. કોઇપણ વ્યક્તિ આ સૂક્ષ્મતમ અને સૌથી વધુ જોખમકારક શત્રુથી બચી શકતી નથી, એ શત્રુનું નામ છે અહંકાર. ઉચ્ચ કક્ષાએ અસાવધ ક્ષણોમાં એનો ભોગ બને છે અને એનાં અનિવાર્ય પરિણામો ટાળી શકતો નથી, કારણ તે કર્મનો સિદ્ધાંત અફર-અટલ છે અને નાના મોટા બધાને માટે સરખો છે. તેથી સ્મૃતિ ગ્રંથોમાં અહંકાર અને ગર્વ સામે ઘણાં ચેતવણીસૂચક વચનો કહેવામાં આવ્યાં છે, જે અહંકાર અને ગર્વ જ્ઞાની અને શક્તિશાળી મનુષ્યોનો મહાન છુપો શત્રુ છે. એમાંના થોડાક વચનો જોઇએ.

પ્રાચીન ઋષિ નારાયણે યુગો સુધી ઘોર તપ કર્યું, હિમાલયના બદરી નામે શિખર પર તેમણે આ તપ આદર્યું હતું. ઇન્દ્રિયો પર તેમણે નિગ્રહ કેળવ્યો છે કે કેમ તેની કસોટી કરવા ઇન્દ્રે સ્વર્ગની હજારો અપ્સરાઓને એમના તપોવનમાં એમના તપઃસ્થાન પાસે તેમનો તપોભંગ કરવા માટે રમણ કરવા મોકલી આપી. તેમણે ઇન્દ્રની આજ્ઞા પ્રમાણે ત્યાં વિહાર કર્યો. નારાયણ ઋષિએ પોતાના તેજથી તેમના આગમનનો ઉદ્દેશ જાણી લીધો અને આત્મવિશ્વાસપૂર્ણ સ્મિત કર્યું. પોતાની યોગશક્તિથી તેમણે એવી જ સુંદર હજારો અપ્સરાઓનું સર્જન કર્યું અને ઇન્દ્રે મોકલેલી અપ્સરાઓના સ્વાગતમાં મોકલી આપી. પેલી અપ્સરાઓએ લજ્જા અનુભવી અને ઋષિને તેમના દુષ્ટ ઇરાદા માટે ક્ષમા કરવા માટે પ્રાર્થના કરી. ઋષિ પ્રસન્ન થયા તેમણે અપ્સરાઓને ક્ષમા કરીને એક વિશેષ વરદાન આપ્યું. અપ્સરાઓએ વરદાન માગ્યું કે તેઓ તેમના પતિ અને સંરક્ષક થાય. ઋષિ મૂંઝાયા પણ એક વાર વરદાન આપ્યા પછી તેઓ એને માટે ઇન્કાર કરી શકે તેમ નહોતા. તેમણે દુઃખથી પશ્ચાતાપ કર્યો, ''આ મહામુશ્કેલી મારા અહંકારને કારણે ઉદ્ભવી છે, એમાં શંકા નથી. સર્વ ધર્મની નિષ્ફળતાનું પહેલું કારણ અહં(ાર છે.'' તેમણે અપ્સરાઓને કહ્યું, ''આ જન્મમાં તો ગૃહસ્થજીવનમાં પ્રવેશવું મારી પ્રતિજ્ઞાની



વિરુદ્ધ છે. આવતો જન્મ મારે કૃષ્ણસ્વરૂપે અન્ય કાર્યો માટે પણ લેવો પડશે, ત્યારે હું મારા વચનનું પાલન કરીશ. તમે સૌ ત્યારે ઉચ્ચ કુળમાં જન્મ ધારણ કરશો. હું એ જન્મમાં તમારા સૌ સાથે લગ્ન કરીને ગૃહસ્થજીવનનું ઉત્તરદાયિત્વ નિભાવીશ.'' (દેવી ભાગવત, ૪, ૬-૭)

ગાધિરાજ વિશ્વામિત્ર કુશ પ્રસ્થાપિત ક્ષત્રિય વંશમાં થયેલા રાજવી હતા, સ્વયં બ્રહ્માના વંશજ હતા. તેઓ એક વાર વિજયયાત્રા કરીને પોતાના સૈન્ય સાથે રાજ્યમાં પાછા ફરી રહ્યા હતા, તે વખતે તેઓ વસિષ્ઠ ઋષિના આશ્રમ પાસેથી પસાર થયા. પોતાના સૈન્યોને થોડે દૂર છોડીને વિશ્વામિત્ર વસિષ્ઠ ઋષિના આશ્રમમાં તેમને વંદન કરવા પહોંચ્યા. વસિષ્ઠે તેમનું આદર અને સ્નેહથી સ્વાગત કર્યું. પોતાના સૈન્યો કદાચ આશ્રમની શાન્તિનો ભંગ કરે એવા ભયથી વિશ્વામિત્રે જવાની અનુમતિ માગી ત્યારે વસિષ્ઠે સૈન્ય સહિત તેમની ભોજનાદિ દ્વારા આગતાસ્વાગતા કરવા માટે તૈયારી બતાવી. વિશ્વામિત્રે વારંવાર તેમના સૂચનનો ઇન્કાર કર્યો કારણ કે ઋષિના મર્યાદિત - સાધન-સામગ્રીને કારણે તેઓ વસિષ્ઠને મુશ્કેલીમાં મૂકવા માગતા નહોતા, પરંતુ વસિષ્ઠે વારંવાર આગ્રહ જારી રાખ્યો અને જણાવ્યું કે પોતાના તપોબળથી અને નંદિની ગાયની દિવ્યશક્તિથી તેઓ પોતાના અતિથિ અને તેમના પૂરેપૂરા રસાલાની જરૂરિયાતો અવશ્ય પૂર્ણ કરી શકશે. આમ તેમનામાં અહંકાર ઉત્પન્ન

થયો. વધારે આગ્રહ થતાં વિશ્વામિત્રે સંમતિ આપી અને નંદિની ગાયની દિવ્ય ચમત્કારિક શક્તિઓ તેમણે જોઇ લીધી. તેમના મનમાં લોભ ઉત્પન્ન થયો અને તેમણે કહ્યું, ''બ્રાહ્મણને આવી દિવ્ય ચમત્કારિક ગાયની શી જરૂર? એ તો રાજદરબારની માલિકીની જ હોય.'' અને તેમણે વસિષ્ઠની પાસે નંદિની ગાયની માગણી કરી. વસિષ્ઠ દુઃખી થયા, છતાં તેમણે કહ્યું, ''જો ગાય મને છોડીને જવા માગતી હોય તો આપ ખુશીથી લઇ જઇ શકો છો.'' વફાદાર ગાયે વસિષ્ઠને છોડીને જવાની ઇચ્છા ન બતાવી. જ્યારે વિશ્વામિત્રના સૈનિકોએ બળજબરીથી તેને લઇ જવાનો પ્રયત્ન કર્યો ત્યારે ગાયે દર્દભરી વાણીમાં એના સ્વામી ઋષિ વસિષ્ઠને પોતાને છોડાવવા માટે વિનંતિ કરી. વસિષ્ઠ ક્રોધે ભરાયા. સૂક્ષ્મ અહંકાર પછીનું બીજું સોપાન ક્રોધ, અભિમાન છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચે મહાયુદ્ધ થયું, એનાથી પૃથ્વીનો ઇતિહાસ બદલાઇ ગયો. ગાયે પોતાના રક્ષણ માટે ઘણી અનાર્ય જાતિઓઃ શક, પલ્લવો, યવનો અને બર્બરોનું આહ્વાન કર્યું. વિશ્વામિત્રે તેમનો નાશ કર્યો પરંતુ અંતે વસિષ્ઠની બ્રાહ્મણશક્તિનો વિશ્વામિત્રના ક્ષત્રિયબળ પર વિજય થયો. વિશ્વામિત્રને વૈરાગ્ય આવ્યો. તેમણે રાજ્યનો ત્યાગ કર્યો અને યુગો સુધી ઘોર તપસ્યા કરી-બ્રહ્મબળ પ્રાપ્ત કરવા માટે તેમણે આ ઘોર તપ કર્યું હતું. તેમાં તેઓ સફળ થયા, પણ પોતાનો અહંકાર-અહંભાવનાનો ત્યાગ કરીને યુગો સુધી એમણે પોતાની જાતને ઓગાળી દીધી. વિશ્વામિત્ર અને વસિષ્ઠ વચ્ચે સમાધાન થયું અને વસિષ્ઠે તેમનો બ્રહ્મર્ષિ તરીકે સ્વીકાર કર્યો.

દેવરાજ હોવું વ્યક્તિના ચિત્તમાં અભિમાન-ગર્વ ભરી દે એ પ્રકારનું ઉચ્ચ પદ છે. આ જ કારણસર ઇન્દ્રનું એના દેવરાજ પદેથી વારંવાર પતન થયું. એક વાર ત્રિલોકાધિપતિના ઇન્દ્રાસન પર તેઓ આરૂઢ થઇને દેવોથી ઘેરાઇને બેઠા હતા ત્યારે દેવોના ગુરુ બૃહસ્પતિનું તેમની સમક્ષ આગમન થયું. ઇન્દ્ર પોતાના મહાન ગુરુને આવકારવા આસન પરથી ઊભા ન થયા. બૃહસ્પતિએ દેવોનો ત્યાગ કર્યો અને સ્વર્ગમાંથી પાછા ફર્યા. અસુરોએ સ્વર્ગ પર આક્રમણ કર્યું અને દેવોને તેમના રાજા સહિત પરાસ્ત કરીને સ્વર્ગમાંથી હાંકી કાઢ્યા. આને પરિણામે બીજી વિટંબણાઓ પણ આવી પડી. ઇન્દ્રે બે જુદા જુદા પ્રસંગોએ બ્રહ્મહત્યા કરી એને પરિણામે તેને ઉગ્ર તપ કરવું પડ્યું. છેવટે તેમની શુદ્ધિ થઇ. (ભાગવતપુરાણ-૬, ૭, ૮).

હવે જ્યારે ઇન્દ્ર લાંબો સમય સુધી તપ કરી રહ્યા હતા ત્યારે સ્વર્ગમાં અંધાધૂંધી અને અનિષ્ટ ન ફેલાય તે માટે દેવોએ પૃથ્વીના ચંદ્રવંશી રાજા નહુષની સ્વર્ગની ગાદી સંભાળવા માટે વરણી કરી. નહુષે સ્વર્ગ પર ઇન્દ્ર કરતાં વધુ બળથી શાસન કર્યું. પરિણામે એના મનમાં દિવસે દિવસે અભિમાન વધતું ગયું અને ગર્વથી પરિપૂર્ણ વિચારો સાથે એના મન પર પાપના વિચારોએ પણ આક્રમણ કર્યું. એણે દેવોને કહ્યું, ''હું ઇન્દ્રની જવાબદારીઓ-એમનું ઉત્તરદાયિત્વ નિભાવું છું તો મને એમના અધિકારો પણ મળવા જોઇએ. ઇન્દ્રપત્ની શચી મારી સમક્ષ ઉપસ્થિત

થાય.'' દેવો ચિંતામાં એકબીજા સાથે વાત કરવા લાગ્યા અને તેમને લાગ્યું કે હવે નહુષ સ્વર્ગ પર શાસન કરવા માટે લાયક નથી રહ્યો અને આમ પણ ઇન્દ્રના પાછા ફરવાનો સમય નજીક જ હતો, પણ નહુષનો સામનો કરવાની હિંમત કોનામાં હતી? ભૂતકાળના સત્કર્મોને કારણે નહુષે જે બળ પ્રાપ્ત કર્યું હતું તેને પરાસ્ત કરવા માટે નહુષ સ્વયં કોઇ મહાન ઋષિનો ઘોર અપરાધ કરે અને તેમનો ક્રોધ વહોરી લે એ એક જ માર્ગ હતો. દેવોએ શચી સાથે મસલત કરી. શચીએ નહુષને કહ્યું કે જો તે પોતાના નિવાસસ્થાને ઋષિઓના ખભા પર બેસીને આવે તો પોતે તેને મળવા તૈયાર છે. નહુષે ઋષિઓ વડે ઊંચકાય એવી પાલખી આણવાનો આદેશ આપ્યો. અગસ્ત્ય ઋષિ અને બીજા ઋષિઓને રાજાના આદેશથી પાલખી ઊંચકવાની સૂચના આપવામાં આવી. ઋષિઓએ નમ્રતાથી સંમતિ આપી પણ જ્યારે રાજાને સવારી આગળ વધી ત્યારે નહુષે પોતાની શચીને મળવાની આતુરતા અને ઊભરાઇ રહેલા અભિમાનને કારણે અગસ્ત્યના મસ્તક પર પગ વડે પ્રહાર કર્યો અને ગુસ્સામાં તેમને ઝડપથી ચાલવા કહ્યું. અગસ્ત્ય ઋષિને સમજાયું કે નહુષના પતનનો કાળ આવી પહોંચ્યો છે. તેમણે તેને શાપ આપ્યો. નહુષનું સ્વર્ગમાંથી પતન થયું અને તે એક મોટો સર્પ બનીને પૃથ્વી પર પડ્યો. યુગો સુધી એક ઉચ્ચ કોટિનો જીવાત્મા અધમ શરીરમાં જીવતો રહ્યો. પછીથી અજાતશત્રુ રાજવી યુધિષ્ઠિરના જ્ઞાનભર્યા વચનોથી તેનો ઉદ્ધાર થયો. (મહાભારત-વનપર્વ-૧૮૧)

વિરોચનના પુત્ર બલિરાજા ઘણા ઐશ્વર્ય વચ્ચે દીર્ઘકાળ સુધી રહ્યા. એમના સત્કર્મોને કારણે લક્ષ્મીદેવીએ એમના રાજ્યમાં નિવાસ કર્યો. પરંતુ બલિની ધાર્મિક વૃત્તિ અને તેને કારણે તેમને પ્રાપ્ત થયેલા સુખનું તેમના મનમાં અભિમાન થયું, ગર્વ જાગ્યો અને તેઓ પોતાની જાતને મહાન માનવા લાગ્યા તેમજ પહેલાની જેમ બીજાઓનું હિત કરવાને બદલે અનિષ્ટ કરવા લાગ્યા. લક્ષ્મીદેવી બલિ પર કોપાયમાન થયા અને તેમનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. બલિએ પોતાની મૂર્ખતા માટે વૃથા શોક કર્યો. લક્ષ્મીદેવી જેમણે દીર્ઘ કાળ સુધી તેમના પર આશિષ વરસાવ્યા હતા તેમને ઇન્દ્રના સ્વર્ગમાં નિવાસ કરતાં જોઇ બલિને શોક થયો પણ એનો કશો અર્થ નહોતો. ઉતથ્યે રાજા માંધાતાને કહ્યું, ''દ્વેષ અને ગર્વનું પરિણામ આવું જ હોય છે. હે માંધાતા, તમે સાવધ રહો જેથી લક્ષ્મી દેવી ક્રોધમાં તમારો ત્યાગ ન કરે. વેદો કહે છે કે દુર્ગુણી વૃત્તિ લક્ષ્મીદેવી કૃપા કરે ત્યારે ગર્વ નામના પુત્રના જન્મનું કારણ બને છે અને આ ગર્વ-આ અભિમાન ઘણા દેવો તથા અસુરોને પતન તરફ દોરી ચૂક્યું છે. ઘણા રાજર્ષિઓએ ગર્વને કારણે વિનાશ નોતર્યો છે. તેથી આપ સાવધ-જાગ્રત-સજાગ રહો. હે રાજન્, જે ગર્વને જીતવામાં સફળ થાય તે જ સાચો રાજવી છે. જેના પર અભિમાન હાવી થઇ જાય છે તે સ્વયં ગર્વનો ગુલામ બની જાય છે. (મહાભારત-વનપર્વ-૧૯૦)

ઘણીવાર કનિષ્ઠ-હાથ નીચેની વ્યક્તિ પોતાના ડહાપણભર્યા કાર્યથી વરિષ્ઠ-ઉચ્ચ વ્યક્તિને ક્રોધ કે ગર્વને કારણે પાપ કરવામાંથી બચાવી લે એવું બનતું હોય છે. પ્રાચીન સમયમાં એક

પુત્રે પોતાના પિતાને પાપકર્મમાંથી બચાવી લીધા હતા. આંગિરસ ગોત્રના ગૌતમનો પુત્ર હતો ચિરકારી. ચિરકારી નામ યથાર્થ છેઃ જે કાર્ય કરતાં પહેલાં લાંબો વિચાર કરે છે, સાવધ અને વિવેકી રહે છે તે ચિરકારી. ગૌતમે પોતાની પત્નીને પાપકર્મ આચરતાં જોઇ અને ક્રોધે ભરાઇને પુત્રને કહ્યું, ''આ સ્ત્રીનો વધ કર'' અને ત્યાંથી જતા રહ્યા. ચિરકારીએ પોતે શું કરવું તે વિશે લાંબા સમય સુધી વિચાર કર્યોઃ એક તરફ પિતાની આજ્ઞાને અનુસરવાની ફરજ હતી તો બીજી તરફ જે માતાએ પોતાને જન્મ આપ્યો હતો તેના તરફનો પૂજ્યભાવ તેને રોકતો હતો. ''પિતાની આજ્ઞાનું પાલન અતિ પુણ્યનું કાર્ય છે, માતાનું રક્ષણ કરવું એ સ્પષ્ટપણે કર્તવ્ય છે. તો હું પાપકર્મ કઇ રીતે નિવારી શકું? હું માતા અને પિતા બંનેનો પુત્ર છું. પિતા પુત્રને સર્વકાંઇ આપી દે છે. એનો સંતોષ એટલે દેવોને સંતોષવા. એના ખુશીભર્યા શબ્દો પુત્રને આશીર્વાદ આપે છે. પણ માતા? માતા તો દેહ આપનારી છે, બાળકની રક્ષણહાર છે. પુત્ર જ્યારે માતાને ગુમાવે છે ત્યારે જગત એને માટે શૂન્ય-ખાલીખમ બની જાય છે. એના જેવો કોઇ આશ્રય નથી, કોઇ રક્ષણ નથી, એના જેવું કોઇ પ્રિય નથી.'' ચિરકારીને આ પ્રકારના વિચારો આવ્યા. પરસ્પર વિરોધી લાગણીઓથી તે મૂંઝાયો. તેણે ફરી વિચાર કર્યો, ''પતિ પત્નીનો ભર્તા પોષણ કરનાર અને રક્ષણ કરનાર છે. જો તે પોષણ-રક્ષણ ન કરે તો પતિ શી રીતે કહેવાય, ભર્તા શી રીતે કહેવાય? અને મારી માતા મારા માટે સૌથી વિશેષ પૂજનીય છે.'' એટલી વારમાં, ચિંતન કરતાં કરતાં શાંત થયેલા ગૌતમના મનમાં પુત્રને પત્નીનો વધ કરવાની આજ્ઞા આપીને પોતે કેવું મોટું પાપ કર્યું છે તેનો વિચાર આવ્યો અને તેઓ ઉતાવળે ઘેર પહોંચ્યા. પોતાની પત્નીનો અપરાધ કર્યો હોવાના તીવ્ર ભાનથી તેઓ રુદન કરવા લાગ્યા. એમના મનમાં ઊંડે ઊંડે એવી આશા હતી કે પુત્રે પોતાની આજ્ઞાનું પાલન ન કર્યું હોય તો સારું. એમણે ચિત્કાર કર્યો, ''મને, તારી માતાને અને મેં આચરેલા તપને તથા તારી જાતને પણ ઘોર પાપમાંથી બચાવી લે.'' આમ, ચિરકારીએ પોતાના ધૈર્ય અને સાવધાન વિચારમંથન વડે એના પિતાની સાચી ઇચ્છાનું અનુસરણ કર્યું, એની ઉતાવળે થયેલી આજ્ઞાનું પાલન ન કર્યું અને એના પિતાને ગર્વ અને ક્રોધમાંથી સર્જાનારા ઘોર પાપમાંથી બચાવી લીધા. (મહાભારત-શાન્તિપર્વ-૨૪૬)

* * *

**अहिंसायैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम्।**
**वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता॥१॥**

૧. વરિષ્ઠે અહિંસા વડે જ ભૂતોનું કલ્યાણકારી અનુશાસન કરવું જોઇએ અને ધર્મને ઇચ્છનારા તેણે મધુર તથા નમ્ર વાણી પ્રયોજવી જોઇએ.

(મહાભારત-શાન્તિપર્વ-૨૪૬, મનુસ્મૃતિ-૨, ૧૫૨)

**रक्षणादार्यवृत्तानां कण्टकानां च शोधनात्।**
**नरेन्द्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥२॥**

૨. રાજાઓ આર્યઆચરણ પ્રમાણે જીવનારાઓનું રક્ષણ કરીને અને કંટકોને ઉખેડી નાખીને પોતાની પ્રજાનું પાલન પોષણ કરવામાં તત્પર રહે તો સ્વર્ગને પ્રાપ્ત કરે છે.
(મનુસ્મૃતિ, ૯, ૨૫૩)

**स्वे स्वे धर्मे निविष्ठानां सर्वेषामनुपूर्वशः।**
**वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥३॥**

૩. પોતપોતાના ધર્મનું કક્ષા પ્રમાણે પાલન કરનારા વર્ણો અને આશ્રમોના રક્ષકરૂપે રાજાનું સર્જન થયું છે. (મનુસ્મૃતિ-૯, ૧૧૦)

**यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति।**
**तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥४॥**

૪. જેમ પાક લણનાર પાકને લણે છે (ડૂંડાં કાપે છે) અને ધાન્યનું રક્ષણ કરે છે તેમ રાજાએ પોતાના રાષ્ટ્રનું રક્ષણ કરવું જોઇએ અને શત્રુઓનો નાશ કરવોજોઇએ.
(મનુસ્મૃતિ-૭, ૧૧૦)

**सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणोस्तथा।**
**अतिथिभ्योऽग्र एवैतान् भोजयेदविचारयन् ॥५॥**

૫. સોહાસણો, કુમારિકાઓ, રોગીઓ અને ગર્ભવતી સ્ત્રીઓને ભેદ કર્યા વિના અતિથિઓની પહેલાં જ ભોજન કરાવવું જોઇએ. (મનુસ્મૃતિ-૩, ૧૧૪)

**चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणाः स्त्रियाः।**
**स्नातकस्य च राज्ञाश्च पन्था देयो वरस्य च ॥६॥**

૬. વાહનમાં બેઠેલાને, ૯૦ વર્ષથી વધુ વય ધરાવનારને, રોગીને, બોજ ઊંચકીને જનારાને, સ્ત્રીઓને, સ્નાતકને, રાજાને અને વરરાજાને રસ્તો કરી આપવો જોઇએ.
(મનુસ્મૃતિ-૩, ૧૩૮)

**अनुक्रोशो हि साधूनामापद्धर्मस्य लक्षणाम्।**
**अनुक्रोशश्च साधूनां सदा प्रीतिं प्रयच्छति॥७॥**

૭. સહાનુભૂતિ-કરુણા સજ્જનોનું આપદ્ધધર્મલક્ષણ છે અને કરુણા સર્વદા સજ્જનોની આશિષ પ્રાપ્ત કરે છે. (મહાભારત-અનુશાસનપર્વ, ૫-૨૮)

**न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा।**
**आर्ति प्रपद्येऽखिलदेहभाजामंतः स्थितो येनभवन्त्यदुःखाः॥८॥**

૮. હું ઇશ્વર પાસેથી પરમ ગતિની કામના રાખતો નથી, પુનર્જન્મમાંથી મુક્તિ પણ ઇચ્છતો નથી, અષ્ટસિદ્ધિઓની કામના પણ કરતો નથી. દેહધારીઓના દુઃખ દૂર કરવાની ઇચ્છા ધરાવું છું જેથી તેઓ દુઃખોથી મુક્ત બને.

**क्षुत्तृट्श्रमो गात्र परिश्रमश्च दैन्यं क्लमः शोकविषादमोहाः।**
**सर्वेनिवृत्ताः कृपणस्यजंतोर्जिजी विषोर्जीवजलार्पणान्मे॥९॥**

૯. જીવવા ઇચ્છતા આ કૃપણ-દીન જીવને જીવનરૂપ જળ અર્પણ કરવાથી મારી ક્ષુધા, તૃષા, શ્રમ, ગાત્રોનો થાક, દીનતા, દુર્બળતા, શોક, વિષાદ અને મોહ સર્વ દૂર થયા છે. (વિષ્ણુભાગવત-૯, ૨૧, ૧૨-૧૩)





## ॥ સદ્‌ગુણો અને દુર્ગુણો વચ્ચેની પારસ્પરિક પ્રતિક્રિયા ॥

આપણે અનેક સદ્‌ગુણો અને દુર્ગુણોનો અલગ અલગ રીતે વિચાર કર્યો અને અનેક દૃષ્ટાંતોમાં જોયું કે સદ્‌ગુણો સુખ આણે છે; જ્યારે દુર્ગુણો દુ:ખ સર્જે છે. છેલ્લે આપણે એ જોવાનું રહે છે કે સદ્‌ગુણ શી રીતે સામી વ્યક્તિમાં પણ સદ્‌ગુણને જન્મ આપે છે અને દુર્ગુણ શી રીતે સામી વ્યક્તિમાં દુર્ગુણ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે. એ સમજીને આપણે અન્યોને યોગ્ય વિચારો અને કાર્યો તરફ દોરવામાં મદદ કરી શકીએ અને એમને સુખ તરફ પ્રેરી શકીએ. પર-અન્યોને ચાહીને આપણે તેમનામાં પ્રેમ જાગ્રત કરીએ છીએ જ્યારે તેમનો દ્વેષ કે તિરસ્કાર કરીને તેમનામાં પણ દ્વેષ કે તિરસ્કાર જગાડીએ છીએ. બીજાને જેવો ભાવ થાય તેવો જ આપણને પણ થાય. જે માણસ ક્રોધ કરે છે તે તેની આસપાસની વ્યક્તિઓમાં પણ ક્રોધ જન્માવે છે, પછી કલહ થાય છે અને માણસો વચ્ચે કટુતા ઉત્તરોત્તર વધતી જાય છે. ક્રોધમાં ઉચ્ચારાયેલો એક શબ્દ ક્રોધયુક્ત પ્રત્યુત્તરને જ નિમંત્રણ આપે છે, પછી તો દલીલબાજી-હૂંસાતૂંસી વધતી જ જાય છે. પરંતુ, વિનમ્રતાથી ઉચ્ચારાયેલા શબ્દોનો પ્રત્યુત્તર પણ વિનમ્રતામાં જ મળે છે, માયાળુતા, માયાળુતાને જગાડે છે. સત્કર્મો બીજાને પણ સત્કર્મો કરવા પ્રેરે છે.

જ્યારે આટલું સમજાઇ જાય ત્યારે આપણે બીજાઓના અનુચિત ઉદ્વેગોનો પ્રત્યુત્તર ઉચિત લાગણીઓ-ઉદ્વેગોથી આપતા થઇએ છીએ, આપણા પ્રત્યે અનુચિત ઉદ્વેગો દર્શાવાય ત્યારે તેની પ્રતિક્રિયા એવા જ અનુચિત ઉદ્વેગોથી આપતા નથી. જો કોઇ માણસ આપણા પર ક્રોધ

કરે, ગુસ્સાથી વાત કરે અને આપણને ગુસ્સાથી જવાબ આપવાની વૃત્તિ થાય તો પણ આપણે આપણા મન પર કાબૂ રાખવો જોઇએ અને સામી વ્યક્તિને વિનમ્રતાથી-ઠંડકથી જવાબ આપવો જોઇએ. આવા વિનમ્ર પ્રત્યુત્તરથી પેલી ક્રોધિત વ્યક્તિ શાંત થઇ જશે, એનો ગુસ્સો ઓછો થઇ જશે. અનિષ્ટની સામે ઇષ્ટથી પ્રત્યુત્તર આપવાનો અર્થ આ છે. બૂરાની સામે સારું કરવું. જ્યારે સુસંવાદિતા ખોરવાય ત્યારે આ પ્રકારનું વર્તન કરીને જ આપણે તેને પુનઃ સ્થાપિત કરી શકીએ અને સર્વના હિત માટે, સુખ માટે સુસંવાદિતા-સુમેળ જાળવી શકીએ.

જ્યારે કૌરવોએ યુધિષ્ઠિર સાથે કપટ કર્યું અને એમને બરબાદ કર્યા ત્યારે દ્રૌપદીએ યુધિષ્ઠિરને આગ્રહ કર્યો કે રાજા યુધિષ્ઠિરે કૌરવો પર આક્રમણ કરીને યુદ્ધ કરવું જોઇએ. ત્યારે જ્ઞાની રાજા યુધિષ્ઠિરે સમજાવ્યું કે દુર્વ્યવહારનો બદલો દુર્વ્યવહારથી જ લેવામાં આવે તો છેવટે દુઃખ જ ઉત્પન્ન થાય છે. ''જ્ઞાની મનુષ્ય પર જુલમ કરવામાં આવે ત્યારે ક્રોધ કર્યા વિના જો તે સહન કરે છે તો પરલોકમાં સુખ પ્રાપ્ત કરે છે, પોતાના પર જુલમ કરનારની તે ઉપેક્ષા કરે છે. આ જ કારણસર કહેવામાં આવ્યું છે કે સબળ કે નિર્બળ જ્ઞાની પુરુષે હંમેશા પોતાને હેરાન કરનાર, અન્યાય કરનાર કે જુલમ કરનારને ક્ષમા આપવી જોઇએ, પછી ભલેને તે મુશ્કેલીમાં આવી પડ્યો હોય! ક્ષમા વિના મનુષ્યો વચ્ચે કદી સલાહસંપ કે શાન્તિ ટકી ન શકે, એને સ્થાને ક્રોધજન્ય અશાંતિ જ રહે. જો હિંસાનો બદલો હિંસાથી લેવાય, પોતાનાથી સબળ કે મોટા દ્વારા જુલમનો ભોગ બનનાર બદલામાં જુલમ ગુજારે તો એનું પરિણામ પ્રત્યેક પ્રાણીના વિનાશમાં જ આવે અને સર્વત્ર પાપ પ્રવર્તી રહે. જો મનુષ્ય દુર્વચનોનો પ્રત્યુત્તર દુર્વચનોથી આપે, હાનિ પામેલો એનો બદલો સામાને હાનિ પહોંચાડીને વાળે, જુલમનો ભોગ બનેલો-અન્યાયનો ભોગ બનેલો મનુષ્ય સામે જુલમ કે અન્યાય ગુજારે તો તો પછી પિતા પુત્રોનો અને પુત્રો પિતાઓનો વધ કરવાના, પતિઓ પત્નીઓની હત્યા કરશે અને પત્નીઓ પતિઓને હણશે. પછી હે કૃષ્ણા, (દ્રૌપદી), ક્રોધથી ભરેલા આ જગતમાં જન્મ શી રીતે થવાનો? કારણ કે આપ જાણો છો કે જીવોનો જન્મ તો હંમેશા શાન્તિ હોય ત્યારે જ થાય છે.'' (મહાભારત, વનપર્વ-૨૯, ૧૩-૨૫)

દશરથ રાજાએ મૃદુ-નમ્ર વાણીથી પોતાની રાણી રામચંદ્રની માતા કૌશલ્યાનો ક્રોધ શી રીતે દૂર કર્યો તે પણ સાંભળવા યોગ્ય છે. કૌશલ્યા પોતાના અનુપમ પુત્ર રામના વનવાસથી એને પોતાનાથી દૂર વર્ષો સુધી રાખવાના વિચારથી દુઃખી હતા અને તેમણે પહેલી વાર દશરથને ક્રોધભર્યા વચનો કહ્યાઃ ''હે રાજન્, તમે તમારા પોતાના હાથે તમારા નિષ્પાપ પુત્રને હાનિ પહોંચાડી છે. તમારા પૂર્વજોએ જે પ્રાચીન પરંપરાને ભારે પરિશ્રમથી સાચવી હતી તેને તમે અનુસર્યા છો. પતિ સ્ત્રીનો સૌથી પ્રથમ આશ્રય છે, પુત્ર એનો બીજો આશ્રય છે અને સ્વજનો એનો ત્રીજો આશ્રય છે. ચોથો આશ્રય એને માટે છે જ નહીં. તમે મારો ત્યાગ કર્યો છે, રામ

વનમાં ગયો છે, હું તમને એની સાથે જવા માટે છોડી શકતી નથી. દરેક પ્રકારે તમે મારો સર્વનાશ કર્યો છે, રાજ્યનો સર્વનાશ કર્યો છે અને પ્રજાજનોનો સર્વનાશ કર્યો છે.'' રાજાએ આ કઠોર-કટુ વચનો સાંભળ્યા અને શોક ભાર તળે માથું નમાવી દીધું. તેમનું મન હતાશા-ગ્લાનિથી ભરાઇ ગયું અને તેઓ મૂર્ચ્છિત થઇ ગયા. પુનઃ ભાનમાં આવતાં તેમણે કૌશલ્યાને પોતાની બાજુમાં જોઇ. તે ક્ષણે આ દુઃખ જેને કારણે આવી પડ્યું હતું એ ભૂતકાળના પાપની સ્મૃતિ તેમને થઇ આવી. એ પાપના દુઃખ અને રામના વિયોગથી બમણી  ગયેલી પીડાથી તરફડતા, ધ્રુજતા, હાથ જોડીને માથું નમાવીને તેમણે કૌશલ્યાને કહ્યું, ''હે કૌશલ્યા, મને ક્ષમા કર. હું તને હાથ જોડીને પ્રણામ કરું છું. તું તો સર્વ પ્રત્યે સ્નેહભાવ દાખવનારી રહી છે. તારા પતિ દુષ્ટ હોય કે સજ્જન, એની સાથે તારે દુઃખ સહન કરવું રહ્યું. હું મારા પોતાના દુઃખે જ ભાંગી પડ્યો છું, તૂટી ગયો છું. મને કઠોર વચનો ન સંભળાવ, ભલે તું પણ દુઃખી હોય.'' કૌશલ્યાએ નમ્ર બનેલા-વિનીત રાજાના કરુણાસભર વચનો સાંભળ્યા અને તેની આંખોમાંથી અશ્રુઓનો ધોધ વહી નીકળ્યો. એનો ક્રોધ શાંત થયો, ક્રોધનું સ્થાન ઊંડી નમ્રતા અને પશ્ચાત્તાપે લીધું, પેલા કઠોર શબ્દોથી થયેલા પાપ માટે એને પસ્તાવો થયો. તેણે રાજાના હાથ ઝાલી લીધા, પોતાના મસ્તક પર મૂક્યા અને ભારે આવેગપૂર્વક કહ્યું, ''ક્ષમા, મને ક્ષમા કરી દો રાજન્, હું તમારા ચરણમાં માથું નમાવું છું. ખરેખર તો મારે તમારી ક્ષમાયાચના કરવાની છે, તમારે મારી નહીં, કારણ કે મેં જ ઘોર પાપ કર્યું છે. જે સ્ત્રી પતિને પોતાની ક્ષમા માગવાની ફરજ પાડે તે આ લોક કે પરલોકમાં જ્ઞાની પુરુષોનો આદર પામતી નથી. હું ધર્મને જાણું છું, મને ખબર છે કે તમે પણ ધર્મના જ્ઞાતા છો, તેથી તમારે તમારા વચનનું પાલન કરવું જ રહ્યું અને સત્યનું આચરણ કરવું જ રહ્યું. મારા પુત્ર વિશેના સંતાપને કારણે નબળી ક્ષણે મેં પેલા કઠોર વચનો આપને કહ્યા. દુઃખ દઢતાનો નાશ કરે છે, દુઃખ ડહાપણનો નાશ કરે છે, શોક જેવો કોઇ શત્રુ નથી. મારા હૃદયમાં શોકનો ઊભરો આવ્યો છે, જેમ વર્ષાઋતુમાં નદીમાં પૂર આવે છે. મારા પુત્રનો વિચાર કરું છું ત્યારે એ શોક શમતો નથી.'' (રામાયણ-અયોધ્યાકાંડ) આમ કૌશલ્યાની કડવાશ અને કટુતા દશરથની મધુર નમ્રતા અને ધૈર્યથી ધોવાઇ ગઇ હતી. જો તેમણે એના કટુ વચનોનો પ્રત્યુત્તર કટુતાથી-ક્રોધથી આપ્યો હોત તો કલહ વધ્યો હોત અને બંનેનો સમાન શોક તેમને એકબીજાથી દૂર ઘસડી ગયો હોત. પણ દશરથે કૌશલ્યાના ગર્વનો પ્રત્યુત્તર નમ્રતાથી આપ્યો, એના ઠપકાનો પ્રત્યુત્તર નમ્રતાથી-નમી જઇને આપ્યો, એના ક્રોધની પ્રતિક્રિયા કોમળતાથી આપી અને આમ વિનમ્રતા, નમનતા તથા મૃદુતા કૌશલ્યામાં પણ પ્રતિક્રિયારૂપે ઉદ્‌ભવ પામ્યા.

એ જ પ્રમાણે રામચંદ્ર પણ લક્ષ્મણના ક્રોધાવિષ્ટ મનમાં ભરત પ્રત્યેનો પોતાનો વિશ્વાસ વ્યક્ત કરીને ભરત માટે વિશ્વાસ જાગ્રત કરે છે. પિતાના વચનનું પાલન કરવા માટે રામ

અયોધ્યામાંથી સીતા તથા લક્ષ્મણ સાથે વનવાસ માટે ગયા. દૂર દૂર સૈન્યની હિલચાલ સાંભળીને તેમણે લક્ષ્મણને વૃક્ષ પર ચડીને તપાસ કરવાની આજ્ઞા કરી. લક્ષ્મણે જોયું કે ભરત માણસોના રસાલા સાથે વનમાં આવી રહ્યો હતો. વનવાસને કારણે જન્મેલા ક્રોધથી એના મનમાં ભરતના આગમન વિશે શંકા ઉદ્‌ભવી. રામ પાસે ઉતાવળે આવીને ગુસ્સાથી તેણે યુદ્ધની તૈયારી કરવાનું સૂચન કર્યું. કારણ કે ભરત તેમને મારવા અને પોતાની સર્વોપરિતા નિશ્ચિત કરવા આવી રહ્યો હતો. રામના હ્રદયમાં તો ભરત માટે અપાર પ્રેમ હતો, ક્રોધ નહોતો. તેમણે કોમળ સ્વરે કહ્યું, ''એના પ્રત્યે અવિશ્વાસ ન દાખવીશ. હું એને કહીશઃ 'આ આખું રાજ્ય લક્ષ્મણને આપી દે' અને એ એક જ શબ્દ કહેશે, ''હા, જરૂર.'' લક્ષ્મણનો ક્રોધ ઓગળી ગયો, એને શરમ આવી. ભરતે આવીને રામને અયોધ્યા પાછા ફરવાની વિનંતિ કરી, પરંતુ રામ કોઇપણ પ્રકારે એમના પિતાનો વચનભંગ કરવા માગતા નહોતા, તેથી ભરતે રામની પાદુકા લીધી અને રાજગાદી પર એમની સર્વોપરિતાના પ્રતીકરૂપે પધરાવી. અયોધ્યામાં એમને નામે જ રાજ્ય કર્યું, રામના વનવાસ દરમિયાન એમના પ્રતિનિધિ તરીકે અયોધ્યાનો શાસક રહ્યો.

(રામાયણ-અયોધ્યાકાંડ-૧૪)

વનવાસના દુઃખભર્યા દિવસો દરમિયાન યુધિષ્ઠિરની પત્ની અને ભાઇઓ ધીરજ ગુમાવીને યુધિષ્ઠિરને કૌરવો સાથેના એમના કરારને-સમજૂતીને વળગી રહેવા માટે યુધિષ્ઠિરનો વાંક જોતા રહ્યા અને ઉમદા હ્રદયના યુધિષ્ઠિર પોતાના આ વહાલા સ્વજનોના વારંવારના ઠપકા અને કટુ વચનોથી વીંધાતા રહ્યા, પરંતુ તેમણે એ સૌને સત્ય અને ગરિમાના માર્ગ પર ચાલતા રહીને પોતાની સૌમ્યતા અને ઉદારતાથી જીતી લીધા. ભીમે ક્રોધના આવેશમાં મોટા ભાઇને જુગારીઓને આપેલા, જૂના થઇ ગયેલા વચનને વળગી રહેવા માટે ભારે કડવા વચનો કહ્યા, 'એ જુગારીઓએ તેમને છેતર્યા હતા, તમે જ રાજ્ય અને સમૃદ્ધિ તમારા હાથે ગુમાવી, ભીમે તેમને કાયર કહ્યા, પોતાની જાતને તેમણે હાંસીપાત્ર બનાવી છે એમ કહી તેમના સદ્‌ગુણો માટે પણ તેમનો દોષ દર્શાવ્યો, ભીમે અતિશય ક્રોધમાં આવીને આ બધું કહ્યું; પણ યુધિષ્ઠિરે ધૈર્ય ધારણ કર્યું, થોડીક ક્ષણો માટે મૌન રહ્યા અને પછી સૌમ્યપણે જવાબ આપ્યો કે ભીમની બધી વાત સાચી છે એમાં શંકા નથી. તેમણે કહ્યું, ''મને આ પ્રમાણે કટુવચનોથી વીંધવા માટે હું તને ઠપકો આપતો નથી, તારા અણિયાળા વચનોથી મને ઘાયલ કરવા માટે પણ હું તારો દોષ જોતો નથી. કારણ કે માત્ર મારી મૂર્ખતાને કારણે જ તમારા સૌના પર આવી મોટી આપત્તિ આવી પડી છે. મારે મારા મન પર કાબૂ રાખવો જોઇતો હતો. મારે આવેશ, દંભ અને ગર્વને વશ નહોતું થવું જોઇતું. હે ભીમ, તેથી હું તને ઠપકો આપી શકું તેમ નથી. છતાં, મેં વચન આપ્યું છે, પ્રતિજ્ઞા કરી છે અને પોતાના વચનનો ભંગ કોણ કરી શકે? જૂઠાણાનો

આશ્રય લઇને રાજ્ય મેળવવા કરતાં મૃત્યુ સહી લેવું સારું છે. તો પછી મને આવા કઠોર વચનો કહેવાનો શો લાભ છે? મારે કારણે સર્જાયેલા દુઃખો જોઇને મારું હૈયું ફાટી જાય છે, પણ છતાં મારાથી વચનભંગ ન થાય. મારા વહાલા ભાઇ, સારા દિવસો પાછા આવે તેની આપણે પ્રતીક્ષા કરીએ. વાવણી કરનારો લણણીના સમયની પ્રતીક્ષા કરે છે તે પ્રમાણે આપણે રાહ જોઇએ. ભીમ, એટલું જાણી લે કે મારું વચન કદી મિથ્યા નહીં થાય. સદ્‌ગુણો સ્વયં જીવન કે સ્વર્ગના સુખો કરતાં શ્રેષ્ઠ છે. સામ્રાજ્ય, પુત્રો, કીર્તિ, સંપત્તિ-આ બધું સત્યના સોળમા ભાગની તોલે પણ આવતું નથી.''

આમ, રાજકુમાર યુધિષ્ઠિરે પોતાના ભાઇના ક્રોધભર્યાં કટાક્ષવચનો સહન કર્યાં. તેઓ સર્વદા કઠોર દોષારોપણનો પ્રત્યુત્તર સૌમ્યતાથી આપવા સજ્જ હતા અને પોતાના ગર્વિષ્ઠ ભાઇઓને તેઓ ક્રોધથી નહીં પણ પ્રેમથી જીતી શક્યા, પોતાને અનુકૂળ કરી શક્યા. (મહાભારત-વનપર્વ-૩૩-૩૪)

જેમ સૌમ્ય સમભાવ સ્નેહ જગાડે છે તેમ જ વગર વિચાર્યે કરેલ મશ્કરી કે હાંસી ધિક્કાર જન્માવે છે અને આ ધિક્કાર ઘણા અનિષ્ટોને જન્મ આપે છે. યુધિષ્ઠિરની કીર્તિ ચારે દિશામાં પ્રસરી હતી. સર્વજનો એણે કરેલા રાજસૂય યજ્ઞની ભવ્યતાની પ્રશંસા કરતા હતા. આ પ્રશંસાને કારણે એના પ્રતિસ્પર્ધી દુર્યોધનના મનમાં ભારે ઇર્ષ્યા જાગી. ભીમ અને અન્યોએ કરેલી દુર્યોધનની અવગણનાને કારણે આ અનિષ્ટ લાગણી વધારે ને વધારે તીવ્ર બનતી ગઇ. એક વાર યુધિષ્ઠિર તેમના સુવર્ણના સિંહાસન પર બેઠા હતા, તેમના ભાઇઓ તેમની આસપાસ બેઠા હતા, ઘણા દરબારીઓ અને રાજાઓ પણ ત્યાં ચારે બાજુ બિરાજમાન હતા ત્યારે દુર્યોધન અને એના ભાઇઓ સભાખંડમાં પ્રવેશ્યા. મયદાનવે માયાવી સભા રચી હતી તેનાથી દુર્યોધન છેતરાયો. સ્ફટિકની બનેલી નક્કર ભૂમિ પર ત્યાં પાણી છે એમ ધારીને દુર્યોધને પોતાના વસ્ત્રો ભીના ન થાય તે માટે ઊંચા લીધા. અને પછીથી સ્ફટિકની નક્કર સપાટી જેવા દેખાતા સરોવરના પાણીમાં તે પડી ગયો. ભીમે ખડખડાટ હાસ્ય કર્યું, બીજાઓ પણ એના આવા અભદ્ર વ્યવહારને અનુસર્યા. યુધિષ્ઠિરે તેમની ઉદ્ધતાઇ માટે તેમને ઠપકો આપ્યો તો પણ તેઓ અટક્યા નહીં. દુર્યોધન મનમાં ધૂંધવાતો લજ્જિત બનીને જતો રહ્યો, એના મનમાં ભારે ક્રોધ હતો. તે આ અપમાનનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરીને હસ્તિનાપુર પાછો ફર્યો. દ્યૂતસભા અને છેવટે વનવાસ તથા કુરુક્ષેત્રનું ભીષણ યુદ્ધ-આ બધી ઘટનાઓનું આ એક મહત્ત્વનું કારણ હતું. દુર્યોધન અને એના ભાઇઓ તથા યુધિષ્ઠિરના સ્વજનો પણ આ ભયાનક યુદ્ધમાં મૃત્યુ પામ્યા. (ભાગવતપુરાણ-૧૦-૭૫, મહાભારત શાન્તિપર્વ-૧૫૭)

દુષ્કર્મનો બદલો દુષ્કર્મથી આપવામાં પણ નવા દુષ્કર્મ કે અનિષ્ટનો જન્મ થાય છે અને દુઃખની શૃંખલા લંબાતી જાય છે. ભૃગુના પુત્ર હતા જમદગ્નિ. તેઓ પોતાના મહાન તપ,

ધાર્મિક વૃત્તિ અને નિયમબદ્ધ જીવનને કારણે ખૂબ પ્રસિદ્ધ હતા. એમના પરિવારમાં રામનો જન્મ થયો જે પછીથી પરશુરામના નામે જાણીતા થયા. જન્મે બ્રાહ્મણ હોવા છતાં પરશુરામની પ્રકૃતિ ક્ષત્રિયની હતી અને તેમનું ચરિત્ર એમના પિતામહ ભૃગુએ ભાખ્યું હતું તે પ્રમાણે યુદ્ધ-સંગ્રામ માટે યોગ્ય હતું, એટલે કે એક યોદ્ધાનું હતું. જમદગ્નિમાં પણ એ ઉગ્ર પ્રકૃતિનું બીજ પડેલું હતું, જે એમની ઉગ્ર તપસ્યા છતાં સંપૂર્ણપણે ભસ્મીભૂત થઇ શક્યું નહોતું. આને કારણે આ મહાન વંશની આકરી કસોટી થઇ અને તેમના પર ઘણા દુઃખો આવી પડ્યા. જગદગ્નિના ચિત્તમાં ક્રોધ હતો તેથી પોતાની પત્નીની પવિત્રતા વિશે ઉતાવળમાં તેમણે સંશય કર્યો, પોતાના પુત્રોને વારાફરતી તેમની માતાનો વધ કરવાની આજ્ઞા કરી. પરશુરામ સિવાય કોઇ પુત્રે માતાની હત્યા કરવાની હિંમત દાખવી નહીં, પરશુરામે પરશુ વડે પોતાની માતાનું મસ્તક ધડથી જુદું કરી દીધું. પિતાએ જ્યારે વરદાન માગવા કહ્યું, ત્યારે પરશુરામે તેમને માતાને સજીવન કરવાની વિનંતિ કરી અને પછી માતાની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા માટે યાત્રા કરવા નીકળી ગયા. પણ એટલાથી જમદગ્નિના ક્રોધથી થયેલું અનિષ્ટ શમ્યું નહોતું. જ્યારે એના પુત્રો આશ્રમમાં નહોતા ત્યારે રેણુકા-પરશુરામની માતાને કૃતવીર્યના પુત્ર અર્જુનની આગતાસ્વાગતા કરવાની ફરજ આવી પડી. કાર્તવીર્ય સહસ્રાર્જુને ક્ષત્રિય રાજા હોવાના, યોદ્ધા હોવાના ગર્વમાં એ સત્કારનો આદર કરવાને બદલે બળજબરીથી જે ગાયના દૂધમાખણથી આશ્રમમાં દૈનિક હોમહવનાદિ થતાં તે ગાયના વાછરડાનું અપહરણ કર્યું. જ્યારે પરશુરામ પાછા ફર્યા ત્યારે જમદગ્નિએ બનેલી ઘટના તેમને જણાવી. પોતાના વાછરડા માટે તરફડતી, ભાંભરતી ગાયને જોઇને પરશુરામનો ક્રોધ વધારે ભભૂકી ઊઠ્યો અને તેથી આવેશમાં આવીને, આત્મસંયમ ગુમાવીને પરશુરામે આક્રમણ કરીને સહસ્રાર્જુનનો વધ કર્યો, એના હજાર હાથ દ્વન્દ્વયુદ્ધમાં કાપી નાખ્યા. આને કારણે સહસ્રાર્જુનના પુત્રો રોષે ભરાયા. દુષ્કર્મનો બદલો દુષ્કર્મથી વાળવા તેઓ જમદગ્નિના આશ્રમે ધસી ગયા. તેઓ જ્યારે જમદગ્નિ સમાધિમાં મગ્ન હતા ત્યારે બાણ મારીને તેમની હત્યા કરી. તેઓ તપોમગ્ન હોવાથી સ્વરક્ષણ કરી શકે તેમ નહોતા. હજુ પણ હત્યાઓની આ કહાણી પૂરી નહોતી થઇ કારણ કે દુષ્કર્મની શૃંખલાને તોડી શકે એવી ક્ષમાવૃત્તિ પરશુરામની પ્રકૃતિમાં જ નહોતી. તેમણે પિતાના મૃત્યુનો શોક કરી તેમના અંતિમ સંસ્કાર કર્યા અને ચિતાના અગ્નિ સમક્ષ સમગ્ર ક્ષત્રિયજાતિનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી. આમ દુષ્કર્મનું પ્રમાણ વિસ્તરતું જ ગયું. પછી પોતાની પરશુ વડે પરશુરામે સહસ્રાર્જુનના વંશજો પર આક્રમણ કર્યું, ત્યારપછી તેમનો વધ કર્યો અને છેવટે સમગ્ર ક્ષત્રિય વંશ-જાતિનો સંહાર કર્યો. (મહાભારત-વનપર્વ-૧૧૫-૧૧૭)

આપણને જ્યારે અન્યાય થાય અને અનુદારતાનો ભોગ બનીએ ત્યારે પણ આચરણમાં સૌમ્યતા, માધુર્ય અને સાલસતા જાળવી રાખવી એ જ શ્રેષ્ઠ ઉપાય છે, એ જ રીતે આપણી

સાથે એ પ્રકારનું વર્તન કરનારને જીતી શકાય છે, પછી ભલે તે વ્યક્તિ આપણી વરિષ્ઠ હોય, કે કનિષ્ઠ હોય, એ પણ સામે આપણા પ્રત્યે સૌમ્યતા અને સાલસતા અવશ્ય દાખવશે. એક વખત દુર્વાસા ઋષિ દુર્યોધનને ત્યાં અતિથિ બન્યા, એમને પ્રસન્ન કરવા દુષ્કર જ ગણાતું. દિવસરાત એમની સેવાશુશ્રૂષા કરીને દુર્યોધન અને તેના ભાઇઓએ તેમને અત્યંત આદરપૂર્વક સન્માન્યા, પણ એનો કશો અર્થ રહ્યો નહીં. ક્યારેક દુર્વાસા કહેતાઃ ''મને ભૂખ લાગી છે, હે રાજન્ જલદીથી મારા માટે ભોજનની વ્યવસ્થા કરો.'' ક્યારેક વળી એ સ્નાનાદિવિધિ માટે બહાર જતા, દુર્યોધન તેમને માટે પાછા ફરે ત્યારે ભોજનની વ્યવસ્થા કરાવતો, પાછા ફરીને દુર્વાસા કહેતા, ''આજે હું ભોજન નહીં કરું કારણ કે મને ભૂખ જ નથી.'' ક્યારેક અચાનક આવીને તેઓ કહેતા, ''મને જલદીથી ભોજન પીરસો.'' કોઇક વખત મધરાતે જાગીને ભોજન માગતા, જ્યારે ભોજન આવે ત્યારે એને સ્પર્શ કરવાની પણ ના પાડી દેતા. આમ દુર્વાસાએ થોડા સમય સુધી દુર્યોધનને પરેશાન કર્યો પરંતુ તેમણે જોયું કે દુર્યોધને ક્યારેય ક્રોધ કે અણગમો કે અધીરતા બતાવ્યા નહીં. તે વખતે તેઓ તેના પર પ્રસન્ન થયા અને કહ્યું, ''હું તને વરદાન આપવા માગું છું, જે જોઇએ તે માગી લે. હું તારા પર પ્રસન્ન થયો છું તેથી તું મારી પાસેથી જે કાંઇ ધર્મવિરુદ્ધ કે નૈતિકતાની વિરુદ્ધ ન હોય તેવું કાંઇ પણ વરદાન મેળવી શકે છે.''

(મહાભારત-વનપર્વ-૨૬૦)

જો કે ઘણી વાર કોઇ વ્યક્તિ એવી કઠણ કાળજાની હોય કે કોઇ પ્રકારની સૌમ્યતા કે ઉદારતા એને પિગળાવી શકતી નથી અને છેવટે એવી વ્યક્તિ પાયમાલ થઇ જાય છે. દુર્યોધન આનું નેત્રદીપક ઉદાહરણ છે. પોતાના પિતરાઇ ભાઇઓનું રાજપાટ, સંપત્તિ લૂંટી લઇને એમને વનવાસમાં મોકલ્યા પછી પણ વનમાં એમની દીનતા અને વિટંબણાઓ જોઇ સંતોષ લેવા કપટી શકુનિ પાસેથી સલાહ મેળવીને એણે પાંડવોના શોકમાં વૃદ્ધિ કરીને આનંદ લેવાનો વિચાર કર્યો. ભાઇઓ, મિત્રો અને રસાલા સાથે તે વનવિહાર માટે ઊપડ્યો. એણે ધાર્યું હતું કે પોતાની સમૃદ્ધિ અને પાંડવો પર આવી પડેલી દરિદ્રતા વચ્ચેના વિરોધથી પાંડવોને અવશ્ય લજ્જાનો અનુભવ થશે. પણ એનો આ ક્રૂર ખેલ નિષ્ફળ નીવડ્યો. ગંધર્વોના રાજાએ તેના પર આક્રમણ કરીને તેને કેદ કર્યો કારણ કે દુર્યોધને ગર્વના આવેશમાં એનું અપમાન કર્યું હતું. એના બચી ગયેલા સેવકો યુધિષ્ઠિર પાસે ગયા અને તેમની સહાયની યાચના કરી. સાલસ રાજવી યુધિષ્ઠિરે ભીમને એના અનુચિત વચનો માટે ઠપકો આપ્યો અને પોતાના ભાઇઓને દુર્યોધનને છોડાવવાનું સૂચન કર્યું. કારણ કે દુર્યોધન અને કુળની સ્ત્રીઓના બંધનને કારણે ભરતકુળને કલંક લાગે એવો એમનો અભિપ્રાય હતો. તેમણે પાંડવોને કહ્યું કે વરદાનપ્રાપ્તિ, સર્વોપરિતા અને પુત્રજન્મ અતિશય આનંદ આપનારા છે પણ સહાય માગનારને તે શત્રુ

હોય તો પણ તેને સહાય કરનાર મોટો છે. હતાશામાંથી શત્રુને મુક્ત કરવાનો આનંદ પેલા ત્રણ વાનાં કરતાં ય વિશેષ હોય છે. ઉદાત્તચિત્ત યુધિષ્ઠિરે પાંડવોને સમજાવ્યા અને તેમણે તેમની આજ્ઞાનું પાલન કર્યું. થોડા સમયના યુદ્ધ પછી ગંધર્વરાજના મિત્ર અર્જુનના પ્રયત્નથી સંઘર્ષ ટળ્યો. અર્જુને દુર્યોધન પરના આક્રમણનું કારણ પૂછ્યું. ગંધર્વરાજે જણાવ્યું કે વનમાં આવવા પાછળનો દુર્યોધનનો દુષ્ટ આશય તેઓ જાણતા હતા અને દુર્યોધનને દંડ માટે ઇન્દ્ર પાસે લઇ જવા માગતા હતા. અર્જુને મિત્રને આ સૌને મુક્ત કરવા વિનંતિ કરી. છેવટે ગંધર્વરાજે એમ કરવાનું વચન આપ્યું અને યુધિષ્ઠિરની ઇચ્છાને માન આપ્યું. જો કે યુધિષ્ઠિરે તો શાંતિથી દુર્યોધને વિચારેલી તુચ્છ અને ક્રૂર યોજના વિશે સાંભળી લીધું અને ગંધર્વરાજનો આભાર માની તેમની પ્રશંસા કરીને દુર્યોધન વગેરેને તેમણે મુક્ત કર્યા. આ પ્રમાણે નિર્દોષ રાજા યુધિષ્ઠિરે પોતાના દુઃખોના કારણરૂપ વિષૈલા શત્રુ દુર્યોધન સાથે ઉત્તમ સદ્વ્યવહાર કર્યો છતાં દુર્યોધનના મનમાં ભારોભાર ક્રોધ જ ભરેલો હતો. એની પાંડવો પ્રત્યેની કટુતા અને તિરસ્કાર તો હસ્તિનાપુર પાછા ફર્યા પછી પણ વધતા જ ગયા. (મહાભારત-વનપર્વ-૨૩૫-૨૫૦)

સદ્ભાગ્યે આટલો હઠીલો ક્રોધ પ્રમાણમાં ઓછી વ્યક્તિઓમાં જોવા મળે છે, કારણ કે જેમ સૂર્યનો તાપ માખણને ઓગાળે છે તેમ ઉદારતા અને સૌમ્યતા ક્રોધી સ્વભાવને હળવો બનાવે છે, શાંત કરે છે.

આપણા પ્રત્યે દર્શાવેલો રોષ આપણામાં રોષ જન્માવે છે. પણ તેવા સમયે આપણે આપણા ક્રોધ પર કાબૂ રાખવો જોઇએ, ક્રોધને શબ્દોમાં વ્યક્ત કરવાનું ટાળવું જોઇએ. આ પ્રકારનો અપ્રતિકાર સામી વ્યક્તિના ક્રોધને શમાવી દે છે, ઓછામાં ઓછું આપણે આગમાં ઘી હોમવામાંથી બચી જઇએ છીએ. આ પ્રકારના વર્તનનો અભ્યાસ થવાથી થોડા સમય પછી સામાનો રોષ આપણામાં રોષ જન્માવતો નથી, આપણે કઠોર આવેગોની પ્રતિક્રિયા સૌમ્યતાપૂર્વક આપવામાં આપણી પૂરેપૂરી તાકાત અજમાવવામાં સમર્થ થઇએ છીએ.

હવે દુષ્ટસંગતિ શા માટે ટાળવી જોઇએ તે સરળતાથી સમજાશે. જે વ્યક્તિઓ અનુદાર હોય, અશુદ્ધ મનની હોય, દુષ્ટ વિચારો ધરાવતી હોય, ખોટા કામ કરતી હોય, સર્વ કામોમાં અતિરેક-અસંયમ દર્શાવતી હોય તેમના આવેગો-તેમની લાગણીઓ આપણા પર અવશ્ય પ્રભાવ પાડે જ છે, આપણને પણ તેમના જેવું જ વર્તન કરવા તેઓ પ્રેરતા હોય છે. એમના પ્રભાવને કારણે આપણામાં પડેલું નાનું સરખું અનિષ્ટ તત્ત્વ પણ સક્રિય બની જાય છે, પછી એ અનિષ્ટ તત્ત્વને વશ કરવાનું મુશ્કેલ બની જાય છે. તેથી નાનપણથી જ બાળકો આવી કુસંગતિમાં ન ફસાય

તેનું ધ્યાન રાખવું જોઇએ. નહીં તો પુખ્ત વયે પહોંચતા તે વ્યક્તિમાં અનિષ્ટ તત્ત્વ પ્રબળ બની જાય છે. કુસંગતિ ટાળવા માટે વ્યક્તિએ પોતાના મનને શુદ્ધ-ઉચ્ચ વિચારોમાં રોકી રાખવું જરૂરી છે. એને પરિણામે એની આસપાસ રહેનાર વ્યક્તિઓ પણ એના પ્રભાવથી ઇષ્ટ વિચારો અને કાર્યોમાં પ્રવૃત્ત થાય છે. આ રીતે આપણે આપણી જાણકારી-આપણા જ્ઞાનને કાર્યાન્વિત કરી શકીએ, આપણા પોતાના જીવનમાં એને આચરણમાં મૂકી શકીએ, કારણ કે તો જ આપણું જ્ઞાન ફળદાયી નીવડ્યું ગણાય. સૃષ્ટિમાં સુખશાંતિ આણવામાં એ રીતે જ આપણે નિમિત્ત બની શકીએ.

* * *

**क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत्॥१॥**

૧. ક્રોધી વ્યક્તિ સામે ક્રોધ ન કરવો, તેની સાથે સૌમ્યતા-નરમાશથી વાત કરવી. (મનુસ્મૃતિ-૬-૪૩)

**सेतूंस्तर दुस्तरान् अक्रोधेन क्रोधं सत्येनानृतम्॥२॥**

૨. દુસ્તર માર્ગોને તરી જવાનો પ્રયત્ન કરો, ક્રોધના અભાવથી ક્રોધનો સામનો કરો, અસત્યનો સત્ય વડે સામનો કરો. (સામવેદ-અરણ્યગાન, અર્કપર્વ-પ્રપાકક-૨)

**आत्मानं च पराश्चैव त्रायते महतो भयात्।**
**क्रुध्यन्तमप्रति क्रुध्यन्द्वयोरेव चिकित्सकः॥३॥**

૩. જે ક્રોધ કરનાર સામે ક્રોધ કરતો નથી તે બંનેનો ચિકિત્સક (રોગ દૂર કરનાર) છે. તે પોતાની જાતને પણ બચાવે છે અને અન્યને પણ મોટા ભયમાંથી બચાવે છે.
(મહાભારત-વનપર્વ-૨૯-૯)

**क्षमा ब्रह्म क्षमा सत्यं क्षमा भूतं च भावि च।**
**क्षमा तपः क्षमा शौचं क्षमयेदं धृतं जगत्॥४॥**

૪. ક્ષમા બ્રહ્મરૂપ છે, ક્ષમા જ સત્ય છે, ક્ષમા ભૂત અને ભવિષ્યનું મૂળ તેમજ આધાર છે, ક્ષમા તપ છે, ક્ષમા શુદ્ધિ છે, આ સમગ્ર જગત ક્ષમા વડે જ ટકી રહે છે.
(મહાભારત-વનપર્વ-૭૩)

**परश्चेदेनमतिबाणैर्भृशं बिध्येच्छम एवेह कार्यः।**
**संरोष्यमाणाः प्रत्तिहृष्यतै यः स आदते सुकृतं वै परस्य ॥५॥**

૫. જો કોઇ શાણા મનુષ્યને અતિતીક્ષ્ણ વચનોથી વીંધે તો તેણે શાન્તિ અને ધૈર્યનો આશ્રય લેવો જોઇએ. ક્રોધનો ભોગ બનેલ મનુષ્ય જો સૌમ્ય સ્મિતથી એનો પ્રતિભાવ આપે તો ક્રોધે ભરાયેલી સામી વ્યક્તિનું પુણ્ય તેને પ્રાપ્ત થાય છે.

**आक्रुश्यमानो न वदामि किंचित्**
**क्षमाम्यहं ताड्यमानश्च नित्यम्।**
**श्रेष्ठं ह्येतद्यत् क्षमामाहुरार्याः**
**सत्यं तथैवार्जवमानृशस्यम् ॥६॥**

૬. મને કઠોર શબ્દો કહેવામાં આવે તો હું કશું બોલતો નથી, આક્રમણ થાય તો પણ હું હંમેશા ક્ષમા આપું છું, કારણ કે સંસ્કારી પુરુષોએ ક્ષમાને શ્રેષ્ઠ કહી છે, તેમ જ સત્ય, સરળતા (ઋજુતા) અને સૌમ્યતાને તેમણે શ્રેષ્ઠ કહી છે.

**आक्रुश्यमानो नक्रुश्येन् मन्युरेनं तितिक्षतः।**
**आक्रोष्टारं निर्दहति सुकृतं चास्य विंदति ॥७॥**

૭. કર્કશ શબ્દો કહેવામાં આવે તો મનુષ્યે તેનો ઉત્તર કર્કશતાથી આપવો જોઇએ નહીં, ક્રોધ કરનારનો ક્રોધ એને જ બાળે છે અને એના પુણ્યનો નાશ કરે છે.

**योनात्युक्तःप्राहरुक्षंप्रियं वा यो वाहतो न प्रतिहन्ति धैर्यात्।**
**पापञ्चयोनेच्छतितस्यहन्तुस्तस्येह देवाःस्पृहयन्तिनित्यम् ॥८॥**

૮. જે વ્યક્તિ ઉદ્ધત વચનો સાંભળવા છતાં કઠોરતાથી કે પછી શાંતિથી પણ તેનો પ્રત્યુત્તર આપતો નથી અથવા જે વ્યક્તિ હાનિ પામવા છતાં ધૈર્યને કારણે સામી હાનિ પહોંચાડતો નથી અને હાનિ પહોંચાડનારનું દુરિત ઇચ્છતો નથી તે વ્યક્તિ (એટલી મહાન છે કે) દેવો પણ તેની ઇર્ષ્યા કરે છે.

**पापीयसः क्षमेतैव श्रेयसः सदृशस्य च।**
**विमानितो हतोत्क्रुष्ठ एवं सिद्धिं गमिष्यति ॥९॥**

૯. પાપી મનુષ્ય દ્વારા, પોતાનાથી શ્રેષ્ઠ વ્યક્તિ દ્વારા કે પોતાની સમકક્ષ વ્યક્તિ દ્વારા અપમાન થાય, હાનિ પહોંચે છતાં જે ચલિત થતો નથી તે ઉત્કૃષ્ટ વ્યક્તિ સિદ્ધિને પામે છે. (મહાભારત-શાન્તિપર્વ-૩૦૦, ૧૦-૧૨, ૧૬,૮૧)

**आक्रुष्टस्ताडिता क्रुद्धः क्षमते ये बलीयसः।**
**यश्च नित्यं जितक्रोधो विद्वानुत्तमपूरुषः॥१०॥**

૧૦. જે મનુષ્ય પોતાનાથી બળવાન મનુષ્ય દ્વારા અપમાન પામે, દમન કે શોષણ અનુભવે કે ક્રોધનો ભોગ બને છતાં પણ હંમેશાં ક્રોધને વશ થતો નથી અને ક્ષમા દર્શાવે છે તે મનુષ્ય વિદ્વાન અને ઉત્તમ ગણાય છે. (મહાભારત-વનપર્વ-૨૯-૨૫-૧૮)

**यदि न स्युर्मानुषेषु क्षमिणाः पृथिवीसमाः।**
**न स्यात् संधिर्मनुष्याणां क्रोधमूलो हि विग्रहः॥११॥**

૧૧. જો મનુષ્યોમાં પૃથ્વી સમાન ક્ષમા કરનારા સહનશીલ પુરુષો ન હોત તો મનુષ્યોમાં સલાહસંપ ન રહ્યા હોત કારણ કે ક્રોધ લડાઇનું મૂળ છે.

**अभिषक्तो ह्यभिषजेदाहन्याद्गुरुणा हतः।**
**एवं विनाशो भूतानामधर्मः प्रेथितो भवेत्॥१२॥**

૧૨. પોતાનાથી મોટા-બળવાન દ્વારા દમન પામનાર સામો દમન કરે, હિંસા પામનાર હિંસા કરે તો પ્રાણીઓનો વિનાશ જ થાય અને અધર્મ ફેલાઇ જાય.

**आक्रुष्टः पुरुषः सर्वं प्रत्याक्रोशेदनन्तरम्।**
**प्रतिहन्याद्धतश्चैव तथा हिंस्याच्च हिंसितः॥१३॥**
**हन्युर्हि पितरः पुत्रान् पुत्राश्चापि तथा पितॄन्।**
**हन्युश्च पतयो भार्याः पतीन् भार्यास्तथैव च॥**
**एवं संकुपिते लोके जन्म कृष्णे न विद्यते॥१४॥**

૧૩-૧૪. કર્કશ વચનોનો ભોગ બનનાર સામે સતત કર્કશ વચનો બોલે, આઘાત પામનાર સામે પ્રહાર કરે, હિંસાનો ભોગ બનનાર સામે હિંસા કરે, પિતાઓ પુત્રોને હાનિ કરે, પુત્રો પિતાને હાનિ પહોંચાડે, પતિઓ પત્નીને ત્રાસ આપે અને પત્નીઓ પતિઓને ત્રાસ આપે ત્યારે આ પ્રમાણે ખળભળી ઊઠેલા સંસારમાં હે કૃષ્ણા (દ્રૌપદી), પ્રાણીઓનો જન્મ થવો સંભવ નથી. (મહાભારત-વનપર્વ-૨૯, ૧૩-૩૫)

**सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु**
**सर्वः सुखमवाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥१५॥**

૧૫. પ્રત્યેક મનુષ્ય દુર્ગમ સ્થાનો (મુશ્કેલીઓ)માંથી પાર ઊતરી જાય, પ્રત્યેક મનુષ્ય મંગલમયનું દર્શન કરે, પ્રત્યેક વ્યક્તિ સુખની પ્રાપ્તિ કરે અને પ્રત્યેક વ્યક્તિ સર્વત્ર આનંદ પામે એવી શુભકામનાઓ.

**ॐ सत्यं वद धर्मं चर**
**सत्यमेव जयते नानृतम् ॐ**

ॐ સત્યવચન બોલો, ધર્મનું આચરણ કરો,
સત્યનો જ જય થાય છે, અસત્યનો નહીં.

॥ ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥



માત્ર એક તત્ત્વ અનન્ત, શાશ્વત, અપરિવર્તનશીલ-સત્ સર્વસ્વરૂપ છે. એ તત્ત્વમાંથી જ સર્વ કાંઇ પ્રગટ થાય છે અને એ જ તત્ત્વ-બ્રહ્મમાં લય પામે છે. તે એક છે, અદ્વૈત છે. एकमेवाद्वितीयं ब्रह्म। (છાંદોગ્ય ઉપનિષદ્-૬-૨-૧) એ એક જ તત્ત્વમાં સર્વકાંઇ-જે અસ્તિત્વ ધરાવે છે તે સમાયેલું છે. જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થાય છે તેમ ભૂમા-બ્રહ્મ તત્ત્વમાંથી જગત ઉત્પન્ન થાય છે. જેમ તરંગો પુનઃ સમુદ્રમાં જ શમી જાય છે તેમ જગત પણ બ્રહ્મતત્ત્વમાં વિલીન થાય છે, લય પામે છે. જેમ સમુદ્ર જળસ્વરૂપ છે, તરંગો તેના આવિષ્કાર કે પ્રગટરૂપો છે તેમ એકમાત્ર તત્ત્વ બ્રહ્મ છે, જગત એનું એક રૂપ છે અથવા વિવર્ત-આવિષ્કાર છે. सर्वं खलु इदम् ब्रह्म। આ સર્વ કાંઇ બ્રહ્મ જ છે. (છાન્દોગ્ય ઉપનિષદ ૩-૧૪-૧)

ધર્મનું આ પારમાર્થિક પ્રથમ સત્ય છે. एकम् सत् विप्रा बहुधा वदान्ति। જ્ઞાની ઋષિઓ એને-એક તત્ત્વને અનેક નામે ઓળખે છે. સનાતન ધર્મ એને ‘બ્રહ્મ’ તત્ત્વ કહે છે. અંગ્રેજી બોલનારા એને God-ઇશ્વર કહેશે, જેથી અર્થ વધારે સ્પષ્ટ થાય. ક્યારેક હિન્દુ પરમતત્ત્વને નિર્ગુણ બ્રહ્મ પણ કહે છે. ગુણરહિત બ્રહ્મ તે નિર્ગુણ બ્રહ્મ. બ્રહ્મના અનાવિષ્કૃત અપ્રગટ સ્વરૂપને આવિષ્કૃત (જગતરૂપે પ્રગટ) સ્વરૂપથી જુદું પાડવા માટે તેને નિર્ગુણ બ્રહ્મ કહેવામાં આવે છે. બ્રહ્મ દૃશ્ય જગતરૂપે પ્રગટ થાય ત્યારે તે સગુણ બ્રહ્મ કહેવાય છે. સગુણ બ્રહ્મ એટલે જગન્નિયતા પરમેશ્વર.

- આ પુસ્તકમાંથી